# આનંદઘર

( હાસ્યરસિક નવલિકાસંગ્રહ )



☆

: લેખક :

" રા. એકાર. "

રમતારામ, સનમની શોધમાં, અક્કલનાખાં,
કલમ ચાબુક, હાસ્યમંઝીલ વગેરેના કર્તા







શ્રી હરિહર પુસ્તકાલય
બુકસેલર અને પબ્લીશર્સ
ટાવરરોડ — સુરત.

# અ...નુ...ક્ર...મ

લેખ સૂચિ | પૃષ્ઠ સંખ્યા



પ્રકાશક : ૧૯૪૬ મુદ્રક :
જયંતિલાલ વિઠ્ઠલદાસ | શંકરરાવ નારાયણરાવ નીકમ.
શ્રી હરિહર પુસ્તકાલય | "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ,
ટાવર રોડ - સૂરત. | ચૌટા પુલ - સૂરત.
• મૂલ્ય • ત્રણ રૂપીયા

# અ ર્પ ણ



મુર્કરમી જનાબ **શેઠ. ડી. એમ. લોખાત સાહેબ.** (કલકત્તા.) આપે ત્રીસ વરસ થયાં જાત મહેનતથી કલકત્તામાં શાનદાર પેઢી જમાવી છે, અને મુંબઈમાં પણ પેઢી જમાવી વહેપારદ્વારા ખૂબ સમૃદ્ધિ સંપાદન કરી કોમને સારી સખાવત કરીને નવાઝી છે. આપની સખાવતો અનેક ઈસ્લામી દીની અને દુન્યવી સંસ્થાઓને ઉપયોગી નિવડી છે. ઈસ્લામી તા'લીમમાં પણ આપ સખાવતી હાથ લંબાવતા જ રહો છો, અને સંકટ સમયે ગરીબોની હમદર્દી પણ કરો છો સાહિત્યમાં પણ યથાશક્તિ મદદ કરી છુટો છો, અને મુસ્લિમ સાહિત્ય, તથા સાહિત્યકારોને ઉત્તેજનની દૃષ્ટિથી અવલોકો છો એ જોઈને અમારી અદના કૃતિ આપને અર્પણ કરતાં હું સગર્વ આનંદ લઉં છું.

લી. સાહિત્યોત્તેજકોનો નમ્ર ઋણી

“ એકાર ”



# પ્રસ્તાવના

'આનંદ ઘર'

જગતના થાકેલા પાકેલા મુસાફરો મનનો મુઝારો અને મગજનો થાક ઉતારવા માટે આનંદઘરનો આસરો લઈ શકે એ હેતુથી મેં આનંદઘેર બનાવ્યું છે. આ આનંદઘરનું અવલોકન કરતાંજ તમારો થાક આપોઆપ ઉતરી જશે. પે'લાં નામતો 'વિશ્રાંતિગૃહ' પણ જો તેમાં દસ–પંદર મિનિટ પણ વિશ્રાંતિ લેવા યાને ચાહ પીવા બેઠા હોય તો રેડીયોપીનથી વાગતી ગ્રામોફોન રેકાર્ડો ઘોંઘાટથી તમારૂં માથું ફેરવી નાખશે! ડાકઘરમાંય ટપાલીઓ અને શોર્ટરોની ધમાલ હોય છે; અલબત્ત ચીડીયાઘર યાને કે સંગ્રહસ્થાન જેવી વિચિત્રતા તમને આ આનંદઘરમાં મળશે. શારીરિક નહિ પણ માનસિક શ્રમ દૂર કરવાનું એ ક્લિનિક છે! વિલાસ–વૈભવ માટેનું એ ભૌતિક પ્રકારનું ક્લિષ્ટ આનંદનું ધામ નથી; પણ નૈતિક પ્રકારનું ઇષ્ટ અને વળી સાથે સાથે શિષ્ટ છતાં મિષ્ટ મનોરંજન પીસરતું આનંદ ધામ છે એની સાદી બાંધણી 'સાદગી મેં ભી તેરી શોખી કી રંગત કૈસી?' જેવી છે. વધુ પિંજણ કરવા કરતાં દરવાજો ઉઘાડીને અંદર દાખલ થઈ જાવને. હા, જુવો કેવા સુંદર અને સફાઈદાર એના ખંડો છે? સ્થળ ઊંચી ટેકરી પર હોઈ ઠંડો ઠંડો પવન પણ ફૂંકાય છે. આ આનંદઘર લોકહિત માટે બાંધેલું હોઇ; ગમે તે નાતજાતના ભેદભાવ વિના એનો આસરો લઇ શકે છે. સંસાર એક મુસાફરખાના જેવો હોઈ, તેમાં દરેક પેસેંજર મુસાફર છે, એવું તેને પોતાને પણ સ્મરણ રહે માટે આનંદઘરના પહેલા ખંડમાં 'મુસાફરી'ની મોજ પીરસી છે. એ વાંચતાં તમને ખાતરી થશે કે લડાઇના સમયમાં લશ્કરના સોલ્જરો કરતાંય થર્ડ ક્લાસના પેસેંજરોએ વધુ ભોગ દીધો હતો. "જેના ભોગ લાગ્યા હોય તે એવી મુસાફરી કરે!" એવું દરેક જોનારના મુખમાંથી નીકળી પડે!

બીજા ઓરડામાં એક પંડિતજીએ 'પાટલુન'પુરાણ ઉપસ્થિત કર્યું છે. તેને વાંચ્યા પછી આપ ગમે તેવા લંગોટધારી હશો તોય એકવાર તો પાટલુન પહેરતા થઇજ જશો, અને લલકારશો કે;

**'પાટલુન પહેર્યાં હોય તે જાણે, ઓલ્યા લંગોટિયા શું પિછાણે?'**

ત્રીજા ઓરડામાં આપણા હિંદુસ્તાનના તહેવારોમાં દિવાળી એક અપૂર્વ આનંદનો તહેવાર ગણાય છે; પણ આજકાલ એ દિવાળી કેવી રીતે હોળીમાં પલટાઇ જાય છે, તેની તડાતડી રજૂ કરતો '**દિવાળી આવી!**' નામે ઉતા અને ઉતીનો સંવાદ તમારા કાન ભડકાવી દેશે! કલમથી દોરેલું એ શબ્દચિત્ર ત્રીજા ઓરડાના શણગારરૂપ હોઈ તમને પણ ગમશેજ. કારણ કે વખતે તમારા ઘરમાં પણ એવું નાટક વાર તહેવારે ભજવાતું હોય તો? ચોથા ઓરડામાં 'આનંદઘર'ના અતિથિઓ માટે '**ટેલીફોન**' ગોઠવાયો છે, એનો ઉપયોગ અને અનુભવ કર્યા પછી આપને ખાતરી થશે કે એ આરામનું નહિ પણ આફતનું સાધન છે! સુખ સગવડને બદલે દુઃખ અગવડ ઉત્પન્ન કરવામાં એ નિર્દોષ દેખાતુ યંત્ર કેવો ભાગ ભજવી જાય છે એની ખાતરી થશે! પાંચમો ઓરડો આ લોક નહિ પણ પરલોકનુંજ વિશેષ ધ્યાન રાખતા, મૂક્તિનો માર્ગ ગોતતા ભક્તજનો જેવા પરોણાઓ માટે રિઝર્વ રખયો છે. '**મરને કે બાદ!**' શી શી ધોંચપરોણ થશે તેનો ચિતાર અપાયો છે એ વાંચ્યા પછી તમે મરવાની વાતજ પડતી મૂકશો, પણ જો કદાચ ન છુટકે મરવું પડે તો પૂણ્યનાં કામો કરીનેજ મરશો! ભોજા ભગતના પદ્યમય ચાબખાઓ કરતાં આ ગદ્યમય ચાબખાઓ તમારા બીકણ દિલને વધુ ફફડાવી દેશે!

છઠ્ઠો ઓરડો ખાસ ગોરા પરોણાઓ માટેજ રિઝર્વડ રખાયો છે. એમાં '**અમરીનો ઇન્ટરવ્યુ**' એવી સુરીયાણી બાનીમાં લીધો છે કે તે વાંચતાં જો તમે જનમના રોગી હશો તોય હસી દેશો! બીજું તો શું કહું? ઓળખ્યાને એ એમરીને? જેમ પીંગળાની ખાતર ભરથરીએ જોગવટો લીધો હતો તેમ હિંદના દુઃખે દુઃખી થઇને એઓ પણ હિંદીવઝીરની

ગાદીનો ત્યાગ કરીને જોગી બન્યા છે! સાતમા ઓરડામાં રહેતા એક વેવલા સ્વભાવના બાવાજીને મુલ્લાંજીના ત્યાંનો શાદીનો 'આમંત્રણ પત્ર' મળે છે; તેનું ધાંધલ ધરપચ છે! એ શબ્દચિત્રની વાસ્તવિકતા તો કોઈ જીવંતપાત્રને તમારી સામે જુઓ ત્યારે જ સમજાય! એવા હરખપદુડા ગૃહસ્થોનો આપણા સમાજમાં તોટો નથી! આઠમા ઓરડાના ગોળ ટેબલપર 'નિર્માતાની રોજનિશિ' પડેલી છે તે વાંચશો તો નિર્માતાઓના જીવનમાં ડોકિયું કરી શકશો. જુવાન પોરીઓ સાથે વાતો કરવામાં એ આવેડ કે બોખા નિર્માતાઓ ગેલમાં આવી જાય છે! બાકી ધંધાદારી તરિકે તો એમનેય અનેક આફતોના કિલ્લા સર કરવાના હોય છે નવમા ઓરડામાં એક એવા 'જેન્ટલમેન!' વિઝીટર આવીને પડ્યા છે કે એમનાં તો દૂરથી દર્શન કરવામાંજ મઝા છે!

દશમા ઓરડામાં પેલા હુમાયુને બચાવનાર ભિસ્તીને 'બે દિનની બાદશાહી' મળે છે; પણ તે બાદશાહી દૌરદમામથી કંટાળીને દોઢ દિવસમાંજ પુનઃ ભિસ્તી બની જાય છે! કલમે અહીં એવું શિલ્પ રજુ કર્યું છે કે વાંચકને પણ એવો ભિસ્તી બની જવાનું મન થાય! અગીઆરમા ખંડમાં આવે છે 'જગતનો તાત' એ બિચારો હળનો દાંડો અને બળદનો કાંઠો પકડીને એવો થાકી ગયો હોય છે કે જરા એકાદ દિવસ આરામ લેવા માટે 'આનંદઘર'ની મુલાકાત લે છે. બાકી ક્યાં ધરતીનો ધણી કિસાન અને ક્યાં રંગીલાઓનું આનંદઘર! બારમા ઓરડામાં પેલા ભરતેગીયા મુલ્લાં એન્ડ મોબેદની કુાંવાળા મોબેદજી, મા. ખરસેદજી ખરખરીયાં જે. પી નો એવો સુરીવાણી ભાષામાં ઇન્ટરવ્યુ લે છે કે વાંચતાંજ ખડખડાટ હસીહસીને તમારાં આંતરડાંજ ગૂંચવાઈ જશે એ 'આછડીયાટીક ઇન્ટરવ્યુ!' બાકી તેરમા ઓરડામાં વસી રહેલા 'હોમિયોપેથિક' ડૉકટરે તો હોમિયોપેથિક શબ્દની એવી વિરાટ ફિલ્સુફી બતાવી છે કે જાણે તમામ જગતજ હોમિયોપેથિક યાને તકલાદી છે! ચૌદમા નંબરનો ઓરડો જરા ભેજવાળો હોઈ તેમાં 'મચ્છરનો ગુંજારો' શરૂ થતાં 'મુશાયરાનો મુંઝારો' આરંભાય છે. એ બે ઘડીની દિલ્લગી પછી

'રેકૉર્ડના ટુકડા !' પંદરમા રૂમમાંથી જડી આવે છે, એમાં ખરેખર જિગરના ટુકડા થઈ જાય એવું કરુણ શબ્દચિત્ર છે; જે પિત્તળની થાળીમાં સોનાની મેખનું કામ કરે છે !

સોળમા રૂમમાં એક 'ભાઈમિયાં' દંપતિ એવાં ઝઘડી પડે છે કે તેમની ઈદ, મોહર્રમમાં પલટી જાય છે ! એ 'ઇદ કે મોહર્રમ'નું વાસ્તવદર્શી શબ્દચિત્ર ગરીબ કે મધ્યમ કુટુંબોમાંથી ઉપસી આવતું જણાય છે. સત્તરમા ઓરડામાં વાઘનું ચામડું પાથરીને એક ગંજેરીબાપુ બેઠા છે; તેમના દંડાના પ્રભાવને લીધે રૂબરૂ મુલાકાત લેવાની હિંમત નથી ચાલતી જેથી 'બાપુને ખુલ્લો પત્ર' લખ્યો; પણ પાછળથી જણાયું કે બાપુ તો અભણ છે ! હશે ? એમના પછી અઢારના અપશુકનીયાળ આંકડા-વાળા ઓરડામાં કાળાબજારની કમાણીથી જેમનું પેટ પીપ જેવું ફૂલીને બન્યું છે એવા એક શેઠજી ત્રીજા વિશ્વયુદ્ધની માળા જપતા 'લડાઈમાં લાભ' જોઈ રહ્યા છે ! ઓગણીસમા ઓરડામાં એક ભવિષ્યવેત્તા ફૂટી નીકળ્યા છે; જે '૧૫૬ વરસ પછી' જગતના શા હાલ થશે તે બતાવી આપે છે ! વીસમા રૂમમાં એક પરોણાથી પાકી ગએલો યજમાન 'અતિથિ દાનવો ભવ'ની ફિલસુફી સમજાવે છે ! એકવીસમો ઓરડો કે જે એક વિશાળ હૉલ જેવો છે તેમાં આસ્તિક અને નાસ્તિક મુસાફરો વખત વિતાડવા માટે 'ભગવાન એક રમકડું' છે કે કોઈ પ્રભાવશાળી નિરંજન નિરાકાર વ્યક્તિ છે તેની ફિલસુફીમાં ઉતરી પડયા છે ! બાવીસમા ઓરડામાં 'ઘરઘતુ બીજો મોરચો' મંડાય છે. અમારૂં ધારવું છે કે એવા મોરચાતો 'ઘરે ઘર માટીના ચૂલા'ની જેમ ઠેર ઠેર મંડાતા હશેજ.

તેવીસમા ઓરડામાં વીસમીસદીના મજનુઓનું સંગ્રહસ્થાન ભરાયું છે. તેમણે લખેલા 'ફિલ્મી મજનુંઓના પ્રેમપત્રો' તમને ઠીક ઠીક રીતે ગીલીટીયા પ્રેમની ખાતરી કરાવી આપશે ! ચોવીસમા નંબરના રૂમમાં પધારેલા ઘેલાભાઈને તેમનાજ ગામના લોકો કેવી રીતે 'એપ્રીલ ફૂલ' બનાવે છે; તે તો વાંચો તોજ સમજાય ! અને પચ્ચીસમા નંબરમાં

'જરાક આપશો કે ?'ની ફિલસુફી વધારતાં લેખક પોતે શ્રોતાઓના અભાવે ચાર દીવાલોની વચ્ચે ભાષણ કરતા જણાય છે. હિંદમાં 'જરાક આપશો કે ?'નો રોગ કેવો સર્વવ્યાપિ છે તે એથી સમજાશે. છેલ્લા છવ્વીસમાં ઓરડામાં "રૂપેરી પાર્લામેન્ટ" ભરી છે. ઉઘાડ મથ્થા યુગમાં એક તો પાઘડીજ અડવી લાગે; તેમાં વળી હું માથા કરતાં મોટી પાઘડી બાંધવા જાઉં તે પાલવે નહિ એમ વિચારીનેજ આટલેથી પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું. પ્રસ્તાવનામાંતો એકલું આંગળી દેખામણુંજ હોયને ?

આ પ્રમાણે છવ્વીસ ઓરડામાં 'આનંદઘર' સમાપ્ત થાય છે. એને અવલોકતાં જરૂર આપને આનંદ આવશે તો મારી મહેનત, ને તમારા પૈસા વસુલ થયા સમજશ. આશા તો રહે છે કે ગુણીયલ ગુજરાતે જેમ મારાં બાર, બાર પુસ્તકોને એકકે તડાકે વધાવી લીધાં; તેમ આને પણ વધાવી લેશેજ. કોણ જાણે મેં એકાર ઉપનામ ધારણ કર્યું છે; છતાં કુદરત મને નવરોજ રહેવા નથી દેતી. કામના અતિશય દબાણને લીધે બીજીવાર પ્રુફરિડીંગનું કાર્ય પણ થયું નથી, અને પહેલીવારનું જે પ્રુફરિડીંગ કર્યું છે; તે પણ મિલિટરીના માણસો જેમ ઉભાં ઉભાં ઉતાવળે જમી લે તેમ અનેક કામની ધમાલમાં, સંતાનોનાં 'હાઉસન ! જાઉસન !'ની વચ્ચે જાણે ઉભા પગેજ પ્રુફરિડીંગ કર્યું છે; તો વાંચકો દરગુજર કરશે કાં'તો બીજીવાર પોતે વાંચનની સાથે પ્રુફરિડીંગ પણ મનમાં કરી લેશે ! પુસ્તક પ્રકાશનની જવાબદારી પોતાના શિરે ઉઠાવી લઇને શ્રી. જયંતિલાલે મારા મસ્તકેથી એટલો ભાર ઓછો કર્યો છે માટે એમનો આભાર માનું છું. ને વાંચકોને આ રેશનીંગના જમાનામાં ઘઉંમાંથી કાંકરા જુદા નહિ કરતાં ભેગા જ રહેવા દેવાની વિનંતિ સહિત વિરમું છું.

રાંદેર,<br>
તા. ૧–૮–૪૬

લિ.<br>
હાસ્ય મમર્જ્ઞોનોનો નમ્ર સેવક,<br>
—'એકાર'

# મુસાફરી

મુસાફરી અને તેમાંય ખાસ રેલ્વેની થર્ડ ક્લાસની મુસાફરી કરવી એ કાયરનું નહિ પણ વીરનું જ કામ છે. રણમાં ઊંટો પર કે ગર્ધવ પર કરેલી મુસાફરી કે કાઠિયાવાડની મધ્ય યુગની ટપ્પાની મુસાફરી કરતાં પણ આજની થર્ડ ક્લાસની મુસાફરી વિશેષ ગૌરવવાળી, મુસાફરની ધીરજ, અને શાંતિ માટે વધુ માન ઉપજાવે એવી થઇ પડી છે. થર્ડ ક્લાસના મુસાફરોને યોગના બધીય જાતનાં આસનોનો છેલ્લાં ત્રણ-ચાર વરસમાં અનુભવ થઇ ગયો છે. અને બારીં-બારણાને લટકીને મુસાફરી કરતા; કે ડબાની છત પર બેસી કે ઉંધા પડીને મુસાફરી કરતા પેસેંજરોને જોયા પછી ડારવીનની થીયરી ખરી પડતી જણાય છે; કે બેશક, આપણા દાદા વાંદરાજ હોવા જોઇએ! નહિતર તેમના વંશજો આવી પરિસ્થિતિમાં મુસાફરીજ શી રીતે કરી શકે? થર્ડ ક્લાસના મુસાફરોને તો ફક્ત વનવાગળાં કે ચામાચીડીયાંની જેમ ઉંધા મસ્તકે લટકવાનુંજ બાકી રહ્યું હતું! બાકી માથું નીચે ને ટાંટીયા ઉપર એવું શિર્ષાસન તો

કેટલાય મુસાફર કરી ચુકયા છેજ. જો કે આ લેખ છપાશે, ત્યાં સુધીમાં તો વધુ ટ્રેને દોડતી થઈ જતાં, આ પરિસ્થિતિમાં ફેર પડી જશે અને ડાલડાના બનાવટી ઘીથી પોષાએલો આજનો માનવી, દેવને પણ દુર્લભ એવી થર્ડ કલાસની એ મુસાફરીને ભૂલી પણ જશે, તો ભવિષ્યના ઇતિહાસમાં શિલાલેખ તરિકે કોઇ પુરાતત્વવેત્તા આ લેખને કાતરાવે અને ભાવી પ્રજા, યુરોપીય બીજા મહાભારત યુદ્ધના સ્મરણ તરિકે થર્ડ કલાસના ડબ્બાઓમાં થએલી પોતાના પિતૃઓની ફજેતી વાંચે એ હેતુથી જ આ લેખ અત્રે લખાયો છે તેને લાંબો કરીને વાંચવો, એ વાંચકોની ઉદારવૃત્તિ પર છોડું છું. સુજ્ઞેષુકિંબહુના—એકાર

હદના જીવોને યુદ્ધકાળ દરમિયાન કશું યાદ રહી જાય એવું હોય તો તે સ્ટેશન માસ્તરોની તુમાખી, ટીકીટ ચેકરોની વિવેકી ભાષા (?) અને થર્ડ કલાસમાં મુસાફરી કરતાં માનવ પ્રાણીઓનાં રબરનાં બનેલાં શરીર ! આ ત્રણ વસ્તુઓ યુદ્ધની યાદગાર બની જવા પુરતો સંભવ કોઇપણ ટ્રેન સ્ટેશન પર આવી કે થર્ડ કલાસના એકેએક દરવાજા પર હુલ્લડ ઉપસ્થિત થવાનું ! કંઇકના બિસ્તરાની ધૂળથી કંઇક આબરૂદારોનાં કપડાં બગડવાનાં, કંઇકના પગ કચડાઇ જવાના, કંઇકનાં પેટ દબાતાં 'ઓ બાપરે !' શબ્દ મુખમાંથી નીકળી જવાના, કોઇ ગાળો ભાંડવાના, ધક્કા મારવાના કે ખાવાના વગેરે અનેક બનાવો બની જવાના. ગાડી આવ્યાથી ઉપડતાં સુધીમાં થર્ડ કલાસના એકેએક ડબ્બામાં જાણે કવેટાનો ધરતીકંપજ ઉપસ્થિત થવાનો. અને જેનો સાર એ કે લોકો નીતિને નેવે મુકી, ગૃહસ્થાઇને ગીરો મુકી 'બાળયાના બે ભાગ' અને ફાવ્યો તે ડાહ્યો'ના સુત્રોનેજ સિદ્ધ કરવાના. વિચાર કરતાં જણાયું છે કે યુદ્ધ સમયમાં સૌથી મોટી બેવકુફી કરવી તેનું જ નામ 'મુસાફરી' અને મુસાફર એટલે મહાન બેવકુફ અથવા બેવકુફોનો સરદાર !

ભર ઉનાળામાં ગામથી બે ત્રણ ગાઉ દૂર આવેલા સ્મશાને કોઇ પોતાના મરી ગએલા સગાની ઠાઠડી ઉંચકીને ગયા પછી, સ્મશાનેથી પાછા

આવતાં ડાચુંને જેવો થાક લાગે છે; બસ તેવો જ બલ્કે તેથીય વધુ થાક આઠ દસ કલાકની મુસાફરીમાં લાગે છે. ને ટ્રેનમાં એક બે રાતની થર્ડ ક્લાસની મુસાફરી કરવી; એ તો લડાઇના મોરચા પરથી હેમખેમ સાજાસમા જીવતા ઘેર આવવા જેવું પરાક્રમ ગણાય! અભિમન્યુને સાત કોઠાનું યુદ્ધ લડતાં જેટલું પરાક્રમ દાખવવું પડયું હતું; તેવું પરાક્રમ બતાવાય, ત્યારે માંડમાંડ જગ્યા મળે! ને જગ્યા મળી કે પછી તે પેસેન્જર ચીંથરાનો વાઘ બની બેસે છે. બીજા સ્ટેશને નવા આવનારને ધમકાવે છે; ને સ્ટેલીનગ્રેડના સેનાપતિએ જેમ જર્મનોને લીલા તોરણે પાછા વાળ્યા હતા; તેમ નવા મુસાફરને કોઇ પણ ભોગે ધમકાવીને કે લાગ પડે તો ધક્કા મારીને પણ પાછો કાઢે છે. માનવતા, કે હમદર્દીનો એકકેય છાંટો તે વેળા એ વીર યોધ્ધાના હૃદયમાંથી નીકળી જાય છે!

બિચારા રેલ્વેવાળા તો નિર્દોષ ભાવે, ભોળા હૃદયે જાહેર ખબર કરીજ છૂટયા હોય છે ને કે "મુસાફરી ન કરો. જરૂરત સિવાય મુસાફરી કરનાર દેશના દુશ્મન છે! મુસાફરીના બચાવેલા પૈસા ખેતીવાડીમાં કામે લગાડો!" વગેરે વગેરે ઉપદેશ કરે છે, પણ આપણે એવકુફો કયારે કોઇના ઉપદેશની કદર કરીએ છીએ? ઉલ્ટા માછલાં જેમ પાણીના પ્રવાહથી વિરૂધ્ધ દિશામાં ચાલે તેમ આપણા પેસેન્જરો રેલ્વેના ઉપદેશની વિરૂધ્ધતા ખાતરજ જાણે મુસાફરી કરે છે. કેટલાક શોખીનો ફક્ત નવી ફિલ્મ જોવા સુરતથી મુંબઇ જાય છે! તો કેટલાક મુંબઇના રહેલાણી ફક્ત સસ્તો દારૂ પીવા ગોવા કે દમણની મુસાફરી કરે છે! તો જાત્રા મેળામાં ફકત બૈરાં જોવા ખાતર કેટલાક જુવાનીયા ચણા ફાકતા પણ મુસાફરી કરે છે! કેટલાક શાઇરો થર્ડ કલાસનું ભાડું મળતાં મુશાયરા ખાતર ૧૫૦-૨૦૦ માઇલની મુસાફરી ખેંચી કાઢે છે; તો કેટલાક જાનમાં જૂમે મરવાનો મોકો હોય છતાં જાનમાં જાય છે ને મુસાફરીની મુસીબત ઉઠાવે છે! કેટલાક ફક્ત તાડી પીવા મુંબઇથી નવસારી જાય છે તો પાપડી ખાવા કતારગામ જાય છે! સભાઓ, સમેલનો, જલ્સાઓ અને પરિષદોના કારણે પણ ગાડીઓમાં ભીડ જામે છે! રેલ્વેખાતું કહે છે કે "સામાન સાથે

મુસાફરી કરવી નહિ !" ત્યારે મુસાફરો આખું આખું ઘર સાથે ઉંચકીને લાવે છે. ને બિસ્તરા તો એટલા મોટા હોય છે કે બારણામાંજ ફસાઇ રહે ! જે જગ્યાએ જવું હોય ત્યાંના રેલ્વે ભાડા કરતાં સ્ટેશન પરના કુલીઓની મજુરી વધુ થઇ પડે છે ! ને જેવી રીતે હીટલર અનેક મોરચા સંભાળવા જતાં યુદ્ધ હારી બેઠો; તેમ આપણા પેસેન્જરો ડઝનબંધી દાગીના અને છોકરાંને સંભાળતાં કાં તો છોકરૂં, કાંતો પોટલું ગુમાવી બેસે છે ! ખરેખર ! બાળબચ્ચાં સાથે મુસાફરી કરવી એ તો પેલી કવિતાની જેમ.

"સફરનો મારગ છે શૂરાનો
નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલાં મસ્તક મૂકી
વરતી લેવું નામ જોને !"

બસ હવે વધુ ચાપાચીપી ન કરતાં એક યાત્રાળુની સફરનુંજ સીધે સીધું વર્ણન કરૂં છું સુરતના જેકીસન ઉર્ફે જેકાકાકા કે જેમનું વય ૮૫ ચોમાસાં વટાવી ચૂક્યું હતું; તે જુનીનાં છોકરાંને ઘેર મુકીને નવીની સાથે તમામ હિંદુસ્તાનનાં યાત્રાસ્થળોનું પુન્ય પ્રાપ્ત કરવા કોઇ શુભ ચોઘડીએ ઉપડયા. નવી કાકીની ઉંમર ફક્ત ૩૦ વરસની હતી. લઢવામાં ભલાભલાને પાણી પીવડાવે એવાં હતાં. નામ જેકોરકાકી હતું ને કોઇની પણ સાથેના વાગ્યુધ્ધમાં વિજય મેળવે તોજ શાંત થાય એવો એમનો સ્વભાવ હતો. જેકાકાકાને એવી હેડંબાસાઇ ધણીયાણી મળી એ એમનાં સદ્‌ભાગ્યની નિશાની ગણાય. જુની મરી ગયા પછી એ નવીને કાકાએ ગળે બાંધી હતી. જેમ ઘરડી ગાયને કોટે ડેરો; તેમ ઘરડા કાકાને કોટે એ ડેરા રૂપજ હતાં ! કાકા, એ ઘડપણની લાકડીના સહારે યાત્રાએ ઉપડયા. કાકી આગળ કાકાનું કંઇ ઉપજતું નહિ; જેમ કોઇ જૂવાન કમાન્ડર સમક્ષ ઘરડા સૈનિકની ગત થાય એમ ! પાણીનો મોટો ઘડા જેટલો લોટો, ભાતનો ડબ્બો, કપડાંનો એક ટ્રંક કે જેને ઉપાડતાં પોર્ટરની કેડ પણ બેવડ વળી જાય ! વળી સાથે ઝમઝમા તોપ જેવો મોટો બિસ્તરો લઇને એ કંપની

યાત્રાએ ઉપડી. ગાડી કરી સ્ટેશને ગયાં. કાકી ફુલડ્રેસમાં હતાં. ઘરમાંથી બહાર નીકળતાં એમના ચંપલ છાણમાં ખરડાયા હતા. સ્ટેશને ગાડીમાંથી ઉતરતાંજ ગાડીવાળા સાથે જામી પડી. કારણ કે એમના છાણ ખરડેલા ચંપલ વડે એમણે સામેની ગાદી પર પગ લાંબા કરવાથી સામેની ગાદી બગડી હતી.

"જરા ચંપલ સાફ કરીને તો બેસવું હતું ? મોટાં શેઠાણી જેવાં થઈ ગયાં તે જાણ્યું ! ભાડું આપશો બાર આના, ને ગાદીની ધોલાઈ છ આના તો થશે !" ગાડીવાળો બોલ્યો.

"તે શેઠાણી બનીને કોઇના જોરપર ફરીએ છીએ ? મિયાં, જરા મોં સંભાળીને બોલ ! મને શી ખબર કે છાણમાં ચંપલ ખરડાયા છે ? લે બઇ, મોટી તારી ગાદી ના જોઈ હોય તો ! એ તો ઠીક છે કે હું જાત્રા જેવા પુણ્યના કામે જાઉં છું તે બોલતી નથી નહિ તો...?" કાકી બોલ્યાં.

"નહિ તો શું મને ફાંસીએ ચઢાવી દેવરાવત ?"

"જા, જા, હવે સારો લાગતો નથી !" અને કાકા, કાકીનો હાથ પકડીને આગળ વધ્યા ત્યારેજ કાકી આગળ વધ્યાં કાકા જરા ધીમેથી બોલ્યા "શરૂઆતજ આવી શુભ થાય છે તો આગળ જતાં શું થશે ? જરા ગુસ્સાને ગળી જતાં શીખો !"

"તમેજ પાણી વગરના છોને ! નહિ તો એ મારો પીટયો ગાડીવાળો હું બોલી જાય ?" અંતે એ બંને સ્ટેશને પહોંચ્યાં. કાકીએ બે ટિકીટ ડાકોરની માગી. અંદરથી માસ્તરે કહ્યું; "ડાકોર શા માટે જાઓ છો ?" કાકી બોલ્યાં "ઝખ્ખ મારવા !" તો માસ્તર બોલ્યો; "વગર કારણે મુસાફરી શા માટે કરો છો ? ભીડ ઘણી છે ! આ તે જાત્રા કરવાનો સમય છે ?" તો કાકીએ તેમને કહ્યું; "તમે તમારે ટિકીટ આપોને ? ભલે અમે ભીડમાં કચરાઇને મરી જઇએ તેનું તમારે શું ?" અંતે માસ્તરે ટિકીટ આપી ને એ જેઠાકાકાને દોરીને પ્લેટફોર્મ પર ગયાં. કુલીએ માલ ઉઠાવ્યો હતો, ત્યાં જઇને ત્રંક પર બેઠાં. ગાડી આવતાં કુલીએ માલ તો ગમે તેમ ગોઠવ્યો

પણ જગ્યાના વાંધા પડયા. કાકી તો ગમે તેમ કરીને ચઢી ગયાં; પણ કાકાનું ટટ્ટુ ચાલ્યું નહિ. એમણે જોર કરીને ઢોરને તાણે એમ કકાને ઉપર તાણી લીધા. અડધા કલાકે ગાડી ઉપડી ત્યારે કાકાનો દમ હેઠો બેઠો; પણ કાકા ઉભાજ હતા. ઉભાયે રહેવાની જગ્યા ન હતી ત્યાં બેસવાની તો વાતજ કયાં કરવી ? એક બે ખડમાંકડા જેવા પેસેંજરોને ધક્કા મારી મારીને કાકીએ કાકા માટે જગ્યા કરી આપી, ને બીજું સ્ટેશન આવતાં કોઇ પેસેંજર લઘુશંકા કરવા જતાં કાકી પણ તેની જગ્યા પર ગોઠવાઇ ગયાં. પેલાએ આવીને ઉઠવાનું કહ્યું પણ એ શાનાં ઉઠે ?

"આ તે કંઇ બાઇ માણુસની રીત કહેવાય ?" પેલો બોલ્યો.

'બાઇ માણુસની રીત ના કહેવાય તો હું કહેવાય ? માટીડો થઇને બેઠીરેય ને બાઇ માણુસ ઉભાં ઉભાં મુસાફરી કરે ?" કાકી બોલ્યાં.

અને પછી તો એવી જામી કે વચ્ચે ત્રણ ચાર સ્ટેશનો ગયાં ને અંતે ભરૂચ આવ્યું; તોય યુદ્ધ ઠંડું ના પડયું. કાકીએ પોતાના હેડંબાસાઇ બાંટાથી પેલાને હરાવી દીધો; ત્યારેજ યુધ્ધ માંડ માંડ ચમારગામ પાસેજ આગળ ટ્રેન જતાં ઠંડું પડયું ! ભરૂચથી પાછી ગીરદી વધી હતી. ત્રણ પેસેંજર ઉતર્યા ને તેર ચઢયા જેથી ઉપરનો શ્વાસ ઉપર રહી જાય ને નીચેનો શ્વાસ નીચે રહી જાય એવી ભીડ જામી. એટલેજ યુદ્ધ ટાઢું પડયું. એવામાં એક ઉભેલો માણુસ ચાલવા જતાં તેના બુટથી કાકાનો પગ કચરાયો એટલે કાકાએ પોક પાડી. "અરરર ! મારા ભાઇ, તમેય શું જોતાં નથી ? મારો પગ કચરાઈ ગયો !" પેલો કચરનાર માણસ પણ અડબંગ જેવો હતો જેથી બોલ્યો કે "પગ નીચે શા માટે લટકાવીને બેઠા છો ?"

"નીચે પગ ના લટકાવે તો કયાં પગોને માથા પર મૂકે ?" કાકીએ પેલાને પડકાર્યો, ને પાછી બીજી વૉર શરૂ થઈ તે ઠેઠ વડોદરા આવ્યું ને "ગરમાગરમ ચેવડા !"ની બૂમ સંભળાઇ ત્યારે જ અટકી. કાકીએ ચેવડો લેવા બહાર ડોકું કાઢયું, એટલામાં એક મણુસે બારણા આગળ આવીને

બૂમ પાડી, "ઉતરી જાઓ! ઉતરી જાઓ! આ ડબ્બામાં તો મિલીટરીના માણસો બેસવાના છે." એટલે કાકીએ તેને કહ્યું; "લે જા જા! મોટી મિલીટરીવાળી આવી છું તે!" એવામાં તો બીજી બાજુની બારીઓમાંથી મિલીટરીવાળાઓના બિસ્તરા ધબાધબ પડવા લાગ્યા ને પેસેન્જરો જીવ લઇને બીજા ડબ્બામાં ભાગવા લાગ્યા. કાકીએ પોર્ટરને બૂમ પાડી, પણ પોર્ટર જ ન મળે; જેથી ઉતરીને આ છેડેથી પેલે છેડે ગયા; ત્યારે એક પોર્ટર મળ્યો, તેની પાસે સામાન ઉતરાવ્યો ને જલ્દી જલ્દી બૈરાંના ડબ્બા તરફ ભાગ્યા, ભાગતા ભાગતાં કહ્યું કે "તમે કોઈ સાથેના ડબ્બામાં બેસી જજો, વખત નથી નહિ તો તમને બેસાડીને પછી જ હું જાત!" કારણ એમ હતું કે સમય ઓછો હતો ને બૈરાંના ડબ્બા સિવાય ગજ વાગે એમ ન હતો. કાકાએ બહાર નીકળવા ઘણું જોર કર્યું પણ મિલીટરીવાળાઓના બિસ્તરાનો પહાડ ઓળંગીને એમનાથી આગળ વધાય એમ ન હતું. મિલીટરીવાળાઓને કાલાવાલા કર્યા, પણ તેમણે કંઇ ધ્યાન આપ્યું નહિ. અંતે એક ટી. ટી. જતો હતો તેને બૂમ પાડી, તેણે કાકાનું કાંડું ઝાલીને જોર કરીને વસડી કાઢયા, જેથી કાકાના સાંધા ઢીલા થઇ ગયા.

"સાહેબ, કોઇ ડબ્બામાં મને બેસાડી આપોને?" કાકાએ હાંફતાં હાંફતાં કહ્યું.

"મને ફૂરસદ નથી." એમ કહી ટી. ટી. ચાલ્યો ગયો ને કાકા ડબેડબે દોડવા લાગ્યા. બે દાયકા પહેલાં જેમ ઢેડ ભંગીઓને જોઇને સનાતનીઓ તેમને 'હડે! હડે!' કરતા હતા, તેમ દરેક ડબ્બામાંથી લોકો કાકાને જાકારો આપતા. કોઇએ ચઢવા દીધા જ નહિ! એક જગ્યાએ ચઢવાનો પ્રયત્ન કર્યો, તો એક જરા ધીંગા આધેડ પુરુષે એમને દરવાજામાંથીજ ધક્કો માર્યો. કાકા ગોથું ખાઈ ગયા! કોઇને ફરીયાદ કરવા જેટલો સમય ન હતો. એક કુલીને પકડયો ને કહ્યું કે "તું મને ગાડીમાં ચઢાવી દે તો એક રૂપિયો આપું."

"કાકા, ગાડીમાં તો કોઇ પોટલું કે ડાગીનો હોય તેને અમે ચઢાવીએ માણસને તે ચઢાવવાનો હોય?" કુલી બોલ્યો.

"અરે! ભાઇ એકને બદલે બે રૂપિયા લે પણ ચઢાવી દે, ડાકોરજીની જાત્રાએ જવાનું છે. પાછળ બૈરાંના ડબામાં મારી ઘરવાળી બેઠી છે, જો જો સીટી પડી ને ગાડી ઉપડી ગઇ તો હું રઝળી જઇશ." અને કુલીને દયા આવી. સામેના ડબામાંજ ચઢાવવાનો પ્રયત્ન કર્યો. બારણાંમાં તો આઠ માણસ ઉભેલાં હતાં; જેથી બારીએથીજ કાકાને ધકેલ્યા. પેલી બાજુ સીટી વાગી ને ધમ્મધશુંને કાકા ગાડીમાં પડ્યા. "ઓ બાપરે!" એમના શ્રીમુખમાંથી નીકળી ગયું, 'રણછોડરાય કી જે!' કહેવાને બદલે 'ઓ બાપરે! મરી ગયો રે! કેડયો ભાંગી ગઇરે!' એવું એવું બોલવા લાગ્યા. કુલીએ બે રૂપિયાની માગણી કરી. ગાડી પ્લેટફૉર્મ પરથી નીકળી ચુકી હતી. ગજવામાં હાથ ઘાલવા જેટલી એમના હાથોમાં શક્તિ નહતી, ને ભીડ પણ એવી હતી કે ગજવામાં હાથ ઘલાય નહિ, ને જોરજુલમથી ઘલાય તો નીકળેય નહિ! કુલીએ કાકાને ઉધડા લીધા; પણ કાકામાં હીંમતજ ક્યાં રહી હતી? પાસેના એક પેસેંજરને કહ્યું કે 'બાપા એને બે રૂપિયા ઝાંસોને, કળ વળતાં હું આપી દઇશ!' પેલાએ બે રૂપિયા આપ્યા ત્યારે કુલી ગાળો દેતો દેતો ઉતર્યો. કાકા બોલ્યા 'શો હડહડતો કલજુગ બેઠો છે? અમ જેવા જાત્રાળુને ત્રણ ટકાનો કુલી ગાળો દે છે!' હજુ કાકાને કળ પણ વળી નહતી; એવામાં એક વજનદાર પોટલું ઉપરથી કાકાની ખોપ્રી પર પડયું! કાકા ગોથું ખાઇ ગયા. મહામુસીબતે તેમને બે ચાર જણે બેઠા કર્યા. અફળાઅફળીમાં ચશ્મા પણ તુટી ગયા હતા. કળ વળી ને આણંદનું સ્ટેશન આવ્યું.

ગાડી બદલવાની હતી; પણ કાકામાં ઉતરવાનીય હીંમત કયાં હતી? ઘરવાળી ખોળતી, ખોળતી, કુલી સાથે આવી લાગી. "અરે! તમે તે કેવા માણસ છો? જુઓ, પેલી ડાકોરજીની ગાડી તો ભરાઇ પણ ગઇ ને તમે તો બાપના ઘરમાં બેઠા હોય તેમ હજી ઉતરતાય નથી!" ઘરવાળીએ કાકાને ધમકાવવા માંડ્યા, એટલે કાકા માંડમાંડ બોલ્યા 'પણ મારી તો કડેય ભાંગી ગઇ છે ને અફળાઇ કુટાઇને પાંસળાય સેકાઇ ગયાં છે! ડાકોરજીનાં દર્શન કરવા જતાં પહેલાં હું પોતે રામશરણ થઇ જઇશ!"

"અરે! એમ તે કંઇ હોય? હજી તો ડાકોરજીથી દ્વારિકાજી જવાનું છે. ત્યાંથી અંબાજી, મથુરાજી, દ્વારિકાનાથજી, જવાનું છે ને ત્યાંથી પાછા વળી કાશી વિશ્વનાથનાં દર્શન કરીને આવવાનું છે! અત્યારથી માટીડા, હરખા માટીડા થઇને હું હીંમત હારી જાઓ છો? રણછોડરાયકી જે!" કહીને ઘરવાળીએ કાકાનો હાથ પકડયો; પણ કાકા પોદળાની જેમ ઊઠી શકયાજ નહી. અંતે એકબીજા પેસેન્જરની મદદથી કાકીએ કાકાને ગાડીમાંથી હેઠે ઉતાર્યા. ને ડાકોરજીની ટ્રેન તરફ ચાલવા કહ્યું: પણ કાકાની હીંમત ચાલીજ નહી! એટલે કાકા બોલ્યાં."

"લ્યો, ચાલો, મારો હાથ ઝાલો, રણછોડરાયની કિરપાથી ટાંટીયામાં જોર આવશે!"

"જોર આવી રહ્યું હજી એક તિરથધામમાં જતાં પહેલાં તો 'રામ બોલો ભાઇરામ' જેવી હાલત થઇ ગઇ છે; ત્યાં આગળ તો શી રીતે વધાશે? તમારે જવું હોય તો જાત્રાએ જાવ. હું ઘરભેળો થવા માગું છું! પારકા ગામે લાકડાં ભેગા થવા કરતાં ગામ ભેળા થવું શું ખોટું?"

અને અંતે જેવાં ગયા હતાં તેવાંજ આણંદના સ્ટેશનેથી કાકાને કાકી સુરત ભેળાં થયાં. એમને યાત્રા–ધામનાં દર્શનનો લાભ ન મળ્યો; પણ યાત્રાનું પુણ્ય તો મળ્યું હશેજને? વાંચક બિરાદર કે બિરાદરણી! તેંય યુદ્ધના દિવસોમાં થર્ડ કલાસની મુસાફરી કરી હશે; તો તનેય ખાતરી થઇ હશે કે 'કાશીએ કરવત મુકાવવા' કરતાંય થર્ડ કલાસની મુસાફરી કરવી અઘરી હતી! પ્રભુ એવા દિવસો ફરીથી કોઇને ન દેખાડે, ને યુરેપમાં જાનવર તરિકે પેદા કરે પણ હિંદમાં માનવ તરિકે પેદા ન કરે! અસ્તુ:

## પાટલુન

પોતાની એકની એક લાડકી પુત્રી સાવિત્રીનાં લગ્ન દિલ્લી નિવાસી શ્રી. જી. ડી. મિશ્ર, આઇ. સી. એસ. સાથે નક્કી કર્યાં પછી જાણે પંડિતજીના તાજા મુંડવેલા મસ્તકેથી ત્રણ મણનો બોજ ઉતરી ગયો! પંડિતજીને તો જાણે સદેહે સ્વર્ગે પહોંચી ગયા જેવો આનંદ થયો. પંડિતજી શુદ્ધ કેળના પાણીએ બાંધેલા સનાતની વિચારના ભદ્રંભદ્ર ગૃહસ્થ હતા! વ્રત-નિયમ પાળવામાં ને આચાર વિચારમાં તો એક્કા હતા. પોતાના વિચારમાં મક્કમ હતા.

"સારું થયું કે તમે એવા ખાનદાની છોકરા સાથે આપણી દીકરીનાં લગ્ન નક્કી કરી આવ્યા. લ્યો, હવે જરા ટાઢું પાણી પીને ટાઢા પડો!" પંડિતાણી બોલ્યાં. પંડિતજી પાઘડીને અંગરખા સાથે રસોડાના ઉંબર પર ઉભા હતા. સાવિત્રી એની માતાનું બોલવું સાંભળીને જરાક શરમાઈ સાડીનો છેડો દાંતમાં ઘાલી આડું જોઈ મંદ હાસ્ય કરતી હતી! પંડિતજીને લાગ્યું કે, "મારી સાવિત્રી તો કોઈ રાજકુમારના ઘરને શોભાવે એવી છે. અરે, અસલ સાવિત્રી પણ એની આગળ પાણી ભરે છે, પાણી!" આમ ગણગણતા આત્મસંતોષ અનુભવતા ઝૂલા પર ઢળી પડ્યા.

લગ્નની તૈયારીમાં આઠ–દશ દિવસ પણ નહિ પસાર થયા હોય કે મી. જી. ડી. મિશ્રનો પત્ર આવ્યો. પંડિતાણીજીએ ફાડયો, સાવિત્રી ત્યાંથી દોડીને બાજુના રૂમમાં ચાલી ગઇ. બારણું અધુ઼ં વાસીને પત્ર સાંભળવાની ચેષ્ટા કરવા લાગી. પંડિતાણીના હાથમાંથી પત્ર લઇને વાંચતાંજ પંડિતજી તો સ.ઈડીંગ માટે અહીંથી તહીં દોડતા એન્જીનની જેમ ધુંવાં ફુંવાં થવા લાગ્યા.

"સેફ્ટીરેઝર નંગ–૩, રેઝરબ્લેડ બોક્સ ૩, લુકીંગગ્લાસ એન્ડ હેરબ્રશ ડઝન-૧, સુટકેસ નં–૨, એલેસ્ટર નં–૩, સેલ્ફફીગસૂટ નં–૬, વેલ્વેટ ગાઉન–૬, સીગરેટ બોક્સ–૧૦૦, કોલર, ટાઈ, પાટલુન, બુટ, પ્રત્યેક ૩–૩ ડઝન. બસ એટલી વસ્તુઓ, પહેરામણીમાં મળવી જોઇએ." આવો કાગળ વાંચીને પંડિતજી ધુંવાંપુવાં ન થાય તો શું થાય?

"સાહેબ છે, એટલે એ બધું તો આપવુંજ પડશેને? એકની એક દીકરી છે. જમાઇને જે ન આપીએ તે એછું છે. અને એમને નહિ આપીએ તો કોને આપીશું?" પંડિતાણી બોલ્યાં.

પંડિતજી ચૂપ રહ્યા ને મનમાં વિચારવા લાગ્યા કે જો "અમેરિકાનો એટમ બોમ્બ મારી પાસે હોત તો આ બ્રાહ્મણુત્વના કટ્ટા શત્રુને પુરો કરી નાંખત; પણ શું કરું લાચાર છું! ખેર, સનાતનીઓના પેપરમાં લખીને એને નાતબહાર કરાવું. યા સરકારને લખી મોકલાવું કે એ ધર્મ–પિશાચનો રેશનકાર્ડ રદ કરવો જોઇએ. પણ એ૫. આઇ. સી. એસ. મુવો છેને? સાવિત્રી તરફ જોઉં છું ને બધાય વિચારો ઠંડા થઈ જાય છે. હશે!" આમ ગડમથલ કરતા પંડિતજી ટાઢા પડ્યા અને ભાવી જમાઇને પત્ર લખવા લાગ્યા.

"ચિ. મિશ્રજી! દિર્ઘાયુ હોવ! પત્ર પ્રાપ્ત થયો. અમારાં તે યાને સાવિત્રીનાં માતુશ્રી લખાવે છે કે ટાઢને માટે કામળો નં. ૧. કોઇના વરઘોડા વગેરેમાં જવા માટે અંગરખું, પાઘડી, તથા ખેસ નંગ ૧–૧, તથા મારા તરફથી વ્યાયામ અને બળવર્ધક કુસ્તિને માટે લંગોટ જોડ એક, અને

આંખની જ્યોતિ વધારવા માટે પાવડી નં. ૨ તથા ઓઢવા પાથરવા ગોદડી નં-૨ અને રેશમી ચાદર નં. ૨ તથા તાપવા માટે સગડી નં-૧ પુત્રીની સાથે પહેરામણીમાં આપીશ પણ પાટલુનને માટે તો હું મારી ચાહું છું. કારણકે પાટલુનને તો હું વર્જ્ય ગણું છું ને એનો પડછાયો પણ મારા ઘરમાં ન પડે એવું ઇચ્છું છું કારણ કે મારી માન્યતા છે કે પાટલુન પહેરવાથી ગમે તેવો સનાતની બ્રાહ્મણ પણ ખ્રિસ્તી બની જાય છે!

લી. આપનો હિતેષિ
પંડિત વાચસ્પતિ!

ત્યારપછી તો એ ભાવિ સસરા જમાઇમાં ખૂબ પત્રોની પરંપરા ચાલી. મી. જી. ડી. મિશ્રે લખ્યું હતું કે :

"આપે જે વસ્તુઓનું લિસ્ટ મોકલાવ્યું છે તે આપ પોતાને માટે જ રાખશો, મારે તો મેં જે લખ્યું છે તેજ જોઇએ. ભલે તમારે મતે પાટલુન પહેરનાર ફિરંગી બની જતા હોય પણ મને તો પાટલુનની જ પ્રેકટીસ છે એટલે પાટલુન હું પહેરવાનો અને મારી પત્નિને પણ ફ્રૉક પહેરવું પડશે...!

લી. આપનો જી. ડી. મિશ્ર."

એટલે વળી સસરાજીએ પત્ર ફફડાવ્યો કે,

"ચિ. મિશ્રજી! મને પ્રતિતિ થતી નથી કે આપ એક મલેચ્છ વસ્ત્ર માટે આટલો બધો આગ્રહ શા માટે રાખો છો? પાટલુનમાં ભારતીયતા કે સૌમ્યતા, સરળતા કે તરલતા, એવું કશુંજ નથી હોતું! લજ્જાનું રક્ષણ કરવાનું તો એમાં કશુંજ તત્વ કે સત્વ નથી! એનો આકાર-પ્રકાર એવો છે કે શૌચનિવૃત્તોમાં માનવને ડારવીનની થીયરી પ્રમાણેજ વર્તવુ પડે! ભારતી ધોતી, એક એવી સર્વવ્યાપિ વસ્તુ છે કે એનો ગમે તે રીતે ઉપયોગ થઇ શકે. એ પાઘડી, ચાદર, લંગોટ અને દોરડા તરીકે પણ વાપરી શકાય! ધોતી એ ભારતની સંપત્તિ છે. ધોતી અથવા લંગોટી પહેરીને આપ ખેતરોમાંથી સોનું પકવી શકો. પાટલુન પહેરનારાઓ સોનાથી વંચિત રહી ફક્ત લોઢું મેળવી શકે છે! ગાંધીજીનેજ જુવોને! એમની લંગોટમાં

અમોઘ શક્તિ છે! જો એમણે પાટલુન પહેર્યું હોત તો કોઇ એમનો ભાવ ન પુછત માટે કૃપા કરીને આપ દેશસેવકો જેવો પહેરવેશ પહેરી મને કૃતાર્થ કરશો.

"મારી પુત્રીને તમે ફ્રૉક પહેરાવવાની વાત કરો છો એમાં નર્યું બચપણુ જાહેર કરો છો! પુત્રી મારી સંસ્કૃતિ છે, અને સંસ્કૃતિ મારી પુત્રી છે. હિંદી પુત્રીઓની સંસ્કૃતિ મારી પુત્રી છે. હિંદી પુત્રીઓની સંસ્કૃતિ સાડીઓથીજ સચવાય છે એવી મારી માન્યતા છે. સ્ત્રીઓ ફ્રૉક પહેરવાથી વાંદરી જેવી દેખાય છે એવી મારી માન્યતા છે! મ્હારી સાવિત્રી સાડીમાં એવી સુંદર દેખાય છે કે દેવો પણુ તેને ઝાંખવા પડાપડી કરતા હશે! સુંદર શરીર પર, સુંદર સાડી કામદેવના ઝંડા જેવી શક્તિ ધરાવે છે. માટે સાડીથી વિરૂદ્ધના વિચારોને તિલાંજલી આપો. જુવો હું ખુશ થઇને પહેલાંની યાદી ઉપરાંત આટલી વસ્તુઓ વધારે આપીશ. ત્રણુ બાટલી ધાસ્લેટ, ૧૫ શેર ખાંડ અને ૧૦ શેર રવો કદાચ ત્યાં પણુ એ વસ્તુઓ દુર્લભ હોય! સ્વાસ્થ્ય સાચવતા રહેશો. અમારાં તે પણ પ્રાર્થના કરે છે કે ભગવાન આપને સદ્બુદ્ધિ અર્પે!" લી. ભવદીય–પંડિત વાચસ્પતિ.

પંડિતજી છુટકારાનો દમ પણુ ન લઇ રહ્યા કે, વળતી ટપાલે પત્ર આવ્યો.

"લગ્ન થાય કે ન થાય, હું તો પાટલુન જ પહેરવાનો! પાટલુનને હું પ્રાણુથી પણુ અધિક સમજું છું. મારી પત્ની આપની પુત્રી હો કે ન હો, પણુ તેને ફ્રૉક જ પહેરવું પડશે! મને વિશ્વાસ છે કે ગાંધીજી જો પાટલુન પહેરત તો વિદેશી યુનિવરસિટીઓ તરફથી એમને વગર તકલીફે પી. એચ. ડી ની ડીગ્રી પ્રાપ્ત થાત!" આપનો

જી. ડી. મિશ્ર."

o o o o

"મારી પુત્રી આપની પત્નિ થાય કે નહિ, પરંતુ સાડી જ પહેરશે. અને મારા જમાઇ આપ થાઓ કે બીજો કોઇ થાય; પણુ તેને ધોતી જ પહેરવી પડશે! બાકી જો ગાંધીજી પી. એચ. ડી. હોત તો કોર્ટ–

કોલેજમાં પ્રોફેસરગીરીની વેઠ ઉતારતા હોત! પણ હું બીજી વાત શા માટે કરૂં? મારે તો પુત્રી પરણાવવાની છે, કંઈ સ્વરાજ લેવાનું નથી કે ગાંધીજીની વાતમાં રસ લઉં! અલબત્ત, સાવરકર ઠીક છે; પણ તે ય નિવૃત્ત થયા ને!" ભવદીય–પંડિત વાચસ્પતિ

o o o o

"મહેરબાની કરીને આપ આવા બેવકુફીભર્યા પત્રો ન લખશો. નહિ તો હું કોઈ દિવસ લગ્ન કરીશ નહિ ને લગ્ન કરીશ તોય સંતતિ–નિયમન પાળીશ." જી. ડી. મિશ્ર."

o o o o

"જો તમે અસલ બાપના બેટા હોવ તો પોતાની વાત "હું કોઈ દિવસ લગ્ન કરીશ નહિ" ને નભાવી રાખજો. જોઉં છું કે પાટલુનધારી ભિષ્મપિતામહ કયાં સુધી પ્રતિજ્ઞા પાળે છે? બાકી તમારી પત્નિ મારી પુત્રી હોય કે કોઇ જાપાની પંડિતની હો, પણ પહેરશે તો સાડી જ, અને અસલ બ્રાહ્મણી હશે તો તમારી પાસે જ ઘોડીયું ખેંચાવીને તમારા બર્થ-કંટ્રોલને ધૂમાડાની જેમ ઉરાડી મૂકશે!" લી. તમારો ભાવિ સસરો.

એ ઉપરાંત પંડિતજીએ શ્રીકૃષ્ણની પિતાંબર સહિતની મૂર્તિનું સ્મરણ કર્યું, ચંડીપાઠ કર્યા પણ એમના મગજમાંથી 'પાટલુન'ની ધૂન ન નીકળી. જેમ જેમ એ પાટલુનને મગજમાંથી દૂર રાખવાનો પ્રયત્ન કરતા ગયા તેમ તેમ પાટલુન ભૂત બનીને એમના મસ્તક પર સવાર થવા લાગ્યું! એમને પોતાના બચપણના દિવસો યાદ આવ્યા. ચંદ્રવદન અને એ સાથેજ નિશાળમાં દાખલ થયા હતા. જુની અને નવી સંસ્કૃતિ, અથવા પૂર્વ અને પશ્ચિમ જેટલો બંનેના વિચાર અને વર્તનમાં ફેર હતો. પુરાતન પાછળ રહેવા સર્જાયું હતું ને આધુનિક આગળ રહેવા સર્જાયું છે!

પંડિતજી કહે છે કે "હું અમરકોષ અને દર્શનને પોપટની જેમ મોઢે કરવામાં કુશળ હતો ત્યારે ચંદ્રવદન સૂટ, સીનેમા ને સીગરેટના ધૂમાડામાંજ ઉડતો હતો. સાથે ભણતી વિદ્યાર્થીનીઓ મને તો કોઈ ગટરનો દેડકો કે સડકનો પત્થર સમજી મારી તરફ દૃષ્ટિએ ન કરતી; ત્યારે ચંદ્રવદન તરફ હંમેશાં અમી વરસાવતી; જેથી ચંદ્રવદનને કહેવું પડતું કે,

"મારી સામે ન જોશો જરાય નજર મને લાગેરે !" ને સામેથી જવાબ મળતો કે,

"જરા કહોજી સાંવરિયા શા જાદુ કર્યાં ?"

"આમ પતંગબાજી કરનાર ચંદ્રવદન આજે રાવબહાદુર છે. એસ. ડી. ઓ. છે અને તેના એકજ હુકમથી જોઈએ તેટલી ખાંડ અને જોઇએ તેટલું ઘાસ્લેટ મળી શકે છે; ત્યારે હું એક કથાકાર પંડિત અને ફક્ત એક સાવિત્રીનો પિતાજ બની શક્યો છું ! હે, પરમપિતા, આદિ પુરૂષ નારાયણ ! શું કલ્કિ અવતારમાં તમે પણ પાટલુનનેજ અપનાવશો અને માતા લક્ષ્મી ફ્રૉક પહેરશે ?"

રાત્રે સીતાસ્વયંવરની કથા કહેતાં કહેતાં ભાન ભૂલી જઈને શ્રોતાઓની સામેજ પંડિતજી ઉગ્રતાથી પ્રતિજ્ઞા લઈ બેઠા. પોતે ક્યાં છે ? શું કરે છે ? તેનુંય તેમને ભાન ન હતું. ત્રાડ પાડીને બોલી ઊઠ્યા કે; "મારી સાવિત્રીનો વિવાહ હું તેજ રામથી કરીશ કે જે આધુનિક પાટલુન રૂપિ મનુષ્યનો સંપૂર્ણ રૂપે માનભંગ કરે ! (યાને કે જ્યાં જુવે ત્યાંથી પાટલુનને ફાડી નાખીને પરશુરામની જેમ પૃથ્વીને નક્ષત્રીય કરવાને બદલે ન પાટલુની કરે !) હું હવે તે આઇ. સી. એસ. રૂપિ રાવણ કે જેનું નામ જી. ડી. મિશ્ર છે; તેની સાથે જરાપણ સંબંધ ન રાખતાં મારી પુત્રીનો વિવાહ ફોક કરૂં !"

પંડિતજીએ જુસ્સામાં ને જુસ્સામાં શ્રોતાઓએ પહેરાવેલો હાર પણ ચુંથીને ફેંકી દીધો.

અકસ્માત બીજે જ દિવસે એક સાધુ પંડિતજીને આંગણે આવ્યો, ને પંડિતજીને દંડવત પ્રણામ કરીને બોલ્યો:

"પિતાજી ! મેં કાલે ભિષ્મ પ્રતિજ્ઞા સાંભળી છે; જો મને આપ યોગ્ય સમજી આપનો જમાઇ બનાવી કૃતાર્થ કરી શકતા હો; તો આપની પ્રતિજ્ઞા પાળવા હું તૈયાર છું ! શું આપ આપની સુપુત્રી સાવિત્રીને માટે સત્યવાન બનવાની મને તક આપી શકશો ?" પંડિતજી ગુસ્સાભરી દ્રષ્ટિથી

પગથી માથા સુધી ને પુનઃ માથાથી પગ સુધી તે ખળભળ બોલ્યા જોગ-ટાનું નિરીક્ષણ કરીને બોલ્યા; "તું કોણ છે ? શું કહે છે ?"

"હું યોગી છું; પણ મેં સાંભળ્યું છે કે ભોગી થયા વિના કોઈ યોગીની યોગવિદ્યા સફળ થતી નથી. ખરૂં કહું તો હું એક આઇ. સી. એસ. છું અને કર્મસંજોગે યોગી બન્યો છું. મારૂં કામ કચેરીમાં નહિ પણ ઘરની રસોડા નામે ઓફિસમાં હોય છે. ટુંકાણમાં એજ કે રસોઈયાનું કામ કરૂં છું પણ આપનો સ્વજાતીબંધુ હોઈ લગ્નનો હક્કદાર છું !"

હવે તો પંડિતજીના મગજનો પારો ૯૯'ની ઉપર ગયો; "જુવો, સ્વજાતીના છો એટલે કંઈ વિશેષ કહેતો નથી. જાઓ મારા મોઢા આગળથી તો ઠીક; પણ ગામમાંથી પણ દુર થાઓ ! વિવાહ કરનારાનાં ડાચાં જોયાં ન હોય તો ! જાઓ, કોઈ ગટરમાં મોઢું ધોઇને આવો ! મહારાણી થવાને લાયક પુત્રી તમારા જેવા જોગટાને પરણાવું ?' એવું રૌદ્રસ્વરૂપ પંડિતજીએ ધારણ કર્યું કે જામાતૃપદનો ઉમેદવાર તો ઉભી પૂંછડીએ નઠો !

હવે બસ પંડિતજીને ધુન ભરાઇ કે આવા લંગોટવાળા જામાતૃ કરતાં પેલો પાટલુનધારી શો ખોટો ? પોતાના સ્કૂલફ્રેંડ, રાવબહાદુર ચંદ્રવદન પાસે જઇને પોતાનું ધર્મ સંકટ જણાવી પાટલુન વિષે મત માગ્યો તો તેણે પંડિતની ભાષામાં જ પ્રત્યુત્તર આપ્યો કે; પ્રાચીનકાળમાં લંગોટમાં જ્ઞાન વિજ્ઞાન દર્શન થાતું હતું, આજે પાટલુનમાં થાય છે ! પાટલુન વિદ્યાનો માનદંડ છે અને અધિકાર તથા શક્તિનો રાજદંડ છે ! આજે કૉલેજમાં અને વિદ્યાલયમાં જે પાટલુન પહેરે તેની પાસે માતા સરસ્વતી તો ફરકતી પણ નથી ! કૉલેજના કંપાઉન્ડમાં પાટલુનવાળા અક્કલમંદ અને ધોતીવાળા બુધ્ધુ ગણાય છે. પાટલુનવાદ પરજ આજે તો વિદ્યાર્થીઓમાં સરસ્વતીનું વરદાન અને લક્ષ્મીના આશિર્વાદ ઉતરે છે ! એ એકજ પાટલુન, પ્રોફેસરોને માટે કાર્ય પટુતાનો પુનિત પ્રદર્શક બને છે, અમલદારોને માટે કર્તવ્ય પરાયણતાની કસોટીરૂપ બને છે ! તો વકીલોને માટે ત્યાગ ભાવનાનું પ્રતિક બને છે. તત્વજ્ઞાનીઓ, ફિલ્સુફો આજે તો પાટલુન પહેરીનેજ સફળ

થઇ શકે છે! આજે વિદ્વતાની, ગૃહસ્થાઇની, મહત્તાની, સત્તાની કે ત્યાગની મુર્તિમંત પ્રતિમા હોય તો બસ તે એક પાટલુન જ છે.

"બોલો શ્રી પાટલુન મહાદેવકી જે!" બોલીને પંડિતજી ત્યાંથી ઉઠયા ને ગાંડા થએલા શ્વાનની જેમ ઘર તરફ દોડયા ઘરવાળાંને કહ્યું "હવે મારો પણ પાટલુન પહેરવાનો વિચાર છે!"

"ઘરડી ઘોડીને લાલ લગામ શોભશે કે?" પંડિતાણી બોલ્યાં.

"શોભે કે ન શોભે પણ બસ......!" એવામાં 'ભરરર...ભસસસ!' કરતી એક મોટર આવીને એમના આંગણામાં અટકી; જેથી એમનો વાર્તાલાપ પણ અટકયો.

એક અપ-ટુ-ડેટ યુવક તે મોટરમાંથી ઉતરીને પંડિતજીના આંગણે ઉપસ્થિત થયો. ઘણીજ શિષ્ટતાથી પંડિતજીના ચરણ ચુમ્યાને બોલ્યો; "આપ પોતેજ પંડિત વાચસ્પતિ કે?"

"હાજી" હુંજ તે વિદ્યા ભાસ્કર પંડિત વાચસ્પતિ છું!"

"અને મારૂં નામ ગૌરીશંકર મિશ્ર છે. તમારો સ્વજાતીય છું, સાંભળ્યું છે કે આપની પુત્રી સાવિત્રીને માટે......!"

'હાજી, સાવિત્રીને માટે એક યોગ્યવરની મને આવશ્યક્તા છે! મારી પુત્રી ભણેલીગણેલી પણ છે. હું અત્યારે જ બોલાવી લાવું છું. હા...... આ, પણ હું તો તમને આસન આપવાનું જ ભૂલી ગયો!"

"કંઇ નહિ!" એટલામાં સાવિત્રી બ્હાર આવી.

પંડિતજી બોલ્યા; 'ઉભા રહો જન્મ કુંડળીઓ મેળવી લઇએ પછી બીજી વાત! અને ઘરની અંદર ઊંટ જેવી લાંબી ગરદન કરીને બોલ્યા; 'સાવિત્રીની માતા! સાંભળો છો કે? જરા બે પ્યાલા દૂધ કેસરને બદામ નાખીને ઉકાળી મોકલજો.'

કુંડળીયો મેળવાઇ ગઇ ને વિવાહ પણ નક્કી થઇ ગયો. ત્રણ ચાર દિવસોમાં તો જાન પણ જોડાઇને આવી ને લગ્ન પણ થઇ ગયાં. પંડિતજી

ખુશખુશાલ જણાતા હતા એકાદ અઠવાડિયા પછી આણું કરવા વરપક્ષનાં માણસો આવવાનાં હતાં; એવામાં સાવિત્રીએ આવીને પંડિતજીને કહ્યું કે; પિતાજી એમનો પત્ર આવ્યો છે તેમાં સૂચના છે કે પાટલુન પહેરીને ટેનિસ રમવાની પ્રેકટીસ કરતાં રહો. ભવિષ્યમાં કામ લાગશે. તો પિતાજી એક બે પાટલુન સીવડાવી ઘોને ?"

પંડિતજી જવાબ વિચારી રહ્યા હતા કે ટપાલીએ તેમના નામનો પણ એક પત્ર આપ્યો. કાઢયો ને વાંચ્યો તો તેમાં લખ્યું હતું કે, "શ્રી. પૂજ્ય પિતાશ્રી સાદર પ્રણામ! મારી બદલી આપનાજ શહેરમાં થઇ છે ને હવે બે ચાર દિવસમાંજ આપની સેવામાં સદેહે હાજર થઇ શકીશ. આજે ખુલ્લે ખુલ્લું કહી દઉં છું કે તે સાધુ પણ હું તે પોતેજ હતો, અને ગૌરીશંકર મિશ્ર પણ હું પોતેજ હતો અને અસલ જી. ડી. મિશ્ર તે પણ હું પોતેજ છું! હવે આપને પ્રથમ પત્રમાં લખ્યા પ્રમાણેની વસ્તુઓ પણ સાવિત્રી સહિત આ આધુનિક સત્યવાન માટે તૈયાર રાખવી પડશે! આખર પ્રેમનીજ જીત થાય છે. પછી ભલેને તે લંગોટમાં બંધાયલો રહે કે પાટલુનના ગજવામાં છુપાયલો રહે!

લી૦

આપનો જી. ડી. મિશ્ર."

છેવટે પંડિતજીએ પણ પોતે પાટલુન, અને પંડિતાણીને ફ્રૉક પહેરાવી પોતાનો યુનીયન જેક ફરકાવી વિજય દિન ઉજવવાનો નિશ્ચય કર્યો!



# દિવાળી આવી!?!

"હચો, સાંભળો છો કે બાબુના બાપ!" અમારાં બોલ્યાં.

"હા......આ, કંઈ બ્હેરો તો થઇ ગયો નથી? આપને જે ફરમાવવું હોય તે ખુશીથી ફરમાવોને!"

"કંઇ સવારના પ્હોરમાં નાના કીકલા બની ગયા કે! એ આપ ને બાપ કેવું?"

"પણ હવે બીજી પંચાત પડતી મૂકીને કહી જ દ્યો ને કે આપ શ્રીમતીજીનો શો હુકમ છે?"

"હુકમ શાનો હોય? હુકમ તો મડમો, સાહેબ ઉપર કરે! વાત જાણે એમ છે કે દિવાળી માથે આવી લાગી છે ને આપશ્રીની તો ઉંઘ પણ ઉડતી નથી?"

"કેમ તું જોતી નથી કે આ દિવાળીયા એડીટરોએ એક પખવાડિયાથી રિમાઈન્ડર પર રિમાઇન્ડર કરી કરીને મારી ઉંઘ ઉરાડી મૂકી છે!"

"એ તમારા રિમાઇન્ડર, ફિમાઈન્ડરમાં હું ના સમજું! એ તમારા એડીટરોને બીજું કામ પણ શું છે? દશેરા આવ્યો તો દસશેરા અંક કાઢયો, દિવાળી આવી તો દિવાળી અંક કાઢયો, હોળી આવી તો હોળી અંક

કાઢયો, ઈદ આવી તો ઈદ અંક, ને મોહરમ આવી તો મોહરમ અંક કાઢયો! કોઈ પણ બ્હાને ગ્રાહકોને બનાવવા એ તમારા તંત્રીરાજો મોહ-રમના વાઘ બનીને કૂદી પડે છે; પણ તેમાં તમારો શો દા'ડો વળ્યો?"

"કેમ ચા-પાણી જોગાં દોકડાં મળે છે ને?"

"તેમાં શી ભાજી પાકી? આ, હું છ, છ મહીનાથી પાડોશવાળાં સવિતાબ્હેન જેવી સાડી લાવવાનું કહું છું ને તમે તો આ મહિને નહિ ને આવતે મહિને એમ કહી કહીને વાત ટોલ્લે ચઢાવી છે! બળ્યો એ તમારો લેખકનો ધંધો! સવિતાનો વર કાંદાની દલાલીમાં દરમાસે નવી સાડી અપાવે છે ને તમે તો પેપરોમાં આખા દેશની દલાલી કરી મરો છો; છતાં મારે ભાડભૂંજણ જેવા અવતારે ફરવું પડે છે! શું તમને નાનમજ નથી લાગતી?"

"એમાં નાનમ શાની? લુગડાંનો ઠઠેરો કરવાથી કંઈ માનવતાનું માપ નીકળતું નથી? લુગડાં ગમે તેવાં હલકાં હોય પણ દિલ હલકું ન હોવું જોઇએ, લુગડાં મેલાં ભલે હોય; પણ દિલ ન મેલું હોવું જોઇએ! જુઓ, મહાત્મા......!"

"રહેવા દો એ તમારા મહાત્મા ગાંધીને? ખાદીનાં ખોળિયાં પહેરાવી પહેરાવીને શહેરની બૈરીઓને ય ભરવાણો જેવી ખરબચડી બનાવી દીધી હતી; એ તો ભલું થાય ઓલ્યા સીનેમાવાળાઓનું કે એમણે સીનેમાની રાણીઓને ફુલફટાક બનાવી બનાવીને લોકનાં બૈરાંને સારાં સારાં કપડાં વસાવતાં કર્યાં છે!"

"એ સીનેમાની આંધળી નકલે જ આપણા સમાજમાં પૂળો મૂકયો છે ને? દરેક બૈરી જાણે પોતે હીરોઇન થવા હાલી નીકળી છે! ધણી બિચારો ત્રીસ રૂપરડીનો કારકૂન હોય ને ઘરવાળી તો જાણે પાંચ હજારનો પગાર લાવતી હીરોઇન જેવો ઠઠેરો કરીને હાલી નીકળે!"

"ને પુરુષો કયાં હીરા બનવા હાલી નીકળતા નથી?"

"પણ હું તેની કયાં ના પાડું છું? એ બનાવટી હીરાઓ અને હીરાકણીઓએ જ સમાજને ખાડામાં નાખવા ધાર્યો છે ને?"

"ત્યારે શું છાયલ ને છીંદરી પહેરી દેઢ હાથનો ઘુંઘટ તાણી બૈરાં ફરે ને ભણેલા પુરુષોય ચોળગળાં પહેરે એમ તમે ઇચ્છો છો ?"

"ના. સીધું સાદું શરીર ઢાંકવા જેટલું પહેરે !"

"એ તમારી ફિલ્સુફી જવા દોને ? આપણાં ઘરમાં તો એ તમારું સીધું સાદુંય ક્યાં છે ? બાબુને બૂટ નથી, તો નાના કીકાને ટોપીનું ઠેકાણું નથી ! મોટી છોકરીને ઓઢણીનું ઠેકાણું નથી તો વચલી છોકરીને ચોળીનું ઠેકાણું નથી ! અને વળી......!"

"એ તમારું અને ને વળી, રહેવા દો ? હું કલમજીવી છું, શ્રમજીવી છું. અગીયાર, અગીયાર બાળકોનું શી રીતે પુરું કરું ?"

"તો પરણ્યા હતા શું ઝખ્ખ મારવા !"

"ઝખ્ખ મારી તે મારી હવે કંઇ છે ? માળા બર્થકંટ્રોલવાળા જ સાચા છે એની હવે ખાતરી થાય છે !"

"તો એ અગીયારેયને કોઈ અનાથાશ્રમમાં મૂકી આવો, ને તમે બાવા બની જાવ, ને હું બાવી બની જાઉં કે સોમ નાહ્યા !"

"પણ હું જીવતો મુવો છું; ત્યાં સુધી કોઇ અનાથાશ્રમવાળોય એ અગીયાર બારદાનને શાનો સંઘરે ? માળી આખી જ એમ. સી. સી.ની ટીમ છેને ?"

"આવું વાયડું બોલતાં શરમ નથી આવતી ? છાપાંમાં તો આખા દેશને શીખામણ આપવા હાલી નીકળો છો ! સભાએમાં તો મોટા ઉપાડે ઉકમાઈ ઉકમાઈને સમાજને સુધારવાની વાતો કરો છો ને ઘરમાં તો...!"

"હાલ્લાં કુસ્તી કરે છે એમજ ને ? યાદ રહે કે સુદામા ને વ્યાસ જેવા વિદ્વાનોનાં ઘરમાંય હાલ્લાં કુસ્તી કરતાં હતાં ! સોક્રેટીસ અને નરસિંહ મ્હેતાના ઘરમાં પણ એમજ હતું ! વિદ્વાનો ને કવિઓ તો પરાપૂર્વથી જ હવા પર જીવતા આવ્યા છે ને જીવે છે ! જાણો છો લક્ષ્મી ને શારદાને તો બારમો ચંદરમા જ રહેવાનો ! ઊંટને જોઇ ભેંસ ભડકે તેમ લક્ષ્મીને જોતાંજ શારદા ભડકે છે; જેથી પરિણામે અમારા જેવા શારદાભક્તો સુક્કાજ રહી જાય છે !"

"બળ્યો એ વર ને બળી એ જાન! તો એવો ધંધો શા માટે કરો છો? કંઈ બીજો ધંધો કરો ને!"

"લેખકને વળી બીજો ધંધો શી રીતે સુઝે? ને કદાચ આંધળીયાં કરી બીજા ધંધામાં ઝુકાવીએ તો પછી સાહિત્યનું શું થાય?"

"તમારા જેવો એકાદ લેખક કલમ પડતી મૂકી બીજા ધંધામાં પડે તેથી કંઈ સાહિત્ય રંડાઈ જવાનું નથી!"

"એ તો ખરૂં પણ મૂડીને અભાવે વહેપાર તો નજ થાય, ને નોકરી ગોતવા જઈએ તો વહેપારી લોકો લેખકને બાબાશાહી રૂપિયા જેવો ગણી સંઘરેજ નહિ!"

"શું સાહસ પર નિબંધ લખી દસ રૂપિયાનું ઇનામ મેળવનારમાં એટલીય હીંમત નથી? જુવો હું ધંધા બતાવું, બીજું કંઇ ન બને તો તરબુચની ફેરી ફરો! મકકાઇભુટ્ટા શેકીને વેચો! ભાંગેલી તૂટેલી છત્રીઓ દુરસ્ત કરવાનો ધંધો કરો. અરે, છેવટે કંઈ ના બને તો આમની શીશીઓ વેચવાની ફેરી કરો! તમારો રાગ પણ સારો છે, જરા લલકારીને કવિતા ગાશો તો લોકો ચપોચપ આમ ખરીદશે!"

"એ તો બધા થર્ડ કલાસ ધંધા છે! મારા જેવા પ્રખ્યાત લેખકે એવા ધંધા કરવા કરતાં તો આપઘાત કરવો જ ઠીક છે!"

"ત્યારે ગાડીના ડબ્બામાં લાવણી લલકારીને ચોપડીઓ વેચો; કે પાંજરાપોળ, ગૌશાળા, અનાથાશ્રમ વગેરેની પેટી ફેરવી ચંદો કરોને? એમાં પણ ઠીક ઠીક કમીશન મળશે!"

"એય સારા આબરૂદારના ધંધા ન કહેવાય!"

"તો વિમાના એજન્ટ બનો!"

"તેમાંય હજાર બે હજારની રોકડ જામીનગીરી આપવી પડે છે!"

"ત્યારે મીલમજુરનો ધંધો કરોને? એમાં પણ આજકાલ સારી કમાણી છે!"

"છટ્! મારા જેવો લોકજીભે ચઢેલો લેખક ને કવિ, મીલમજુર બને?"

"શું એ ધંધામાંય નાનમ છે ?"

"અલબત્ત !"

"ત્યારે કયા મોઢે મીલમજુરોના જીવન પર કવિતા બોલો છો, ભાષણો કરો છો ને મોટાં મોટાં લાંબાં મથાળાં ભરીને લેખો લખો છો ?"

"લખવું ને બોલવું જુદી વાત છે, ને કરી બતાવવું જુદી વાત છે ! સમાજમાં મારા નામની જે કીંમત છે; તે મીલના ધૂમાડીયા જીવનમાં ક્યાંય અલોપ થઇ જાય !"

"એ નામ અને ઇજ્જતને તે શું ઓઢશો કે પાથરશો ?"

"નામ રહંતાં ઠક્કરો નાણાં નવ રહંત;
કીર્તિ તણાં જે કોટડાં પાડયાં નવ પડંત."

—એ કવિતા તેં સાંભળી નથી ?"

"એ ય તમારા જેવા કોઈ કડકા કવિએ જ લખી હશે ને ?"

"કવિતાની કીંમત; રૂપિયા આના પાઈમાં ન અંકાય ?"

"ત્યારે શામાં પત્થરામાં અંકાય ?"

"અલબત્ત, શિલાલેખ તરિકે પત્થરમાં ય અંકાય, ને હૃદયમાં કે દિલમાં ય અંકાય ! ઉર્મિમાં અંકાય, ભાવનામાં અંકાય !"

"એ તમારી ઉર્મિ ને ભાવનાથી પેટ ન ભરાય !"

"અલબત્ત ઉર્મિ ને ભાવના કંઇ રોટલા નથી કે તેનાથી પેટ ભરાય ! એ તો આત્માનો ખોરાક છે આત્માનો !"

"પણ દેહ ટકાવવા તો રોટલાની જરૂર પડે ને ? ને દેહ ન ટકે તો પછી આત્મા શી રીતે ટકી શકવાનો હતો ?"

હું, અમારાંની વકીલ જેવી દલીલબંજીથી હારવાની તૈયારીમાં જ હતો કે પોસ્ટમેન આવ્યો ને દોઢ ડઝન દિવાળી અંક માટેના પત્રો તથા એક દસનું તથા એક પાંચનું મનીઓર્ડર પણ આપી ગયો. મેં એ પંદર રૂપિયા શ્રીમતીને આપતાં કહ્યું "લ્યો એનાથી દિવાળી ઉજવજો !"

"મારી સાડીમાં જ એકલા પચાસ તો જશે ને અગીયાર છોકરાંનાં એક એક જોડ કપડામાંય સોએક તો જાયને ? સેવ, વળી, પાપડ, ઘુઘરા, સંજોરી......!"

'હાં...આં!...હાં...આં ? આ રેશનીંગના જમાનામાં કોઇ સાંભળી જશે ! એ બ્હારનો ભપકો શ્રીમંતોને મુબારક, આપણે તો પહેરેલે લુગડે જ દિલથી દિવાળી ઉજવવાની છે ! જ્યાં ધારસેટનાં જ ઠેકાણાં નથી, દિવેલ પણ દીઠે જડતું નથી ત્યાં દિવાળીના દીપ પણ ક્યાંથી પ્રગટાવવા ? માટે 'મનચંગા તો કથરોટમેં ગંગા!" જુવો મેં દિવાળી પર કવિતા લખી છે તે તો સાંભળો !"

"અંતરે અંધકાર છે ને રોશની છે નામની;
હિંદમાં હોળી બળે દીપાવલી શું કામની ?"

હું આગળ કવિતા ચલાવવાનો પ્રયત્ન કરતો હતો કે નાનો બચુ આવ્યો ને બોલ્યો;

"કાકાજી, ફટાકડા અપાવોને ?" તો નાની કીકી બોલી પડી "ના મારે તો મિઠાઇ જોઇએ !" તો તેનાથી મોટો બાબુ બોલ્યો "પેલો વિનુ પહેરે છે એવા પઠાણી ચંપલ અપાવોને ?" આમ ઉપરા ઉપરી અગીયાર માગણીઓ આવી પડી ! હું આપનાર એક ને માગનાર અગીયાર ને એક બાર ! મને એમરીની કફોડી સ્થિતિની હવે સમજ પડી ! કોંગ્રેસ કંઇ માગે તો લીગ કંઇ માગે ! શીખ માગે તે જુદું તો વળી ડો. આંબેડકર દલીતોને માટે માગે તે જુદું; તો વળી સાવરકરનો જુદો સૂર તો એંગ્લો ઇંડીયનોનો જુદો સૂર ! એવા બધા વિવિધ સૂરોથી કંટાળીને એમરી એ જેમ હિંદને નન્નો સુણાવી દીધો, તેમ હુંય નન્નો સુણાવવાનીજ વેતરણમાં હતો; પણ પાછો વિચાર આવ્યો કે એમરીની પાસે જઇને તો કોઇ માગતુંજ નથી ! ત્યારે અહીં તો બધાંય લ્હેણદારો કરમની કઠણાઇથી મને ઘેરીને જ ઉભાં હતાં; જેમ મદારીને ઘેરીને પ્રેક્ષકો ઉભા રહે છે તેમ ! એટલે સીધી રીતે ના કહેવાય એમ તો હતું જ નહિ; વળી

એમરીની પેઠે તો આખો વ્હાઇટહૉલ અને પાર્લામેન્ટ ઉભેલી હોય છે; ત્યારે અમારે તો અમારા હોમમીનીસ્ટર યાને બચુ–બાબુની બા પણ સામે પક્ષે હતાં; જેથી એમરીની જેમ ચોકખો નન્નો ન ભણાવતાં વાયદે વાત ઉડાવી દેવનો નિશ્ચય કર્યો ! મનમાં ધાર્યું કે "નાનાંઓને તો દિવાળી અંકોનાં સારાં સારાં ફોટો-ચિત્રો ફાડી આપીને અને બેસતા વરસના રંગ-બેરંગી કાર્ડો આપીને રિઝવી શકાશે પણ મોટાંઓનું શું ?"

"કેમ મુંગામંતર થઈ ગયા ? છોકરાંઓને જવાબ આપોને ?"

"એમાં જવાબ શુ આપવો છે ? પલાળ્યું છે તે મૂંડાવીશું જ ને ?"

"પણ શી રીતે મૂંડાવશો ? ઘરમાં તો આ પંદર રૂપરડી સિવાય બીજું કશું જ સાધન નથી !"

"આપ શ્રીમતીને તેની ચિંતા કરવાની જરૂર નથી ! નરસિંહ મહેતાની હુંડી જેમ ભગવાને સ્વિકારી હતી, તેમ મારી હુંડીય કોઇ છાપાનો એડીટર સ્વીકારશે ! કોઇની પાસેથી અંગઉધાર નાણાં લઈશું ! બાંધી મુદ્દતની હુંડીની જેમ કલમને ગીરો મૂકીશું પછી છે કંઇ ?"

"એ તો ઉડાવવાની વાતો છે !"

"તમે તે કંઇ પતંગ થોડાં જ છો કે ઉડાવાય ?"

"જો જો પછી કંઇ......?"

"અરે ! નારે ના. આ જીભ કંઇ ભગવાને બોલીને ફરવા માટે આપી નથી ?"

"ત્યારે શા માટે આપી છે !"

"દિવાળીને બ્હાને સારૂં સારૂં જમવા માટે ને બેસતા વરસની બહોણીમાં જ લોકોની નિંદા કરવા માટે !" આ પારાયણ હજુ લંબાત પણ એવામાં કેળું ખાતી ખાતી સૌથી નાની કીકી આવીને મને ધૂળથી ખરડાએલા હાથે જ ભેટી પડતાં બોલી :

"મોત્તાબાઇ ! આ છાલનું પાછું કેલું બનાવી આપોને ?" લ્યો, કહો હવે છાલનું પાછું પુનઃ કેળું શી રીતે બનાવવું ? હું ધારૂં છું કે યુરોપ-

અમેરિકામાંય કોઇ એવો શોધક નહિ હોય કે જે "છાલનું પુનઃ કેળું બનાવી શકે?" મેં અંતે તેને પંપાળતાં કહ્યું.

"ગાંડી, કંઈ છાલનું તે કેળું બને?" મેં તેને ઘણીય સમજાવી પણ તેણે તો સત્યાગ્રહ આદર્યો અને સાથે સાથે એવા જબરદસ્ત રેડીયાનો પ્રોગ્રામ રજુ કર્યો કે મને તો શું કરવું તેની સમજ જ પડી નહિ! અંતે મિસીસે એક કેળું મંગાવીને મને સંતાડીને આપ્યું. મેં ટેબલના અભાવે દેવદારના ખોખાં કે જેને લેખનપીઠ તરિકે હું વાપરતો હતો તેમાં કેળું છુપાવ્યું. પછી તેમાં છાલ મૂકી જાદુગર ઠીકરાનો રૂપિયો બનાવે છે તેવી રીતે છુમંતર કરીને બાળકીને કેળું આપ્યું ત્યારે તે દૂર ખસી! એવામાં બ્હાર કોઇ ફેરિયાની બૂમ પડી બધાં છોકરાંને ચણાશીંગ અપાવીને હું પુનઃલેખન કાર્યમાં જોડાયો, જેમ ઘાંચીનો બળદ ઘાણીએ જોડાય તેમ! અને મિસીસ ચૂલામાં પડયાં.

મ્હારી તો એ દૃઢ માન્યતા છે કે ગુજરાતી લેખકોએ જો સાહિત્યનો ઉદ્ધાર કરવો હોય તો ભિષ્મપિતામહની જેમ અખંડ બ્રહ્મચારી જ રહેવું ઠીક છે! અસ્તુઃ

# ટેલીફોન !

પ્રાથમિકશાળાના શિક્ષકે જ્યારે સ્કૂલ લાઇફમાં 'ટેલીફોન' વિષેનો નિબંધ લખાવ્યો હતો; ત્યારે તો અમે જાણતા હતા કે ટેલીફોન જેવું સુખ સવડનું સાધન જગતમાં બીજું કોઇ નહિ હોય. જ્યારે જ્યારે શહેરના લોકોને 'ટેલીફોન' પર વાત કરતાં સાંભળતો.-જોતો; ત્યારે મને કંઇ કંઇ થઇ જતું! પણ પ્રભુની કૃપાથી ગણો કે અવકૃપાથી જ્યારથી મ્હારા ઘરમાં મેં 'ટેલીફોન' વસાવ્યો છે, બસ ત્યારથી મ્હારાં સુખ, શાંતિ, આરામ, અને ઉંઘ હરામ થઇ ગયાં છે! અને હવે ખરા દિલથી માનું છું કે જેના ઘેર 'ટેલીફોન' હોતો નથી તે લોકોજ સુખી છે! 'ટેલીફોન' ઘરમાં આવતાં શરૂ શરૂમાં તો હું એની ઉપર 'ઓરવાઇ પોરવાઇ!' જતો હતો પણ હવે આકરા અનુભવ ઉપરથી ખાતરી થઇ ગઇ છે; કે 'ટેલીફોન'નું ભૂત મારા મસ્તકે સવાર થયા પછી હાથે કરીને મેં પીડા વ્હોરી લીધી છે!

"હું સવારના પહોરમાં છાપું પહોળું કરી તાજા સમાચાર જોતાં જોતાં ચાહ પી રહ્યો હતો. ચાહના હજી એક બે ઘુંટડાજ પીધા હશે કે ટેલીફોનની ઘંટી વાગી. છાપું એક તરફ પટકી, ચાહનો કપ બીજી તરફ

મૂકી બીજા રૂમમાં ટેલીફોન મૂકેલો હતો ત્યાં દોડી ગયો ને હાથમાં રિસીવર ઝાલ્યું "હલ્લો! હલ્લો!" સામેથી "ઘું ઘું ઘું!" કબુતર બોલતું હોય એવો અવાજ આવ્યો, ખાંસી ખાતાં ખાતાં કોઇ કરાંજી કરાંજીને બોલ્યું "હલ્લો! હલ્લો! આપનો ટેલીફોન નંબર?" "૨૨૦૨!" "ભાઇ, સાહેબ ભૂલ થઇ ગઇ, માફી ચાહું છું!" હું રિસીવર પટકીને બોચી ખંજવાળતો ત્યાંને ત્યાંજ ઉભો રહી ગયો. ચાહ યાદ આવી પણ તે ટાઢી થઇ ગઇ હતી!"

કોઇ વખત તો એમ થતું કે હું પલંગમાં પડ્યો પડ્યો કોઇ સારી નવલકથા વાંચી રહ્યો હોઉં, અને જ્યારે નાયક–નાયિકાની મુલાકાતનો દિલ-ભેદક પ્રસંગ સાંપડે તેજ વખતે ટેલીફોનની ઘંટી વાગે. મારે ન છુટકે પુસ્તકને પટકીને ઊઠવું પડતું ને હનુમાન કૂદકો મારી રિસીવર હાથમાં પકડવું પડતું. "હલ્લો! ફરી સામેથી કોઇ કહેતું શેઠજી સોનાનો ભાવ ૭૬ાા છે. ચાંદીનો ૧૧૮ છે. તાંબાનો...લોઢાનો...પિત્તળનો...ઘઉંનો...મગફળીનો આમ ઉપરાઉપરી જુદી જુદી વસ્તુના ભાવો સંભળાતા રહેતા, અને હું દિગ્મૂઢ બની એ સાંભળતો રહેતો અંતે વાત બંધ થતી; ત્યારે હું રિસીવર પટકીને પુનઃપલંગ પર જતો પણ હવે નવલકથા પરથી ધ્યાન ઊઠી જતું.

ઘણી વખત તો એમ થતું કે "લાવ ટેલીફોનના તાર કાપી નાખું અને ટેલીફોનનેજ દરિયામાં પધરાવી દઉં કે આવી નકામી બ્હારની આફતથી તો ઉગારી જવાય!" હજી એવા વિચારોમાં હોઉં છું કે ટેલીફોનની ઘંટી વાગે છે; જેથી ન છુટકે હાથમાં રિસીવર ઉઠાવવું પડે છે. સામેથી અવાજ આવે છે; "હલ્લો, જરા, મીસ ફ્રેનીને મોકલી આપોને? જરા અમારે ઘેર સુવાવડનો પ્રસંગ છે!" "કઇ મીસ ફ્રેની?" "મીડવાઇફ!" "હા, તે અમારી સામેના બંગલામાં રહેતી હતી પણ છ માસનું ભાડું ચઢી જવાથી બીજે ક્યાંક ભાગી ગઇ છે, માટે બીજી કોઇને બોલાવી લેજો!" "વારૂજી! સાહેબજી! તકલીફ માફ!" હવે મારે રડવું કે હસવું તેનીજ સમજ પડતી નથી! છેવટે સીગરેટના ધૂમાડા ઉરાડતાં તેનાં કુંડાળાં જોતાં વળી પાછો વિચારે ચઢયો.

જ્યારે મેં ટેલીફોન લીધો ન હતો ત્યારે વિજળીનું બીલ ૭-૮ રૂ. આવતું હતું, અને હવે ટેલીફોનને પ્રતાપે બમણું કે વખતે અઢીગણું પણ બીલ આવે છે. જો કે હું તો ફોનનો ઝાઝો ઉપયોગ કરતો નથી; પણ પાડોશીઓમાં પરોપકારાર્થેજ રાત-દિવસ મારો ફોન વપરાય છે આજુબાજુ કોઇને ઘેર ટેલીફોન નથી; જેથી એ લોકો મારા ફોનથીજ પોતાનું કામ ગબડાવી લે છે, અને ગૃહસ્થાઇ બતાવવા મારે લગભગ તેમના પટાવાળાની ફરજ બજાવવી પડે છે!

"......આજુબાજુના ઘણા લોકોને મારા ફોનની ખબર છે. જોકે હું તેમને ઝાઝો ઓળખતો નથી; છતાં તેઓ આવે છે, અને ફોનનો ઉપયોગ કર્યા પછી 'થેંકસ'!' 'આભાર!' કે 'આપની મહેરબાની છે!' એવા શબ્દો કહીને ચાલ્યા જાય છે. અને વળી મુસીબતની વાત એ છે કે એ આજુબાજુવાળાઓએ મારો ફોન તે જાણે એમના બાપનો ફોન ન હોય; તેમ પોતાના સંબંધીઓને એજ ફોનનો નંબર પણ આપી રાખ્યો હોય છે! જેમ મહાન લીડરો પાસેથી ઓટોગ્રાફ લેવા માટે કૉલેજના છોકરા-છોકરીઓ પડાપડી કરે; તેમ મારા ફોન પર આડોશી-પાડોશીઓની પડાપડી ચાલુજ રહે છે. તે બધાની ઓળખાણ તો હું તમને શું કરાવું? અને ટેલીફોનની ધાડમાં મને એટલો અવકાશ પણ કયાંથી મળે? છતાં બે ત્રણ ખાસ ઘરાકોથી તમને ઇન્ટ્રોડયુસ કરાવું!"

એક અમારા પાડોશી દાક્તર સાહેબ છે, અને તે પણ કોઇ રેંજી-પેંજી નહિ, શહેરના જાણીતા દાક્તર છે, અક્કલમંદ માણસ હોઇ, જાતે ટેલીફોન વસાવવાની બેવકુફાઇ ન કરતાં; બહારની બલા બહાર કઢવા ખાતર પોતાના ગ્રાહકોને મ્હારો ફોન નંબર આપી દીધો છે. એટલે એમના તમામ ફોન મ્હારે લેવા પડે છે અને પછી દાક્તર સાહેબની પાસે દોડ્યાં જવું પડે છે! મ્હારા આગમનથી તેઓ તરત ટટ્ટાર થઇ જાય છે; કારણકે મને દૂરથીજ લાંબાં ડગલે ચાલતો જોઇને તેમને ખબર પડી જાય છે કે "ફોન આવ્યો હશે?" તેઓ તરત મ્હારી સાથે મ્હારે ઘેર આવે છે ને ફોનમાં

લમણું ઝીંક કરે છે! કોઇ વેળા તો મધરાતે ફોન આવે કે; "બીમાર મરવાની અણી પર છે! અને કૉલેરા થઇ ગયો છે! ડબલ ન્યુમોનીયા છે! હા...આ, લગભગ કંઇ એવુંજ છે; તાકીદે આવો નહિતર કેસ બગડી જશે!" ફોન સાંભળીને નાઇટ ડ્રેસમાંજ નોકરની જેમ મ્હારે ભાગવું પડતું; જાણે કેમ મ્હારો બાપ ન મરવાનો હોય? અર્ધી રાત્રે કોઇ મને ચોર ધારશે કે શું ધારશે? તેનીય પરવા કર્યા વગર ડાક્તર સાહેબનો દરવાજો ખટખટાવવો પડે છે. એકતો ડાક્તર અઘોરી જેવા ઉંઘનાર જેથી અર્ધો કલાક ધાંધલ ધરપચ કરૂં ત્યારે જાગે! આમ અર્ધી રાત્રીએ, પાછલી રાત્રીએ, કે બપોરની સખત ગરમીમાં પણ મ્હારે ફરજીયાત ડાક્તર સાહેબ પાસે દોડવું જ પડતું. કોઇ કોઇ વેળા તો ડાક્તર પ્રીવીરૂમમાં ગુરુ શંકા કરવા ગયા હોય કે બાથરૂમમાં સ્નાન કરતા હોય તો મારે તેમને દરવાજો ઠોકીને નોટિસ આપવી પડે ને અર્ધો અર્ધો કલાક રાહ જોવી પડે! ડાક્તર એવો એદી માણસ છે કે પ્રીવીરૂમમાં પણ ખાસો અર્ધો પોણો કલાક કાઢે છે, અને બાથરૂમમાં તો ભેંસની જેમ પાણીમાંજ પડયો રહે છે! પરોપકારની ખાતર એમના વગર પગારના નોકરની જેમ ખડેપગે સેવા કરવી પડે છે! ઘણી વેળા તો એવી ચીડ ચઢે છે કે "હું મરૂં, ડાક્તર મરે, કે ટેલીફોન ફેંકાય જાય; તોજ આ પરિસ્થિતિમાંથી ઉગરાય!"

બીજા એક મિત્ર છે તેતો આવે છે ને સીધાજ રિસીવર હાથમાં પકડી, ફોનનું ડાયલ ફેરવી "હલ્લો!" કરે છે, અને પછી જ મારી તરફ જોઇને સ્હેજ ફીક્કું હસે છે. 'હલ્લો! બૉમ્બે સેંટ્રલ? હાં...આં, ફ્રંટીયર કેટલા વાગે ઉપડે છે?" બસ જ્યારે આવે ત્યારે ગાડીનો જ ટાઇમ પૂછીને તરત ચાલ્યા જાય! જાણે દરરોજ પૃથ્વીના પ્રવાસે કેમ ઉપડવાના નહોય! વળી એક ભેંસના ભાઇ જેવા જાડા પોલિસ ઇન્સ્પેક્ટર સાહેબ છે. તેમણે પણ તેમના સર્કલમાં મ્હારોજ ફોન નંબર આપ્યો છે. શહેરમાં કંઇ મારામારી થાય, ચોરી થાય ધાંધલ જાગે, આગ લાગે કે મારા ફોન પર ધાડ આવે! ગમે તેવી ઠરી જવાય એવી ટાઢ હોય ને ગોદડાં ઓઢીને સુતો હોય કે ચાહેતો ટાઢીઓ તાવ આવ્યો હોય; છતાંય ફોન આવ્યો કે પલંગ-

મોંથી ભૂતની જેમ ઉભા થવું જ પડે! બપોરની સખત ગરમી કે લૂમાં પણ ફોન આવતાં; પટાવાળાની જેમ તે સાહેબની હજુરમાં હાજર થવું જ પડે! લ્યો પેટ છુટી વાત કહું! કોઇ કોઇ વેળા તો એ ફોન ખાતર આપઘાત કરવાનું જ મન થઇ આવે છે; પણ પાછો એ પોલિસ ઇન્સ્પેક્ટરનો થતો જ લાશને ચુંથાવશે; એ ભયથી જ એ વિચારને પડતો મુકું છું!

"તું મારો આધાર દયાનિધિ તું મારો આધાર!"

એક વેળા તો રાતે હું વાળુ કરતો હતોને ફોનની ઘંટડી વાગી. ખરડેલા હાથે જ ભાણા પરથી ઊઠયો. રિસીવર હાથમાં લીધું. કોઇ પોલિસ ચોકી પરથી કોઇ કોન્સટેબલનો ફોન હતો. "અલાવ! અલાવ!! ઇન્સપેક્ટર સાહબ, તાકીદસે ફૌરનસે પેશતર, બહોત જલ્દીસે આઇયે, કિસી એકટ્રેસને શિવાજી પાકસે ફોન કિયા હય, ગુંડે લોગ ઉસે ઉઠા જાનેકી કોશિષ કર રહે હેં!" હું તરત દોડયો ને ઇન્સપેક્ટર સાહેબને ઘેર ખબર કરી તો જણાયું કે તે સિનેમા તરફ ગયા છે. હવે મુંબઇમાં તો ૪૦-૫૦ સિનેમા છે તેમાંથી કયા સિનેમામાં એમની શોધ કરવી? "પણ બિચારી એકટ્રેસને......?" દરિયામાં જાય એ બધાં આપણે સાજા ડીલે સંતાપ શા માટે જોઇએ?"

વળી પાછો પુનઃ જમવા બેઠો કે ફોનની કાળમુખી ટોકરી વાગી. ગુસ્સામાં થાળી પછાડી ઉઠયો ને રિસીવરને પણ અફાળ્યું. વળી પાછો તે જ કોન્સટેબનો અવાજ આવ્યો. "અલાવ! અલાવ!! સાહબ હમ બહોત દેરસે આપકી રાહ દેખતે હય! દેર હો જાયગી તો વહાં ગુંડે લોગ કુછકા કુછ કર ડાલેંગે; વાસ્તે ફૌરન આઇયે, હમ કાલાચોકીપે આપકા ઇંતેઝાર કર રહે હેં!" મેં તેને કહ્યું કે "સાહેબ તો સિનેમા જોવા ગયા છે." "તબ તુમ કૌન હો?"

"હું તેમનો પાડોશી છું ને મારે ત્યાંજ તમારા સાહેબનો ફોન આવે છે. સાહેબને ઘેર ડાયરેકટ ફોન જતો જ નથી; કારણ કે તેમણે ફોન રાખ્યો જ નથી!"

"હંય! ઐસા હય? સાબ ભી બડા મારવાડી આદમી હય! અચ્છા, મગર ભાઇ સાહબ યેહ બાત કિસીકો કહેના મત નહિ તો હમારી સાથ તુમકોભી પંચાતમેં પડના પડેગા?"

"વારૂ!" હવે તો જમવાનું માંડી વાળ્યું, ને આ આફતમાંથી બચવાનો ઉપાય વિચારવા લાગ્યો. વિચારમાંને વિચારમાં સિગારેટના ઠૂંઠાથી આંગળીઓ દાઝી ત્યારે વિચાર તંદ્રામાંથી જાગ્યો? એવામાં હાંફળા ફાંફળા ઇન્સપેકટર સાહેબ દોડી આવ્યા. "કિસકા ફોન થા?" કહેતાં કહેતાં પાડાની જેમ હાંફી ગયા. "કાલાચોકી ઉપરથી કોઇ કોન્સટેબલનો હતો." એમણે ઉતાવળમાં ને ઉતાવળમાં નંબર જોડી દીધે રાખી.

"એલાવ! એલાવ!! કોન શરીફખાન?"

"ઓહ! કોન મીસ સિતારા? એક્સક્યુઝમી, માફ કરશો! ઉતાવળમાં ભૂલથી નંબર જોડાઇ ગયો?" અને પછી પાછા નંબર જોડી વાતે વળગ્યા. વાત પુરી થતાં મારી તરફ ફરીને બોલ્યા; "હમારી તો કોઇ ઝિંદગી હય? અયસે હજારોં લફરે આતે હંય! હાં મગર આપ યેહ બાત કિસીકો કહેના નહિ; યેહ તો એકટ્રેસકી પાસસે કુચ્છ નિકલવાનેકી તરકીબ હય!"

હું ચોંકયો. "માળું આ ફોનને લીધે આપણે પણ પાપમાં થોડા ઘણા ભાગીદાર તો થયા જ ગણાઇએને?" એમ મનમાં ગડમથલ કરતોજ રહ્યો ને ઇન્સપેક્ટર સાહેબ ચાલતા થયા.

કયાં સુધી ગણાવું? રાત-દિવસ ઘંટી વાગતી જ રહે છે! જાણે આખા શહેરના માણસો સંપ કરીને મારા ફોનની જ પાછળ લાગે છે! કેટલીક વેળા તો ખાણાના ટેબલ પરથી હાથ ધોઇને ઉઠવું પડે છે, કોઈ વેળા ચાહનો કપ મૂકીને ઉઠવું પડે છે, તો કોઇ વેળા બાથ રૂમમાંથી કે પ્રિવીરૂમમાંથી ભાગવું પડે છે! તે જ પરિચિત અવાજમાંથી કોઇનો સુર સંભળાય છે; "જરા દાક્તર સાહેબને તાકીદે...! ખૂન થયું છે. ઇન્સપેકટર સાહેબને કહો કે તાકીદે પધારે! ફલાણા શેઠીયાની દીકરી કોઈ શોફરની સાથે ભાગી ગઇ છે તાકીદે તપાસ ચલાવવાની છે, સ્ટેશને સ્ટેશને તાર દેવાના છે; ઇન્સપેકટર સાહેબને કહો પહેરેલે લુગડે આવે! કોઈ કોઇ

વેળા તો એક આધેડ લેડી ડોકટરનો પ્રેમ સંદેશો પણ ડાકતર ઉપર આવે તે મારે ઝીલવાનો! મારો ડાકતર પણ ૪૫ વરસનો થયો છતાં પરણતો જ નથી ને એના પ્રેમની દલાલી જાણે અજાણે મારે કરવી પડે છે! સજ્જનતા ખાતર કરી છુટું છું! બીજું શું થાય? નર્સો અને નર્સો પર જાણે પાદરીઓનો અને ડાકતરોનો પ્રેમ કરવાનો 'જન્મસિદ્ધ હક્ક' હોય એમ ઘણો ભાસ થતો! કોઇ વેળા બગડતા નંબરની મ્હોંકાણુમાં ન સાંભળવાની વાતો પણ સંભળાઈ જતી! પણ પેલા શેર-સટ્ટાવાળાઓના ફોનથી તો હું ખૂબ જ કાયર થાઉં છું!

"હું ફિકરમાં છું કે આટલી બધી વારથી હજી ઘંટી કેમ વાગતી નથી? લેખ પૂરો થવા આવ્યો તો પણ...! શું બધાય ફોન કરનાઓને મુંગો મુંઝારો થઇ ગયો હશે કે હુલ્લડમાં એકી સાથે મરી ગયા હશે! લમણા પર હાથ ટેકવી સેંટહેલીનામાં કેદ થયેલા નેપોલીયનની ઢબે હું વિચારતો જ હતો કે ઘંટી વાગી. હું ઊઠયો, "હલ્લો! કોણ આઝાદ કે? સંભળાવો શું છે? "આવી ગયો છે!" "શું પ્લેગ?" ના, ભાઈ ના. પ્લેગને લાવીને શું કરો છો? તમારા ડાકતર મિત્રને ખટાવવા છે? "ત્યારે શું! સીનેમાનો પાસ!" સાચું? હા...આ! કઈ ફિલ્મનો? 'એધીંગ બ્યુટી'નો! એ તો મેં જોઈ છે, ઠીક તું જોઇ આવ! નહિ નહિ, નહિ ચાલે! એ ન જોવી હોય તો હમરાહીનો પાસ પણ તૈયાર છે!" "ચાલો આવું છું." લ્યો હવે તમે કહો ફોન ન હોય તો આઝાદ પાસે બબ્બે પાસ છે; તેની મને શી રીતે ખબર પડત? ચાલો હવે હું મારા શબ્દો પાછા ખેંચી લઉં છું કારણ કે ફોનને લીધે ઘણીવાર ઘણા પ્રેમનાં નાટકો સાંભળવાનાં મળે છે, ને આવી રીતે ફિલ્મો પણ જોવાની મળે છે! ડાકતર મફત દવા આપે છે ને ઇન્સપેક્ટર સાહેબ, મફત...ચાહ પી જાય છે! અરે! ભાઈ ઢાલને બીજી બાજુ પણ હોય ને? ચાલો ત્યારે ગુડબાય!"



## મરનેકે બાદ ?

"કિસીને પુછા કે મરને કે બાદ ક્યા હોગા ?
પુલાવ ખાયેંગે અહબાબ ફાતેહા હોગા !"

'ગોરે ગરીબાં' યાને કે 'કબ્રસ્તાન' પત્રના તંત્રી ખાસ નવિનતાના ગ્રાહક હતા; તેમણે પોતાના પ્રતિનિધિને એક દિવસ ખાસ જુમ્માની ફુરસદના દિવસે સદેહે કબ્રસ્તાનની મુલાકાતે મોકલ્યો. પેપરનો પ્રતિનિધિ એક સંગે મરમરની અપ-ટુ-ડેટ કબરમાં ઘુસ્યો ! યાદ રહે કે પેપરના પ્રતિનિધિઓ, વિમા કંપનીના એજંટો, માંકડો, મચ્છરો વગેરે સર્વવ્યાપી હોય છે; એટલે કોઈ પણ સ્થાનમાં ઘુસી જતાં એમને કોઇ રોકે એમ હોતું નથી, અને કોઈ રોકે તોય એ રોકાતા નથી ! એક નહિ તો બીજી યુકિત અજમાવીને પણ એ ધારેલી જગ્યાએ ઘુસીજ જાય છે ! તે એક શેઠીયાની કબર હતી. કબરમાં શેઠજી આકુળ-વ્યાકુળ થતા હતા. પેપરના પ્રતિનિધિને પ્રથમ તો ફિરિસ્તો સમજીને શેઠજીએ આંખોજ બંધ કરી લીધી; એટલે પેપરના પ્રતિનિધિએ મંદસ્વરે પૂછ્યું "કેમ શેઠજી ? કબરમાં કેમ ગુજરે છે ?" "અરે ! ભાઇ તને બધુંજ રોશન છે ને નાહક આ માટે મારો જીવ ખાવા આવ્યો છે ?" શેઠજીએ કટાણું મોઢું કરીને જવાબ આપ્યો.

"અરે ! સાહેબ, હું તો કંઇ જાણુતો નથી. ફક્ત પહેલીજ મુલાકાતે આપની પાસે આવ્યો છું. અલબત્ત મારો વીઝીટીંગ કાર્ડ મોકલાવ્યા વગર ઓચીંતો ધસી આવ્યો એ એટીકેટની ખામી ગણાય; પણ હુંય શું કરૂં ? બ્હાર કોઇ નોકરજ ન હતો ને ? સાહેબ, આંખ તો ઉઘાડો હું તો 'ગોરે ગરીબાં'નો પ્રતિનિધિ છું !"

"ફરિસ્તાઓ પણ આવા મસ્કરીખોર હશે એ તો આજેજ જાણ્યું ?"

"ના, ના, હું તો પેપરનો પ્રતિનિધિ છું. અને આપનો ઇન્ટરવ્યુ લેવા આવ્યો છું."

"અરે ! અહીં તે શું ધૂળ ઇન્ટરવ્યુ લેવાનો છે ? દુનિયામાં તો તો મખમલની ગાદીવાળી સ્પ્રીંગની ખુરસીઓ અને રેશમી કપડાંથી મઢેલા સોફા પર બેસતો હતો હતો, સવામણ રુની મસરૂની તળાઇમાં આળોટતો, હતો, નોકર-ચાકરો પાણી માગું તો દૂધ લઇને હાજર થતા, ઉપર ઇલેક્ટ્રીકનો પંખો, જ્યાં હોય ત્યાં વીજળીના દીવા, અને ઘંટડી વગાડી કે ધારેલું કામ થઇ શકતું ! જરાજ ગરમી લાગે કે કુલ્ફી-મલાઇ, આઇસ્ક્રીમ-શરબત હાજર ! જરાક શરદી લાગે કે ગરમાગરમ પીણાં મોજુદ, ને અહીં તો કોઇ પૂછતુંય નથી કે તું કયા ઝાડનું ખોડીબારૂં છે ? આ ખરબચડી જમીનપર પાસાં બદલી, બદલીને રાતદાડો વિતાવું છું ! અંધારાને લીધે રાત ક્યારે પડી ને દા'ડો ક્યારે ઊગ્યો તેય સમજાતું નથી ! વળી ફરિશ્તાઓ વારંવાર આવીને ઘોંચ પરોણુ કરે તે જુદી !"

"અરે ! મ્હારા સાહેબ, તમને તો જે. પી. નો ખિતાબ મળ્યો હતો ને ? જ્યાં હોય ત્યાં સુલેહ સ્થાપવામાં તો આપ આગળ ને આગળ રહેતા હતા ને અહીં આપના માટે કંઇ સ્પેશીયલ સગવડ નથી કે ? કબ્રસ્તાનના વ્યવસ્થાપકો, માનમરતબો જાળવવાનું સમજતા નથી ?"

"અરે ! જવા દે ને માન મરતબાની વાત ? અહીં તો 'અંધેરી નગરીને ગન્ધર્વસેન રાજા, ટકે શેર ભાજી ટકેશેર ખાજા !' જેવો કારભાર છે. શેઠીયા ને નોકર બધાનેય અહીં તો એકજ પરોણાથી હાંકવામાં આવે છે !"

"તમે તો વારંવાર મજલિસો કરાવતા, નજરોન્યાજ કરતા, અનાથાશ્રમોમાં ધરમદાન કરતા, વિધવાઓને સહાય કરતા, ફકીરોને પુલાવ ખવડાવતા, એ બધું તમારૂં ધરમ કરમ પણ કંઇ કામ ન લાગ્યું ?"

"એ વાતજ જવાદે ને ? અહીં તો બસ જે વાત હોય તે ત્રાજવે તોળાને અંકાય છે ! મેં ફક્ત ભૂલથી બે ચારવાર દેવાળાં ફુકેલાં, એકાદ ટ્રસ્ટ હજમ કરેલું, બેંક પાસેથી ૬ ટકા વ્યાજે લઇને ગરીબોમાં સવાયા-દોઢા કરેલા ને અર્ધી રાત્રે ગરીબોને કામે લગાડેલા એ બધું સદ્‌કાર્ય તો તો ભૂલાઇ ગયું ને ઉલ્ટો અહીં તો 'અવળા ચોર કોટવાળને દંડે' એવો ન્યાય વર્તાઇ રહયો છે ! સેંકડો નેકી કરતાં એક બદી અહીં ભારે ગણાય છે ! શેઠીયાઓએ તો જાણે ફરિસ્તાઓનો બાપ માર્યો હોય એમ જણાય છે ?"

"વારૂ સાહેબ, બીજું કંઇ ?"

"બીજું તે હું શું મારા બાપનું કપાળ કહું ? નેકીઓ, તો કે તમે દુનિયાને દેખાડો કરવા માટે કરી હોઈ, દુનિયામાંજ તેનો બદલો મળી ગયો છે ! એમ કહેવામાં આવે છે ? વધું તો શું કહું ? ન બોલવામાંજ નવ ગુણ છે ! કારણ કે તને કહેવાથી પણ કંઇ તકલીફ ઓછી થવાની છે ? જો બની શકે તો મારા વાલી વારસોને કહેજે કે રેસ સટ્ટા, જુગારને રંગરાગમાં મારી સદ કમાઇ વેડરી નાખવાને બદલે કંઇ નેકીના રસ્તામાં વાપરે તો વખતે તેથી કંઇ મારો બોજ હળવો થાય !" ગરીબોનાં ગળાં રેંસીને મેં જે કાળાં બજારની કમાણી કરી હતી; તેને ધોળા બજારમાં વાપરે. યાને કે ગરીબોની ભલાઇના કામમાં ખરચે. જો મારી વાત નહિ માને અને એશ-આરામમાં પૈસો વેડરી દેશે તો ભૂત બનીને તેમનો પીછો પકડીશ !"

"બસ એજ, હવે બીજું કંઇ કહેવાનું છે ?"

"ના !" એટલે પેપરનો પ્રતિનિધિ, તેની પાડોશની એક જાગીરદારની કબરમાં ઘુસ્યો.

"સાહેબ, સલામ !"

"જહન્નમમાં જાય તારી સલામ ! માળા જંપવાજ દેતા નથી ? એક જાય છે ને બીજો ભેજું ખપાવવા દોડી આવે છે. જાણે અમે દુનીયામાં મોજશોખ કરી અમારા બાપની મિલ્કતને રંગરાગમાં ઉડાવી, જરા ગાન-તાનના જલ્સા જમાવ્યા, ડીનર પાર્ટીઓ અને ઍટહોમમાં જરા છાંટા–પાણીની વ્યવસ્થા કરી, માનપત્રોના જલ્સા જમાવ્યા, રાંડોને જરા ઉત્તેજન આપ્યું એમાં તે શો મોટો ગુન્હો કર્યો કે તમે લોકો રાત દિવસ અમારી પાછળ આદુ ખાઇને લાગ્યા છો !"

"પણ સાહેબ, હું કોઇ ફિરિશ્તો નથી ? હું તો પેપરનો પ્રતિનિધિ છું"

"લે, વળી અહીં તારૂં શું કામ હતું ? તમે જ લોકોએ છાપામાં અમારી 'વાહવા !' કરી કરીને ગધેડે ચઢાવ્યા છે ! અમે ખોટું કરી રહ્યા છીએ એવું તમે લોકોએ પત્રોદ્વારા પહેલેથી પરખાવી દીધું હોત; તો આવો વખત તો ન આવત ? વારૂ, અહીં તો કેટલા દિવસ થયાં કંઇ વ્હીસકી બ્રાન્ડી મળી નથી જો તારી પાસે હોય તો એકાદ બાટલી આપતો જા ! જો હું એના બદલામાં કોરો ચૅક લખી આપવા તૈયાર છું ! પન્નાજાનને મારા વતી જરા ભલામણ કરજે કે "ભલીબાઈ આખી જીંદગી તો મેં તને ઉત્તેજન આપ્યું; હવે મારો જીવ બ્હેલાવવા તું આપઘાત કરીને પણ મારી કબરની પાડોશમાં ન દટાય ?"

"પણ સાહેબ, "રંડી નહી કિસીકી યાર ઘરબાર લુટાને વાલે !" એ ગાયન આપે નાટકમાં સાંભળ્યું નથી ?"

'હુક્કો પાણી તો ઠીક, બીડી સીગરેટનીય અહીં તો તકલીફ પડે છે ! ફિરિસ્તાઓને કાલાવાલા કરીને થાકયો પણ એક બીડીનું ઠુંઠુય આપતા નથી ! ઉલ્ટા દમદાટી કરી કરીને મને અધમુવો કરી નાખે છે ! જહ-ન્નમમાં ઘસડી જવાની ધમકીઓ આપી આપીને મ્હારો રહયો સહયો જીવ ખાઇ જાય છે ! લે તુંજ કહેને કે મખમલના ગાલીચાપર બૂટ સાથે ફરનાર મારા જેવા જેન્ટલમેન માણસને એક ચટાઇ ઓઢીને, ખુલ્લી જમીનપર નાખી રાખવામાં એમને શી મઝા આવતી હશે ? મ્હારી

જાગીરદારીનો કે મારા માન મરતબાનોય એ ફરિસ્તાઓને જરાય ખ્યાલ નથી ! 'ખમ્મા બાપુને !" કહી ડઝનબંધી નોકરો હાજર થતા; તેને બદલે અહીં તો આપણે ખુશામદ કરીએ છીએ; તોય કોઇ આપણું સાંભળતુ નથી ! આ લોકોમાં દયાનો તો જરા છાંટોય નથી ! આવી તકલીફ કરતાં, ડાયરેકટ જહન્નમાં ચાલ્યા જવું શું ખોટું છે ?"

"તમારા બોલવાનો અર્થ તો એજ થાય છે કે અહીં સરમુખત્યારીની ઢબે સલ્તનત ચાલે છે ? કોઇપણ બાબતમાં નો અપીલ ! નો દલીલ એમજને ?"

"હાસ્તો ! માળા કોઇ લાંચ-રૂશ્વતથી સીધા થાય એમ નથીને ! ફેડરલ કોર્ટ કે પ્રિવીકાઉન્સીલ જેવું કશુંય અહીં નથી ! ખુદાની મરજી સામે કોઇની મગદુર નથી કે અરજી કરી શકે !"

"હા, ત્યારે હવે ભેદ સમજાયો ? આવી આફતોનો ખ્યાલ કરીનેજ પેલા નાસ્તિકો ખુદાને માનતા નહિ હોય !"

"તે ત્યાં નથી માનતાને ? અહીં આવશે તો તેય સીધા દોર થઇ જશે !"

"એક જમાનો એ હતો કે હુંય આ ખુદાને ગજવામાં ઘાલીને ફરતો હતો, ને મોટા મોટા અમલદારોને જ ખુદા સમજીને તેમની પૂજા કરતો હતો ! પણ આજે રોશન થયું કે ખુદા તે ખુદાજ છે; ને બીજા બધા એનાથી જુદાજ છે !"

"વારૂ ત્યારે, સાહેબજી સલામ !" કહીને પ્રતીનીધિ, પાસેની એક એક પીરજીની કબરમાં ઘુસ્યો ત્યાં શું જુવે છે કે પીરજી પોતાના પાડોશી મોલ્વીની સાથે લડી રહ્યા છે. એ બનેને દુનિયામાં પણ બનતું ન હતું; તેમ અહીંય બનતું ન હતું. ભૂલથી મોલ્વીનાં સગાંવહાલાંએ પીરની કબ્બર પાસે તેને દાટયો હતો; તેથી પહેલા દિવસથીજ પીર એન્ડ મોલ્વીમાં જામી હતી ! ફરિસ્તાઓની કેટલી સમજાવટ છતાં એ લોકો કજીયો છોડતા ન હતા. પ્રતિનિધિ તો એક ખૂણે જઇને ઉભો અને રસપૂર્વક પીર મોલ્વીના ઝઘડાને સાંભળતો રહ્યો.

"ક્યોંજી પીર સાહબ આપતો લોગોંકો સીધે જન્નતમેં ભિજવાનેકા પાસપોર્ટ દેતેથે અઉર યહાંતો ખુદ ફંસ ગયે હેં ? નન્નીજાન અઉર મુન્નીજાનકો લીલી ડોરીકા તાવીજ દેતે થે, કિસીકો ભૂત–જિન્નાત બીલગા હો તો ઉતાર દેતે થે, કિસી અઉરતકો નકશ દેકર ઉસ્કે ખાવિંદકો ઝન-મુરીદ બનાદેતે થે, ઉર્સમેં કવ્વાલી કરવા કર લોગોંકો સવાબે દારઈન હાસિલ કરવા દેતેથે, ખુદાકે હૉલસેલ એજન્ટ બનકે દુનિયાંમેં ફિરતે થે, અઉર આપકી લીલી પઘડીકે આગે સબકો ઝુકાતે થે વોહ આપકી શેખી કહાં ગઇ ? વહાં આપ સબકે નાકમેં દમ લા દેતે થે મગર યહાં ફરિસ્તે આપકે નાકમે દમ લાતે હેં ! ઇસકા કોઈ ઇલાજહે આપકે પાસ ? કોઇ જાદુ–મંત્તર નિકાલોને કે ફરિસ્તેભી ચુપચાપ ચલે જાય ?"

"અજી મોલ્વીજી ! આપ 'દીગરરા નસીહત ખુદરા ફઝીહત' કયા કર રહે હેં ? આપકી દસ્તારે ફઝીલતકીભી ફરિસ્તે ધજ્જીયાં ઉડા રહે હેં વોહ આપકો માલુમ નહિ ? દુસરોંકે પાસસે ચંદા વસુલ કરકે આપ હજ અદા કરને ગયેથે, સાહેબે નીસાબહોકર આપ ખુદ ઝકાત લેતેથે, અઉર વાઅઝ નસીહત કે બહાને સે આપ ગરીબ બીચારે મુસલમાનોંકો આપસમેં લડાતેથે વોહ ભૂલ ગયે ?" એ બંનેના ઝઘડામાં વચ્ચે પડતાં પ્રતીનીધિ બોલ્યો. "આપ લોગ દુનિયાં મેંતો ઝઘડતેહી રહે અબ કબ્રમેંભી લડતેહી રહોગે ?"

"હમારી બાતમેં દખલ દેનેકી તુજહે કયા ઝરૂરત હય ? તુ કોન હય ? ઝરા ઝબાનકે નાખુન લિલવા કે ફિર બાત કર ! તેહઝીબભી કોઇ ચીઝ હય ?" બંને બોલી ઊઠયા,

"આપકી દમ દાટીમેં આને વાલે હમ નહીં હંય ! હમ પેપર કે નુમાઇંદે હંય !"

"ચલે જાવ ! તુમ્હી લોગોંને દુનિયામેં આગ ફેલાઇ હય ! તુમ્હી લોગોને પીરોં અઉર મોલ્વીયોંકા ખૂબ ફઝીહતા કિયા હય ! હમ હમારી નિબેળ લેંગે., તુમ ચુપચાપ ચલે જાવ; વર્ના...!" બંને બોલ્યા.

"વર્ના, ક્યા કરેગે ?"

"કુફ્રકા ફતવા લગાદુંગા !" મૌલ્વી બોલ્યા.

"ઇસ્મે આઝમ પઢકે તુઝે ચિડીયાં બનાદુંગા !" પીર બોલ્યા.

"યેહ તુમ્હારા જાદુમંન્તર યહાં નહિ ચલેગા ! યહાંકી ડિસીપ્લીન જરૂર હય ! યહાં તુમ્હારી પીરી ઔર મૌલવીગિરીકી કોઇ વક્અત નહીં ! યહાંતો નેકીકા સિક્કા ચલતા હય !"

"જાવ, બાબા જાવ ! તુમ તુમ્હારા કામ કરો." બન્ને બોલ્યા એટલે પ્રતિનિધિ ત્યાંથી નીકળીને પાસેના એક ભાંગેલી ગોરમાં પેઠો. એક ગરીબ મજુરની માટીની કબર હતી. મજૂરને પૂછ્યું "કેમ ભાઇ, મઝામાંતો છેને ?"

"હા ભાઇ, ઘણી મઝામાં છું. દુનિયામાં હતો, ત્યારે તો રાતદિવસ પરસેવો પાડતો હતો છતાં; બાલ બચ્ચાનું પેટ પણ ભરી શકતો ન હતો ને અહીં તો એવી મહેનત મજૂરીજ કરવી પડતી નથીને ! આપણે તો ત્યાંય જમીનપર આળોટતા હતા ને અહીં પણ આરામથી આળોટીએ છીએ ! મુકાદમ કે મેનેજરની ધમકીથી અહીં ડરવાનું હોતું નથી ! આખો જન્મારો ફાટેલાં તૂટેલાં કપડાંમાં વિતાવ્યો છે; પણ અહીં તો નવું કફન મળ્યું છે; એ ખુદાનો શુકર છે ! કોઇ દિવસ મહેનત-મજુરીમાંથી ખુદાની ઇબાદત કરવાની ફુરસદ દુનિયામાંતો મને મળીજ નથી. હા ! રાતે ઉંઘમાં કોઇવાર ખુદાને યાદ કરી લેતો હતો. ખુદાએ તો એક મહિનાના રોઝા ફરજ કર્યા હતા; પણ મારે તો વરસમાં છ મહિના ફરજીયાત રોઝા રાખવા પડતા હતા; પણ અહીં તો સંપૂર્ણ આરામ છે. જગતના જેન્ટલમેન ગણાતા શરીફ લોકો કરતાં અહીંના ફરિસ્તા મારી સાથે ઘણી સારી વર્તણુંક રાખે છે !" પ્રતીનીધિ એના નિવેદનથી ખુશ થતો આગળ વધ્યો, ને એક વકીલની કબરમાં ઘુસ્યો. વકીલ સાહેબ કંટાળેલા અવાજે બોલ્યા; અલ્યા વળી તારૂં શું અધરું હતું તે પુરૂં કરવા આવ્યો છે ? જો સલાહ લેવા આવ્યો હશે તો ફીસ આપવી પડશે ! અલ્યા પણ તું છે કોણ ? હાં...આં, પણ એ ફીસનાં દોઢીઆં અહીં કબરમાં થોડાં આલવાનાં છે !"

"વકીલ, સાહેબ હું તો પેપરનો પ્રતીનીધિ છું. આપનો ઇન્ટરવ્યુ લેવા આવ્યો છું."

"એમ! પણ હું તને શું ઇન્ટરવ્યુ આપવાનો હતો? આખી દુનિયાની વકીલાત કરનાર હું વગર વકીલેજ ખુદા સમક્ષ મારો કેસ રજુ કરવા ચાહું છું! કારણ કે અહીંતો કોઇ ધરમાદા વકીલની પણ સગવડ નથી! જોકે મારા કેસમાં કંઇ દમ નથી; કારણકે દુનિયાના ઝઘડામાંથીજ મને ફુરસદ મળી ન હતી કે હું કંઇ દીનનો વિચાર કરૂં! ધંધામાંથી નિવૃત્ત થયા પછી કંઇ દીનની સેવા કરવાનો ઇરાદો હતો; પણ તે પહેલાં તો ત્રણ દિવસની નોટીસ આપ્યા વગર મલેકુલમઉત મને અહીં ઘસડી લાવ્યો! હવે કંઇ બચાવ કે પુરાવાના આધાર વગર મારો કેસ હું શી રીતે તઇયાર કરૂં?"

"કંઇ નહિ, કેસમાં ન વળે તો દયાની અરજી દાખલ કરાવજો!"

'સાંભળ્યું છે કે અહીં દયાની અરજી પર ધ્યાન અપાતું નથી! જગતમાં જેણે કોઇના પર દયા કરી હોય તેના પરજ કબરમાં દયા થાય છે. ને મેં તો દયાને માટેનો 'એડમીશન વિધાઉટ પરમીશન'નું પાટીઉં માર્યું હતુંને? ને અમારી બાર એસોસીએશને પણ આ બાબતમાં કંઇ કરી શકે એક નથી!'

"તો હુંય શું કરૂં? તમે તમારૂં ફોડી લ્યો," એમ કહીને પેપરનો પ્રતિનિધિ આગળ વધ્યો, ને એક પ્રોફેસરની કબરમાં દાખલ થયો. પ્રોફેસરે પોતાના ચઉદ નંબરના ચશ્મા ચઢાવીને ચુંચી આંખે જોઇને પ્રશ્ન કર્યો, "તમે કોણ છો? અને અહીં એકાંતમાં ડીસ્ટર્બ કરવા માટે કેમ આવ્યા છો?"

"સાહેબ, હું પેપરનો પ્રતિનિધિ છું ને આપની મુલાકાતે આવ્યો છું."

"મારે બીજું તો કંઇ તમને મુલાકાતમાં કહેવાનુંજ નથી; પણ બીજા પ્રોફેસર મારી જેમ ભૂલમાં ન રહી જાય માટે જરા ચેતવી દેજો કે., મેં ટેનીશન, વડઝવર્થ, બેકન, મૅકોલે, શેકસપીઅર, બર્ક, શેલી,

બર્નાડશૉ, વગેરેનો તો ખતથી અભ્યાસ કર્યો; પણ જેના અભ્યાસની મને ખાસ જરુર હતી તે કુરઆને શરીફ તરફ તો મેં મોઢું ફેરવીને પણ જોયું નથી! તેનો મને આજે બહુ અફસોસ થાય છે! બસ એ સિવાય મારે બીજું કંઇ કહેવાનું નથી!" ત્યાંથી નીકળીને પેપરનો પ્રતિનિધિ એક બીજા કબ્રસ્તાનમાં ગયો ટોપી ઉતારી કબ્રને નમન કરી એક પાદરીની કબરમાં પેઠો. પાદરી સાહેબને 'ગુડમૉર્નિંગ' કર્યું! પણ તે તો કોઇ અજબ ધૂનમાં પડેલા હોઇ જવાબ પણ ન આપ્યો ને પોતાનુંજ ગણુ-ગણુતા રહ્યા.

"મેં રોટી અને રોજીની લાલચ આપીને અનેકને પવિત્ર ઇસુખ્રીસ્તના પંથમાં ભેળવ્યા! સેંકડો બ્રહ્મચારી ગરીબોને લગ્નની લાલચ આપી વટલાવ્યા છતાંય મ્હારી આ હાલત? કાળા અને ગોરા ખ્રિસ્તીઓને અલગ રાખવાની મેં કંઈ નવી વેતરણ કરી નથી? એતો પરાપૂર્વનો ચાલતો આવેલો રિવાજ છે! પછી હે, આકાશમાં વસી રહેલા બાપ! તુ કબરમાં મારી સામે કાં જોતો નથી? આ તારા ફરિશ્તાઓ વારે ઘડીએ શાના મને આવીને પજવે છે? શું એ લોકોએ મને કોઇ સાધારણ પેટી-પાઉ જેવો ગોવાનીઝ ધારી લીધો છે? ના, ના. હું તો એક મહાન પાદરી છું! મ્હારૂં દેવળમાં કેટલું માન હતું? દર રવિવારે કેટલા લોકો પોતાના પાપોનો પ્રશ્ચાતાપ કરવા મારી પાસે આવતા અને કેટલાં મસ્તકો મારી પાસે નમાવતાં? તેની આ ફરિશ્તાઓને કયાંથી ખબર હોય?"

"સાહેબ, હું ફરિશ્તો નથી હું તો પેપરનો પ્રતિનિધિ છું"

"વૅલ! વૅલ! સારૂં થયું તે તું આવ્યો? આઇ એમ વૅરી ગ્લૅડ! હું તારા આવવાથી ઘણો ખુશ થયો છું. ભલા માણુસ, તેં તો જગતમાં મારો અને મારા દેવળનો પ્રભાવ જોયોજ હશેને? તો તુંજ એ ફરિશ્તાઓના બતાઓને સમજાવી દેજેને કે એ લોકો કંઇ મારી સાથે વિવેકને વિનયથી વર્તે! એ લોકો તો બધાને એકજ લાકડીથી હાંકે છે! મરઘાં બતકાંનાં ઈંડાંની ફેરી ફરનાર કે ગોવા લૉટરીની ટિકિટ વેચનાર કોઇ ઉઘાડ પગા

ખ્રિસ્તિમાં અને મારા જેવા મહાન પાદરીમાં કંઈ ભેદજ સમજતા નથી!" અજબ જકકી ઘેટાં જેવા સ્વભાવના એ ફિરિસ્તાઓને જરા માન, મરતબાનું ભાન કરાવ! સિફારસ કરી, અનેકનાં પાપ માફ કરાવનાર પાસેથી પણ એ લોકો પાપ–પુન્યનો હિસાબ માગી રહ્યા છે! એ કયાંની રીત?"

"સાહેબ, જ્યાં તમારા જેવા મોટા ઝબ્બાધારી અને પવિત્ર ક્રોસધારીનું ટટ્ટુ ન ચાલે ત્યાં મારા જેવા એક ગરીબ પેપરના પ્રતિનિધિનું કોણ સાંભળે? આપની વકીલાત કરવા જતાં ફિરિશ્તા કંઈ મારૂં ઇન્સલ્ટ કરી નાખે તો?"

"તો, તારાં કયાં આગળ કે પાછળ બાર ગાડાં આબરુનાં ચાલતાં હતાં તે અટકી જવાનાં છે?"

'એ, આવ બલા, પકડ ગલા' મારે શા માટે જોઇએ? આપજ આપનુ ફોડી લ્યો?" અને પછી પેપરના પ્રતિનિધિએ આગળ વધીને રસ્તામાં એક દસ્તુરજીની મુલાકાત લીધી.

"અરે! જોવરે? આય મારા દીકરા ફિરિસ્તાઓબી જબરા અકલના ઓઠમીર દેખું? આફ જરા સોજજી તારી, ને તદ્દન સ્વદેશી બેવરા જેવું નિરદોસ પીનું પીવરાવીને જગતમાં લોકોને ખુસખુસાલ રાખ્યા, તેમાં એમના બપ્પાવાનું શું ગયું કે નાહક સવાલ પૂછી પૂછીને ઠુંસ કારી નાખેચ? ખોદાયજી પણ આવા હંબગ લોકોને કાંય આવું જવાબદારીનું કામ સોંપતા હોસે? દસ્તુરજીનો કકળાટ સાંભળીને પેપરવાળો તો ત્યાંથી આગળજ વધ્યો.

અંતે એક મહારાજની સમાધીમાં દંડવત પ્રણામ કરતાં હાજર થયો. એટલે મહારાજ બોલ્યા; "બચ્ચાજી! તુ કોન હય? અઉર તેરી કયા મનેચ્છા હય?"

"સાહેબ, હું પેપરનો પ્રતિનિધિ છું ને આપની મુલાકાતે આવ્યો છું."

"તો અયસા કોરાહી કોરા ચલા આયા? કુચ્છ નઇવેદ્ય, કુચ્છ ભેટ સઉગાદ–બીતો લાનાથા? કુચ્છ ગાંજા, ભંગબી તો લાનાથા?"

"મહારાજ! અમ પેપરવાલાઓની પાસે શું હોય તે તમને ભેટ ધરાવે?"

" અચ્છા તો જૈસે આયે હો વહાંસેહી વાપસ ચલે જાવ!"

"પણ આપની અહીં કેમ ગુજરે છે તે તો જણાવો?"

"હાં..આં, તો શીરતુ ઝરાસી બાતકો લમ્બી, ચવડી બતાકે છાપદે ઇસલીએના? તુમ પેપરવાલે લોગ અઉર હજ્જામ લોગ મેં કુચ્છ ફેર નહી હય! ઉસ્કે પેટમેં બાત ટીકે?"

"હશે; પણ કહો ખરા? આરામથી તો છો ને?"

"અબે હમને જગતમેં કિસીકો કબ આરામ લેને દિયા થાકે હમકો આરામ મિલે? વહાં તો મહાદેવજીકી કિરપાસે છપ્પન ભોગ કે થાલ પે હાથ જમાતે થે; અઉર યહાં તો એકાદશીકા વૃત પાલના પડતા હય! વહાં તો રામ્લીલા ઓર કિશ્નલીલા કે બહાને સે ગોપીકાઓમેં રંગરેલીયાં ઉડાતે થે; અઉર યહાં સમાધીમેં અકેલેહી પત્થરકી મૂરતકી તરેહ પડે રેહના હોતા હય! હાં.. આં, કોઇ બાર પ્રભુ કે અનુચર આતે હંય અઉર ભલા બુરા બોલ જાતે હંય! ઉમ્રભર ભગવાનકી સેવામેં બિતાઇ; મગર ભગવાનજી તો કિરપાકે બજાય ગુસ્સે સે કામ લેતે હંય! અબ પૃથ્વી પર ઉન્કા એજન્ટ કોન બને? હાં...આં, અલબત્ત ઉસ્કે નામ સે કુચ્છ ગરબડ, ગુટાલે અંજાન પનમેં કિયે હોંગે ઉસ્કો દયા સાગર સમજ કે કુછ દાલમેં કાલા કિયા હોગા; મગર અયસી સખ્તીસે ખબર લીજાયેગી અયસી તો સ્વપ્નેમેંભી ખબર નહીંથી? હાં...આં, મગર યેહ ગિલા, શિકવા તુમ પેપરવાલોંસે કયા કરે? ભગવાનજીહીસે દંડવત પરનામ કરકે, નાક ઘીસની કરકે, માફી કયોં ન માંગ લેવે? ચલે જાવ, બાબા તુમ અપને રસ્તે ચલે જાવ!"

"નમસ્તે!" કરીને પ્રતિનિધિ છુટો પડી "પોતાનું મરવા પછી શું થશે?" તે વિચારમાં ગોથાં ખાતો પોતાના અવાસે પહોંચ્યો અને વિચાર તન્દ્રામાં પડી ભૂખ્યે પેટેજ ઉંઘાઇ ગયો! પછી ઉંઘમાં ને ઉંઘમાંજ એ જાણે કોઇ આલીશાન બંગલાના બારણામાં પેઠો. એક બાજુ દાક્તર એક દર્દીની

છાતીએ ભૂંગળી મૂકીને ગંભીર મુખે નિરિક્ષણ કરી રહ્યો હતો. તેના ઘરવાળાં બધાં ગંભીર મુખમુદ્રા કરી દાક્તરને જાણે એ જીવ આપનાર ભગવાન હોય તેમ તેની સામે એકીટસે જોઇ રહ્યાં હતાં. થોડીવાર તપાસીને ગંભીર મુખે દાક્તર બોલ્યો : "આશા જણાતી નથી ! જો કે ઉપરા ઉપરી ઇંજકશનો આપ્યા છતાંય બેભાન અવસ્થામાંથી જાગૃતિ મળી નથી. છતાંય જો આજની રાત કાઢે તો ઉગરી જાય." આટલું દાક્તરનું બોલવું થયું કે દર્દીએ જરાક પાસું બદલ્યું ને લવારો કર્યો.

"બોમ્બે ડાઇંગના શું ભાવ છે ?"

"હાં...આં ! તો તમે શેર દલાલના માણસ નથી તો કોણ છો ?"

"હેં...એં ! તો તમે યમરાજના માણસ છો ?"

"તો, યમદૂત કહેવાય છે તે તમેજ છો ? હાં...આં, તો ભલા માણસ આવા સારા બેસતા વરસના દિવસે તમે કયાં તકલીફ લીધી ?"

"હે...એં ! શું યમરાજનો હુકમ થયો છે; તેથી મારો જીવ લેવા આવ્યા છો ?"

"પણ તે આવા કટોકટીના વખતમાં ? તમારા યમરાજમાં પણ કંઇ અક્કલ બક્કલ છે કે નહિ ? મરજર મરવા પડયા છે, ડીફ્રડ મંદીમાં ચાલે છે; તેવા કટોકટીના વખતમાં તે જીવ લેવાનો હોય ? આમ જીવ તે કંઇ રસ્તામાં પડયો છે કે આપી દઇએ ? તમારા યમરાજને મારા તરફથી પગે લાગીને કહેજો કે જરા શેરબજાર તેજીમાં આવતાં સુધી થોભી જાય ?"

"ઓ...હો ! તો તમારા યમરાજની ઑફીસમાં પણ ટાઇમ ટૂ ટાઇમ કામ ચાલે છે ? ભલા માણસ આ તે મારા મરવાના દા'ડા છે ? બહુ બહુ તો મેં બાવન ચોમાસાં જોયાં હશે; આવી જુવાન વયમાં તે મરવાનું કોઇને ગમે ? મારા બદલે કોઇ એકાદ ઘરડા ખોખરા માણસને ઉઠાવી જાઓ તે ન ચાલે ?"

"તમારા યમરાજનાં ઘેર પણ કંટ્રોલને રેશનીંગ ઑફીસની જેમ વારા છે ? લ્યો મોતના પણ વારા !"

"શું મારો નંબર પાકયો છે, એટલે જીવ દીધા વિના છુટકોજ નથી? અલ્યાભાઇ! હજી તો મારા બહુ ઊંચા વિચારો છે? હજી તો મોટા દીકરાને પરણાવવાનો બાકી છે! કંઇ ધરમદાન કરવું બાકી છે ને અત્યારથી લઈ જાઇને શું કરીશ? ધરમાદા ખાતે થોડુંક જમા તો થવા દે?"

"શું હવે દસ મિનિટ પણ નહિ થોભાય? ભલા માણુસ થોડાંક વીક થોભી જા! હજી તો મારે એક ધર્મશાળા બંધાવવી છે, કંઇ એકાદ પાંજરાપોળ બંધાવવાનો પણ વિચાર છે, ને જો શેરોમાં તેજી આવી તો એકાદ વિધવાશ્રમ પણ બનાવવાનો વિચાર છે!"

"હું જાણું છું કે યમરાજનો દરબાર કંઇ શેરબજાર નથી કે વાયદાના સોદા થાય? છતાં દયાની અરજી પણ યમરાજ સાંભળશે કે નહિ? સાવિત્રીની અરજી કેમ સાંભળી હતી? શું તે સ્ત્રી તેથી તેની અરજી સાંભળી, અને અમે પુરુષ એટલે અમારી ન સાંભળે? દુનિયાંની કોરટો જેવું અંધેર ત્યાંય ચાલે છે કે શું?"

"અરે! ભાઇશ્રી અત્યારે કવેળા તે કંઇ જીવ લેવાનું હોય? ફક્ત થોડાંક અઠવાડિયાં નહિ તો થોડા દિવસ શેરબજારની તેજી સુધી તો થોભી જા! દોસ્ત, જરૂર હોય તો બસો, પાંચસો પાનસોપારીના લઇજા; પણ મારો કેડો મૂક!"

"શું હવે એક ઘડી પણ થોભવાનો નથી? જો દોસ્ત, મારાં બાળબચ્ચાં પર દયા કરીને ફક્ત ત્રણ દિવસ થોભી જા બેંકનાં બધાં ખાતાં તપાસી જાઉં, લોકોના હિસાબ તપાસી જાઉં, મરતાં મરતાં વિમો ઉતરાવી એકાદ વિમા કંપનીને પણ ખટવતો જાઉં (?) એક ખાનગી સ્વીટીહાર્ટ છે; તેના ભરણપોષણનો બંદોબસ્ત કરી લઉં! ગવરમેન્ટ કોન્ટ્રાકટમાં અમલદારો સાથે જે સોદા કરેલા તેમની હકસાઇ ચૂકવી દઉં; નહિતર તેઓ અમારાં વલીવારસોને પણ સુખચેનથી બેસવા નહિ દે! માટે બસ ફક્ત ત્રણજ દિવસ થોભી જા!"

"શું મેં આ બધી ટકટક કરી છે? તમારી સમક્ષ મેં શું ઘાસ કાપ્યું છે? દોસ્ત, આદર્શો અધુરાં રહે છે; એટલા ખાતર તને કાલાવાલા

કરું છું. બાકી મને કંઇ જીવવાનો હવે જરા પણ મોહ બાકી રહ્યો નથી! દવા પી પીને આખું શરીર કડવું થઇ ગયું છે; ઈંજકશનની સોઇઓ ભોંકાવી ભોંકાવીને આખો દેહ ચાળણી જેવો થઇ ગયો છે; પછી જીવવાનો મોહ તે શા માટે હોય? બસ, ફક્ત હું તો હિસાબ સરભર કરવા, લેણુ-દેણુની ચોખવટ કરવા જ; તારે પગે પડીને માગી લઉં છું કે બસ, એકજ દિવસ થોભી જા!"

"હં...શું હવે તો એક મિનિટ પણ નહિ?"

"હં...એં! છેલ્લી પળે પ્રભુનું સ્મરણ કરી લઉં? અરે! ભલા માણુસ ચોવીસે કલાક કે બારે પહોર અને બત્રીસે ઘડીમાં પ્રભુને દિલથી અળગોજ ક્યાંએ કર્યો છે કે વળી હવે નવસેરથી તેનું સ્મરણ કરવાનું કહે છે?"

"ત..તૈ.....ય........યા...........ર.........જ છું ને! હ..રે .....રા........આ..............મ!" એક બે ડચકાં ખાધાં અને 'રામ બોલો, ભાઇ રામ!'નો પોકાર પડતાં ડાક્તર તથા પેપરનો પ્રતિનિધિ પોત પોતાને પંથે પડયા.

"જીવ જાતું છે ખાલી હાથ, અંતમાં પાપ પુન્ય સંગાત!"



# એમરીનો ઈન્ટરવ્યુ

'ફિલ્મચિત્ર'વાળા ભાઈ શંકરલાલ પંડયાનો પત્ર આવ્યો કે: 'ગઈ સાલ વેવલની મુલાકાત લઈ આવ્યા હતા. તેમ આ વેળા પણ દિવાળી અંક માટે કોઈની મુલાકાત લઈ આવો.' આ વેળા કોની મુલાકાત લેવી તેના વિચારમાં હું પડયો. એરંડા કરતાં પણ ઊંચો તાડ હોય છે; તેમ વેવલ કરતાંય કોઈ ઊંચા હોદ્દાના માનવીની મુલાકાત લેવી, અને તરતજ એમરીની યાદી થઈ આવી! પેપરના પ્રતિનિધિઓને ક્યાં લાહ્વું કે પલાણવું પડે છે! કોઈ કહેશે કે "વિમાનના પેસેજનું શું?" હુંય વિમાસણમાં પડયો. ભાડાનો પ્રશ્ન મોખરે આવ્યો. "વિલાયત સુધીના વિમાની ભાડાની ગોઠવણ 'ફિલ્મચિત્ર'ના તંત્રી કરી આપે નહીં, ને એક ગુજરાતી લેખક વિલાયત સુધી ઉડીને વિમાનમાં ગયો છે, એવો રેકાર્ડ સ્થાપવા ખાતર હું જો પદરના ખર્ચે જાઉં તો બાપના વારાનું એકનું એક મકાન છે તેય વેચી નાખવું પડે! ત્યારે હવે કરવું શું?"

વિચાર કરતાં કરતાં આખો દિવસ વહી ગયો. રાત્રે એક મિત્રને ત્યાં પહેલ વહેલો પુત્ર અવતર્યો હોવાની ખુશાલીમાં જમવાનું આમંત્રણ

મળ્યુ હતું. બહુ મુદ્દતે મિષ્ટાન મળ્યું હોઇ; ભૂખ્યા ડાંસની જેમ તૂટી પડયો ! પેટને જરા વધુ કસરત આપવી પડી. ઘેન ચઢયું, ઘેર જઇને જરા આડો પડતાંજ ઉંઘી ગયો. થોડીકવારે તો જાણે કોઈ વિમાન લઇને આવ્યું ને સંયુક્તાનું હરણ પૃથ્વીરાજ કરી ગયો હતો ! તેમ મારૂ હરણ કરી ગયું, ક્ષણવારમાં તો અમારૂં વિમાન વિલાયત પહોંચ્યું ને વિમાનીએ મારૂં બ્હાવડું પકડીને નીચે ઉતાર્યો. મેં તેને પૂછ્યું 'હું કયાંથી આવ્યો છું ! આ કયો મુલક છે ?"

"આ લંડન શહેર છે ને તમે અત્યારે એમરી સાહેબના આંગણે ઉભા છો !" મારૂં દિલ હર્ષથી નાચી ઉઠયું. મેં વિમાનવાળાનો ઉપકાર માન્યો તો તેણે કહ્યું કે :

"હું તો ચિઠ્ઠીના ચાકર છું આત્મબળથી એમરી સાહેબે જાણી લીધું કે એક ગુજરાતી લેખક 'ફીલ્મચીત્ર' માટે તેમની મુલાકાત લેવા ચાહે છે તો તરત તેમણે મને હુકમ કર્યો કે તે લેખકને ઉડાવી લાવ ! અને હું તમને અહીં ઉડાવી લાવ્યો છું. હવે મારી ડયુટી પૂર્ણ થઇ હોઇ હું જાઉં છું." એમ કહી તે ચાલ્યો ગયો.

હું હવે વિમાસણમાં પડયો કે કોઇ દરવાન તો જણાતો નથી, ને બારણું બંધ છે, ત્યારે જવું શી રીતે ? "એમરી કાકા ! ઓ એમરી કાકા ! એમ કહીને દરવાજે ખટખટાવી બૂમ પડું ? પણ ના, ના. એ તો પૂર્વની સંસ્કૃતિ ગણાય ! ત્યારે કરવું શુ ?" વિચાર કરતાં કરતાં દરવાજાના બટન પર ધ્યાન પહોંચ્યું મેં તેને દબાવ્યું કે દરવાજો ઉઘડયો ને એક ગોરી ગોરી નોકરડી હસ્તી હસ્તી સામે આવીને બોલી કે :

"તુમ કોન હય ?"

"હમ એમરી સાબકા પ્રાઇવેટ સેક્રેટરી હય !"

"તમ બોત અચ્છી હિંદુસ્તાની ભાષા જાણતા છે ? 'તમ પરણેલી હય કે કુંવારી હય ?"

"ઉસકા તુમકો—કયા જરૂરત હય !"

"કુંઈ નહી મેં તો અમસ્તા પુછતા થા; હાં પણ એમરી સાબતો અભી ઉઘતે હોંગે?"

"નહી વોહ હિંદુસ્તાનકી ફિકરમેં રાટડીન સોટા હી નહિ હય! અભી વોહ સમાધી લગાકે બયઠા હય!"

"તબ અમેરી મુલાકાત કબ હોયેગી?"

"અભી પાંચ મિનિટમેં. ટુમ આયે હંય વોહ સમાધીમેં વોહસબ જાન ગયા હય, ઔર હમકો હુકમ ડિયા હય કે ચાય પિલાકે ઉન્હો હમારી પાસે લાવ."

અને તે મલ્કાતી મોહીની મને એમરી સાહેબ પાસે લઇ ગઈ. તેમને જોતાંજ હું તો ભડકી ગયો. તે પાલ્લા પર એકલું અબોટીયું પહેરીનેજ બેઠા હતા, ગળામાં જનોઈ પણ લટકાવેલી હતી. જનોઇની સાથે એક લાંબી કુંચી લટકાવેલી હતી. ડાબા હાથે નાક પકડીને જમણા હાથે આકાશ તરફ આંગળી બતાવી બંધ આંખે પ્રાણાયમ કરતા હતા. હું તો તેમની તપશ્ચર્યા જોઇને ડઘાઈજ ગયો! થોડીકવારે તેમણે લોચન ઉઘાડયાં ને હિંદુસ્તાનીમાં બોલ્યાં. "વેલ ખક સાબ, ટુમારે બાલબચ્ચે ટો અચ્છે હંયને?"

"જી હાં. બધાંય ભગવાનની કિરપાથી હાજાંહમાંને હેમ ખેમ છે! હાં...આં. જરા મને પોતાના દેશની ચિંતામાં ઉજાગરા કરવાથી સળેખમ થયું છે!" બોલી રહ્યા પછી મને ભાન થયું કે હું તો ગુજરાતીમાં બોલી ગયો હતો!"

"ડેમ યુ ઈંડીયન! ટુમારે લોગ કુ ઇંડીયાકી ફિકર કરનેકી કયા જરૂરટ હય? હમ રાટ ડીન ફિકર કરતા હય, વોહ થોડો હય? ઇંડીયાકી ફિકરમેં હમ અધમુવા હો ગયા હય, લેકિન ટુમારે ગાંઠી ઔર જિનાકો ઉસ્કી કયા કડર હય? હમ હિંદુસ્તાનકી ભલાય કે લીયે રાતડીન પ્રાર્થના કરટ હય, સમાધી લગાતા હય, ઔર પ્રણાયામ કરતા હય!"

"ઓર પ્રાણુયામ કરટા હય" !

"પુરવની સંસ્કૃતિને આપ વળગી રહ્યા છો એ તાજુબ થવા જેવું છે."

"ઇસ્મે ટાજુબકી બાટ કયા હય ?

મેરા જનમ ગોરખપુરમેં હુવા હય, હમારા માડરવટન હિંદુસ્તાન હય."

"ત્યારે અમારા પેપરવાળાઓએ નાહકના આપને હેરાન કરી મુકયા છે ? પેલા હોરનીમેન, બ્રેલવી, દેવીદાસગાંધી, સામળદાસગાંધી, એ બધા કાંય આપની પાછળ આદુ ખાઈને લાગ્યા છે ! ત્યાંના પેપરવાળા પણ કહે છે કે એ બધા આપના ગોરખ ધંધા છે !"

"કયા હમ ગોરખપુરમે પયડા હુવા તો ઉમરભર ગોરખધંધાહી કરતા હય ? તુમારે ઇંડીયન એડીટરોં કે ભેજેં મેં ભુસા ભરા હુવા હય ભુસા !"

"આપનું કહેવું સાવ સાચું છે ! હાંઆં, પણ તો પછી ઝટપટ સ્વરાજ આપી દઇને એ ફરફરીયાંવાળાઓનું મોઢું જ બંધ કરી દ્યોને કે આપના ગુણગાન કરતાં થઈ જાય !"

"ઇનકી ટારીફકી કોઈ ઝરૂરટ હમેં નહીં ! હમારે દિલકા હાલ ભગવાન જાનટા હય ! ડેખો એ સ્વરાજકી ચાવી હમારી જનોઈ કે સાઠ બંધી હુઈ હય, અભી ભગવાન કા આદેશ હો તો અભી સ્વરાજ દેદું મગર ભગવાન કા આ દેશ નહીં હય ! ભગવાન કહેતે હય કે અગર એઇસી બેવકુફી કી તો ઈંડીયન લોગ આપસમેં કટ મરેંગે ! કયા ડેખા નહીં ગાંઢી ઓર જીન્ના જેસે બડે લીડરને ડસ પંડરા ડીન ટક ઝખ્ખા મારી મગર કુચ્છ નહીં વલા !"

"એ આપનું કહેવું સાવ સાચું છે; !"

"પણ અમારા લીડરો તથા પેપરવાળાઓનું તો એવું કહેવું છે કે સરકાર ચોરને કહે કે ચોરી કર અને શાહુકારને કહે તું જાગતો રહેજે !

એવી નીતી ધારણ કરી રહી છે ને ? 'ડીવાઇડ એન્ડ રૂલ' યાને ભાગલા પાડો ને રાજ કરો એ સરકારનું સુત્ર છે એમ કેટલાક મુત્સદીઓનું માનવું છે !"

વોહ લોગ ધાંસ ખાટા હય ઘાંસ ! અલબટ પહેલે અઇસા નીટા હોગા; મગર જબસે હમ હીંદી વઝીર બના હય ટબસે અઇસા કુછ નહીં હય ! ટુમ લોગ અભી મીલકર આવ ટો અભી કે અભી હમ ચાવી ડેનેકો ટઇયાર હય ! મગર અઇસે ડીન કહાં કે...... !

"તો એનો ઇલાજ શો ? બધા એક થાય એવી આપ કોઈ હિકમત બતાવો !"

"હમ કયા બટાયેં ? ટુમારા લીડર લોગ સબ ઉંધી ખોપરીકા હય; ઇસ લિયે હમ સીધી બાટ બટાટા હય ઉસ્કો ઉંધી સમજતા હય ! ડેખો હમ કેહટા હય કે ટુમારા ડેશ ખેટી-વાડીકા મુલક હય; ઇસ લીયે ખેટીકી ટરક્કી કરો, બેલકી ઓલાદ સુધારો, હુન્નર ઉદ્યોગ બઢાઓ, એજ્યુકેશન બઢાઓ જબ આર્થિક યાને માલી ટરક્કી હો જાયગી ટો આપોઆપ સ્વરાજભી મિલ જાયગા !"

"આપની વાત તો સાવ સીધીને સરળ છે !"

"ટુમ્હારે લીડરોં કે ખ્યાલભી તો પતંગ કી તરહ ઉડતે રેહતે હંયને ? મેં કેહટા હું કે પેહલે શિરકા માપ ભેજો વયસી પઘડી હમ બનાકે ભેજેંગે, તબ વો કેહતે હંય કે નહિ પેહલે પઘડીકા માપ આપ ભેજો ઉસ્ને માપકા શિર હમ બનાઈંગે !"

"વાહ, તમે કહો છો કે પહેલું ઘી પ્રાપ્ત કરો પછી વાસણ થઈ રહેશે. ત્યારે અમારા લીડરો કહે છે કે ના પહેલાં તપેલું વસાવો પછી ઘીનું થઈ રહેશે ! એવી આ તો વાત થઇ ?"

"હાં...આં ! અઇસીહી બાટ હય !"

એટલામાં જમવાનું આવ્યું અમારા બે પાટલા સામ સામે મંડાયા. વેઢમીને પાતરાં, પછી દાળ–ભાત કઢીને બે જાતનાં શાક. બધીય રસોઇ હિંદુસ્તાની ઢબની જોઇને હું તો છક થઇ ગયો. મને દિગ્મુઢ થએલો જોઇને એમરી સાહેબ બોલ્યા.

"ઇસ્મેં તાજુબકી બાટ કયા હય? જબસે મેં હિંદી વઝીર બના હું ટબસે મિસીસ એમરી ઇંડીઅન રસોઇ બનાટે હંય."

હું તો એમની આ પૂર્વની પીઠાગીરી પર ખુશ ખુશ થઇ ગયો. ખૂબ પેટ ભરીને જમ્યા પછી ઝુલે બેઠા ને હીંચકે હીંચતાં, મુખવાસ આરંભ્યો. અમેરીની નાની પોયરીએ "**વઇશ્નવ જનતો તેને કહીએ જે પીડ પરાઈ જાણેરે**" વાળું ગાંધીજીનું પ્રિય ભજન ગાયું, ત્યારે એમરીના કુટુંબની હિંદ ભકિત જોઇ મારી આંખમાંથી લાગણીનાં આંસુ ઉભરાઇ આવ્યાં. બપોરની વામકુક્ષિ પછી વળી મુલાકાતનું પારાયણ ચાલ્યું. મેં તેમને કહ્યું.

"હું આપનો શિષ્ય થવા ચાહું છું.

"કયોં કિસ લિયે? કયા હિંદમેં કોઇ ગુરુ બનનેકે લાયક નહીં હય!"

"હિંદમાં કોઇને હિંદી સંસ્કૃતિની પડી નથી. આપની હિંદ ભકિત જોઈને હું આફ્રીન થયો છું!"

"હિંદુસ્તાની ઝબાન, હિંદુસ્ટાનકી પોષાક હિંદુસ્તાની ટેહઝીબકે લિયે હમ મર રહે હંય. મગર હિંદુસ્ટાનીયોંકો તો ઉલ્ટી હી ગંગા નઝર આતી હય! હમ કિસ્કો કહેં? કિસ્સે ગિલા શિકવા કરેં! વોહ ભૂલ જાતે હંય કે અખિર મેં ભી એક હિંદુસ્તાની હું!"

"બરાબર છે, આપનું કથન સોળે સોળ આના વાજબી છે. અમારા લીડરો થાળીમાંના વેંગણ જેવા હોઈ ઢળતી બાજુએ ગબડયા કરે છે! આપ જેવા મહાપુરૂષનું દિલ માપવાની દૃષ્ટિ કે ફુટપટી તેમની પાસે

નથી. હે પ્રભુ ! તું અમારા લીડરોને સદ્‌બુદ્ધિ આપ કે જેથી તેઓ હિંદની ભલાઇ ચાહનાર એમરી જેવા મહાપુરુષને ઓળખી શકે !"

"તથાસ્તુઃ આપ જાનતે હંય કે મેં માલવીયાજી જઇસે સનાટની લીડરકો ખુશ કરનેકે લીયે ગંગાજલ ભી હિંદુસ્તાનસે મંગાકર પીતા હું! જિન્ના સાહબકો ખુશ કરનેકે લિયે કભી કભી મોહરમકા તાબુત ભી વિલાયતમેં બનવાતા હું! ઔર ગાંધીજી કો ખુશ કરનેકે લીયે બકરી ભી પાલતા હું ! અબ ઇસસે જ્યાદા કયા ભોગ દે શકું ? કયા કુરબાની કર શકું ?" હીંદ તરફની અપૂર્વ ભકિતનું તેજ તેમના મુખપર ઝબકી ઉઠ્યું. હું તેમના ચરણે પડયો ને બોલ્યો.

"ખરેખરે, સાંદીપની, વિશ્વામિત્ર, વશીષ્ઠ, વાલ્મકીને વ્યાસ જેવા મુનીઓ કરતાંય આપ ઓછા ઉતરો એમ નથી ! જરૂર એક દિવસ તમારૂં તપ ફળશે ને અમારા લીડરો દાંતે તરણું લઇને આપના કદમોમાં શિર ઝુકાવશે. ભલે એ અધુરા ઘડાઓ અત્યારે છલકાય. એ બાવાઓ નાચે છે તેની સાથે પેલી પેપરવાળી બોદલીઓય ભલે નાચી લે; પણ અંતે તો આપના તપનો પ્રભાવ એમના પર પડયા વિના રહેશે નહીં. અત્યારે ધરતીવાળા જોતા નથી પણ ઉંચેવાળો તો જુવે છે ને?

"કિશ્નજી, ગીતાજીમેં કહ ગયે હંય કે 'કામ કર ફલકી આશા મત રખ.' ઉસી તરહ મેં તો કાર્ય કરતા હું ઓર ફલકી આશા નહીં રખતા હું !"

'ખરેખર. આપ તો ધાર્મીક વિચારોમાં પણ વીન આબ્બા છો ! આપના જેવા સર્વગુણ સંપન્ન ગુરુ મલ્યા બદલ હું મારૂં જીવન ધન્ય થયું માનું છું ને ગુરુ વચનનો આદેશ ચાહું છું કે મારે હિંદુસ્તાનમાં જઇને શું શું કહેવું ?'

'કુચ્છ નહીં હિંદી લોગોં કો યેહી શિક્ષા દેના કિહીન્ડકી ભલાઇ કે લિયે બસ્તી બઢાના છોડ દો. સંતાનકી કમી હોનેસેહી હિંદકી ભલાઇ હોગી !'

'આપનું વચન મસ્તકે ચઢાવું છું.' ને હુંજ પ્રથમ સંતતિનિયમનની પ્રતિજ્ઞા કરી તેનો પ્રચાર કરવાનું પણ લઉં છું.'

'તથાસ્તુઃ અપની યેહ સુન્હરી મુલાકાતકી યાદગીરીમાં જાઓ તુમકો મેં ગુજરાત વિભાગકા નેશનલ ફ્રન્ટકા અફસર બનતા હુ !' હું તેમને નમસ્કાર કરીને ખુશ થતો ઉઠયો. ને નેશનલ ફ્રન્ટના આલા અફસર તરીકે શું કરવું તેની વિચારણામાં પડયો. એટલામાં ઘોઘારી ઘાંટે મિસીસ તાડૂકી ઉઠયાં.

'શું અઘોરીની પેઠે ઘોર્યા કરો છો ? ઉઠો જાઓ બજારમાં જઇ બટાકા લઇ આવો !' મેં ઉંઘમાંજ પાસુ બદલતાં કહ્યું કે 'શું નેશનલ ફ્રન્ટનો અફસર અને તે બટાકા લેવા જાય ?'

'હવે જોયા મોટા અફસર ! ઊઠો નહીં તો ભુખ્યા રહેવું પડશે.' અને આંખ ઉઘાડીને જોયું તો નેશનલ ફ્રન્ટના અફસરના હોદ્દાની સાથે સ્વપ્નું પણ સરકી ગયું, ને મિસીસના હુકમને માન આપવા આંખો ચોળી બગાસાં ખાઇને તઇયાર થયો !



# આમંત્રણ પત્ર !

ફરદુનજી ફડફડીઆ ઘણા સારા માણસ હતા. બીજું બધું તો ઠીક પણ એમની અક્કલ જરા હદ કરતાં વધારે હતી. એમની હાથની ધરતી શાંત સ્વભાવની ઠરેલ ગૃહિણી હતી, ત્યારે એવન જરા ધાંધલ ધરપચીયા અને ઉતાવળીઆ સ્વભાવના હતા. એમનો સૌથી મોટો સદ્ગુણ એ હતો કે જેની તેની સાથે નવું ઓળખાણ પાડવામાં એ એક્કા હતા. (બળદના એક્કા કે બાવન પાનામાંના એક્કા નહિ ! લેખક) એમના મહોલ્લાને નાકે એક સુઘ કાંસકીવાલા મુલ્લાંજી સાબ દુકાન જમાવીને બેઠા હતા. આવતાં જતાં ફરદુનજી તેમની સાથે "સાહેબજી" સલામ કરતા. મુલ્લાંજી પણ વિવેકી હતા જેથી ફરદુનજીને માનથી બેસાડી વાતચીત કરતા. ફરદુનજી દિવસમાં દસ વખત ત્યાંથી પસાર થાય તો મુલ્લાંજીને મળ્યા વગર અને "સાહેબજી સલામ" કર્યા વગર ન રહે.

નમ્રતા અને વિવેકને લીધે મુલ્લાંજીનો વહેપાર ઠીક વધતો ગયો. અને દિવસે દિવસે ફરદુનજીની મિત્રતાય વધતી ચાલી. ફળફળાદિની ભેટ

સૌમાટો પણ એકબીજાને ત્યાં મોકલવામાં આવતી મુલ્લાંજીના નાનાભાઇની શાદી નક્કી થઇ હતી. મુલ્લાંજી પૈસા સારા કમાયા હતા. અને તેથીજ સાત પકવાનનું જમણ નક્કી કર્યું હતું આ બધી બાબતોમાં ફ્રરદુનજીની સલાહ લેવામાં આવી હતી; પણ કર્મસંજોગે મુલ્લાંજીના છપાએલા આમંત્રણ પત્રો બધા મહોલ્લાવાળાઓને મળ્યા હતા. ત્યારે એકલા ફ્રરદુનજીજ બાકી રહી ગયા હતા. ફ્રરદુનજી બિચારા તે દિવસે સવારથી સાંજ સુધી ઘરમાંજ બેસી રહ્યા કે વખતે બહાર જાઉં ને મુલ્લાંજીનો માનસ આમંત્રણ પત્ર લઇને આવે તો મને કંઇ જોવાથી કદાચ પાછો જાય, ને કદાચ ઘેરવાલાઓને દઇ જાય ને તે કંઇ ખોઇ નાખે તો સાંજના પાંચ વાગ્યા સુધી ઘરમાં નજર કેદ રહીને ફ્રરદુનજી કંટાળી ગયા હતા. છેક સાંજે પાંચ વાગે મિસીસ ફ્રરદુનજી યાને એમનાં ઘરવાળાંએ આશ્ચર્ય પામતાં એમને પૂછ્યું.

"રોજ તો દારામાં દસવાર બજારમાં, લાયબ્રેરીમાં કે મુલ્લાંજીની દુકાન પર ધક્કા ખાઓચને આજે કાંય માંદી મરઘીની કાણી દરબારમાં ભરાઇ રીયાચ?"

"આજનો પરસંગ એવોજ છેય; પન તેં કંઇ સમજીયુંચ?"

"શું?"

"સંભલાયચ કે મુલ્લાંજીના નાનાભાઇની શાદી છે."

"સંભલાયચ સેનું? બે તન દારા પર તો તમેજ કંઇ સાત પકવાન, સમોસાને બીરયાનીનો લવારો કરતા ઉતા! ને વલી રજાકમીયાંના બેન્હની વાત પન તમેજ કરેલી ને હજુ સંભલાયચ સાના કેઓચ? આજે મહોલ્લામાં આમંત્રણના કાગળો વહેંચાતા ઉતા!"

"ધન્નુંજ સારૂં!" ફ્રરદુનજી મિસીસ તરફ આશ્ચર્ય પામતા હોય તેમ બોલ્યા "તો લાવ મારો કાગલ ક્યાં છે?"

"હેં...એં! કાગળ કેવો! ક્યાંથી લાવું?" નવાઇ પામતાં મિસીસ બોલ્યાં."

"બૈરાંની બુદ્ધિ પગની પાનીએ હોયચ એમ ઘરડાંઓ કેતાં ઉતાં તે કાંઇ ખોટું ના ઉતું! શું કાંઇ અશીન બશીન ખાદુંચ કે અત્યારે તો

આમંતરણના કાગલોની વાત કરીને પાછી ભુલી પન ગયા! અજબ ગમાર બૈરૂં છે!"

"અરે! પણ તમે સુધરેલા ને અક્કલવાળા છો તે આખી દુનિયાં જાનેચ! પણ કાગળ આવીયોચ ક્યાં તે હું તમને આપું!" તમે તો ઘેરમાં આવીને રોજ બકવાત કરોચ કે મુલ્લાંજી તો મારા ખાસ ફ્રેંદ છેય, ને આજે તમને અદ્ધર કાંય રાખીયા?" મિસીસે જરા છેડ કરી.

"અરે!" મુલ્લાંજી મોકલવાનું તો ભુલેજ નંઇ! એતો ભલું નેક માનસ છે. રોજ નિમાજને તસ્બી ફેરવવાનું ભૂલે તો મને કાગલ મોકલવાનું ભૂલે! કદાચ વહેંચનાર કોઇ અક્કલનો બારદાન હોસે તો આપરો કાગળ આપવાનું ભૂલી ગયો હોસે. મને તો ખાતરીજ છે કે મુલ્લાંજી મને નાજ ભૂલે!"

"અરે! જવા દયો તમારી વાત; જાતેજ મીયાં મીથ્થુ બની જાઓચ! સું ખાસ ફ્રેંદ તે આમ કાગલ મોકલાવવાનું ભૂલી જાય? હું તો માનુંચ કે તમને જાની જોઇને અદ્ધર ઉરાવીગાચ!"

"એમ! પન હોય? મ્હારીજ ભૂલ છે કે એવા તરન દમરીના માનસને ચરાવી ચરાવીને મોત્તા મુલ્લાંજી બનાવી દીધા, બાકી એ બિચારો બે વરસ પહેલાં તો ઘાસ્લેટના ખરીયાને લોત ચાલવાની ચાલનીઓ બનાવી ખાતો ઉતો; આમ જરા થોરા ચીચોરા વેપલામાં કમાયો તો મોત્તો ધનજીસા બની ગીયો! પણ એ બિચારા જીવને ખબર છેય કે આયતો ઝરથોસ્તી બચ્ચો છેય! આપનને દાવતમાં નઇ બોલાવીયા તો આપરે પણ એવનને બોલાવવા કીયાં નવરાચ? બસ આવતા આતવારે મારી બાનનમી સાલ-ગ્રેહનો જલ્સો ધામધૂમથી કરૂ ને એ દીકરી મુલ્લાંજીને એવો ચાત પારૂં કે તેય મને યાદ કરે કે આય સોરાબ-રૂસ્તમની ચૌદમી પેરીના ફ્રરજંદ ફ્રરદુનજી સાથે કામ પરેલુંચ!"

"અરે પણ તેવન તો તમારા ખાસ ફ્રેંદ થાય અને એકાદ વેલા ભૂલી ગીયા તેમાં આટલું બધું ધાંધલ-ધરપચ સાનુ?"

"કેમ નંઇ હું કંઇ નાલ્લો પોરિયે બોરિયો છું! મેંતો એવનની આખ્ખા શહેરમાં એદવરતીઝ મેન્ત કરી; આય બંદાની જાત ના હોત તો એ ધંટીનાં છાલાં જેવી દા'રીવાલા મુલ્લાંજીને કોન ઓલખવાનું ઉતું? બેત્તીમાપને પરખીપાત કરીયો તેનું મને ફલ મલીયું! હું એવનના એક બોલ પર સેંકરો રૂપિઆ ખરચી નાખુંને એ અક્કલના અદ્દુખરાને એક બે દમરીનો ક્રામળ આપવાની સમજ ના પરી?"

"પણ નજીવી બાબદમાં આટલું મોન્તું ધાંધલ કાંય કરોચ? હોસે ઇન્સાન છે ભૂલ બી કરે!"

"શું ભૂલ બી કરે? અરે! એ તે ચાવલ ખાયચ કે ઘાંસ? એ એના મનમાં આય પારસી બચ્ચાંને સું ધારી બેથોચ? મારા મરહુમ જન્નત નસીન બપ્પાવા, જામાસજી જંપરે એક રાજીસ નઇ પણ કંતરી ચપ્પુથી આખો આઠ ફુતનો બંગાળી વાઘ ચીરી નાખ્યો ઉતો! હું એવા બહાદુર નરનો પૌત્ર છું; એ મુલ્લાંજીએ ભૂલવું ના જોઇએ. મારૂં અપમાન કરવાથી કોઇ વેળા જીવ સત્તોસતનો સોદો થઇ જાસે!"

"પણ આટલા બધા લાલ પીળા અહીં ઘેરમાં કોના ઉપર થાઓચ? જાઓને તેવનના ઘેર જઇને બખાલા કરોને?"

"અરે! એવા કમીના માનસને ઘેર તો હુંસું પણ મારી પાલેલી કુતરીએ ના જાય! તું સું સમજી?"

"તમારૂં નુરે વતનના ગાઝી જેવું જુસ્સાદાર ભાષન વલી બીજું સું?"

"એ બિચારો ગામડાંનો ગમાર મારા જેવાની સોબતથી સુધરીયો અને મારા ઓલખીતા પાલખીતા ઘરાકોના પૈસાથી દો'રીયાંદાર થીયો, તેમાં આટલો બધો અકરી ગીયો?" રાજા રાવનનું અભિમાન નથી રીયું તો એ બિચારૂં નઇ તરનમાંને તેરમાં ને છપ્પનના મેલમાં સી બિસાતમાં?"

"પણ હવે એજ વાતનો ધખારો લઇને દોરીયા કરસો?"

"કેમ નંઇ! બે શરમીની પણ હદ હોયચ! એ અક્કલનો બલદીયો તો મને ભૂલે પણ હું એને ભૂલું એવો નથીને?"

"પણ હવે સાકભાજી લાવવાની ફિકર કરશો કે મુલ્લાંજીનાં રોદરાં રોયા કરસો ?"

"અરે! એ નાલાયકનું તો હવે નામ પણ નઇ લઉં! એ એના મનમાં સું સમજેચ ? એનુ નામ તો ના લઉં પન એની પાલેલી બકરીનું નામ પણ ના લઉં !" થોડીક વાર ફરદુનજી ચુપ થયા અને વળી પાછા તપકીરનો સરડાકો તાણી નાકને સાફ કરીને બોલ્યા.

"કદાચ એમ પન થયું હોય કે મલ્લાંજીએ કાગળ મોકલ્યો હોય અને વહેંચનારે આપરે આંગને આવીતે બૂમ પન પારી હોય; તે વખતે હું બાજરૂમાં હોઉં ને તું ચૂલામાં પરી હોય; તો તે બિચારો બૂમો પારીને કાગલ બારનામાંજ ખોસી જાય ને તે કાગળ આપરા અદેખા પરોસી રૂસ્તમજીની પીલાં અદેખાઇથી ફારી નાંખે, કાંતો આપરા નાલ્લા પોરીયાએ તે કાગલની હોરી બનાવીને વરસાદના પાનીમાં તરાવી હોય તો !" મિસીસ જરા રાતાં પીળાં થતાં બોલવા લાગ્યાં.

"આવા શેખચલ્લીની કાની વિચારના ઉંચા ઉંચા કિલ્લા ચનવા કરતાં, તેવનને ઘેર જઇનેજ કાગલ માંગી લાવોને ?"

"પન હું તો વિચાર જનાવતો ઉતોને, તું તો ગુસ્સો કરેચ !"

"લ્યો, હવે એ તમારા મુલ્લાંજીને દરિઆમાં નાંખો, તેવનના કાગલને ચુલામાં નાખો, ને તમે આય ચાર પૈસાના ખુમલા ને બે પૈસાના આલુ લઇ આવો !" લુગડાંની કોથળીમાંથી પૈસા કાઢતાં મિસીસે મી. ફરદુનજીને સુરીયાણી ફરમાસ કરી; ફરદુનજી પૈસા તથા જંબીલ પકડીને ચાલવાની તૈયારી કરવા લાગ્યા. બારણા પાસે જઇને પાછા વળી બોલ્યા "જો મહોલ્લાને નાકે દુકાનમાં બેઠાં બેઠાં તેવન મને જોઇ લેશે તો ?"

"તમે તમારે સીધા રસ્તે ચાલતા થજોને !"

"પન તેવન મને જોઇને સલામ કરીને કહે કે "આવો ફરદુનજી શેઠ" તો હું શું કરૂં ?"

"હમનાં પાંચ મિનીટમાં આવુંચ એમ કહીને મારકીત તરફ ચાલ્યા જજો."

"પન કદાચ તે દુકાન પરથી ઊઠીને મોરો હાથ પકરીને લઇ જાય, ને પછી દાવતની વાત કરે તો?"

"સહેરમાં શું એ એકજ રસ્તો છે? બીજા રસ્તે જજો!"

"બીજા રસ્તે હું સા માટે જાઉં? શું કંઇ કોઇના બાપનાં લીધાચ ખાધાચ? શું કોઇના બાપની ચોરી બોરી કરીચ કે તેવનથી હું સંતાતો ફરૂં? એવાની સામે તો ઉલ્લું છાતી કારીને ચલવું જોઇએ!"

"તમારે જેમ માથુ ફેરવું હોય તેમ બંને ફેરજો, મારે સું? મારે તો સાંજની તરકારી આવી કે બસ!"

ફરદુનજી દરવાજા બહાર નીકળ્યા, અને આઠ દસ ડગલાં ચાલ્યા પછી પાછું કંઇ સાંભર્યું હોય તેમ પાછા વળ્યા ને ટેબલ પર પાઘડી મૂકી ખુરસીમાં બેસી દમ લઇને બોલ્યા.

"કાગલ ના મલીયો તેની તો મને પન કંઇ પરવા નથી; પન આપરે ગયા ભેસ્પતવારે એક ડઝન આફુસ પાયરી મોકલી ઉતી તે સું એ અકકલનો બારદાન ભૂલી ગયો હોસે? જમાનો સું બગરી ગીયોચ? તરન રૂપીઆની કેરી હજમ કરી ગીયા ને એક બે પૈનો કાગજ ના મોકલાયો? બિચારો કેવો તંગ દિલ? દમરી દમરી કરીને પઇસા જોરનાર તો એવાજ હોયને? હવે તો ખોદાજ એવનને સમજ અર્પન કરે! બાકી હું તો એવા અહેસાન ફરામોસ લોકોને જોઉંચ ત્યારે જીવ બલીને ખાખ થઇ જાયચ?"

"એ તમારો જીવ બલી જાતો હોય તો લ્યો રસ્તામાંથી એક દોરીઆનું આઇસ લઇને ચાવી જજો, પન હવે જલદી જાઓ નઇ તો સાંજનું જમવાનું મોરૂં થાસે!"

વળી પાછા ફરદુનજી બજાર તરફ ચાલતા થયા. મુલ્લાંજીની દુકાન આગળ થઇને નીચી નજરે ચાલતા હતા; એવામાં મુલ્લાંજીની નજર પડી. તેમણે મોટેથી બૂમ મારી.

"ઓ હો! કોન ફરદુનજી શેઠ કે? નવી ડુલનની માફક નીચું ઘાલીને કાં જાઓસ? વલ્લા આજ આખો ડારો ટમારી રાહ જોઇ જોઇને ઠાકી ગેઓ! આખો ડારો ઘેરમાં બેસીને સું મરઘીનાં બેડાં સેવટા ઉતા?"

"કંઇ નંઇ જરા કામ ઉતુ." કહી ઉતરેલે ચહેરે દુકાન પર ચઢયા.

"ફ્રરદુનજી શેઠ તમેબી જબરા ઇસ્કી ટટ્ટુ જનાઓસ! મારા ડૅારટ પનમાં પેઠા છટાંબી જનાનખાનામાં ઇસકનાં કપુટર લરાવોસ કે સું?" મુલ્લાંજી મશ્કરીમાં બોલ્યા.

"કેમ કાંઇ બાલી સાબના હાથની ઝારૂં ખાધીસ કે સું?" આવું ડાબુ જેવું ડાચું કેમ બનાવુંસ? હોય એ તો દુનિઆંના ઝમરા છે પન બિરાદર, ઇમાનસી આજે તો આખો દારો તમારી રાહ જોઇ." એમ કહી મુલ્લાંજીએ ગુલાબી કવરમાં મૂકેલો એક પત્ર ફ્રરદુનજી શેઠને આપ્યો.

"આય સું છે?"

"ડાવટનો કાગલ. મેં જાનું કે માણુસ મારફ્તે તો અડના આલા હરેક માણુસને ડાવટના કાગળ વહેંચાવા; પન તમે તો અમારા જીગરજાન દોસ્ત કહેવાઓ; ટેસી હાટોહાટ આપવો એજ ઠીક, એમ સમજીને તમારી રાહ જોરો બેઠો ઉરો; ટયારે ટમે ટો આમ છેક સાંજે ફુટી નીકલા!" આમંત્રણ પત્રને નિહાળતાંજ ફ્રરદુનજીનો ચહેરો હસ્તો થઇ ગયો.

"હું આવુંચ" એટલું કહીને તરતજ ઘર તરફ દોડયા. હાંફતા હાંફતા ઘરમાં ગયા.

"કેમ છે સું કંઇ લોતરી બોતરી લાગીચ કે સું! કંઇ બહુ ખુશીમાં દોરતા આવીયા?" તેમનાં બોલ્યાં.

"અરે! લોતરીની એવી તેવી! પણ હું કેટલો ઉતાવલીયો! બિચારા મુલ્લાંજી તો ખાનદાની માણુસ છે. અરે! એવા સદ્દગૃહસ્થ, જેન્તલમેન ઇન્સાન તે ભૂલ કરે? મારા જેવા જીગરજાન ફ્રેંન્ડને ભૂલે પણ ખરા?" એમ કહી ખિસ્સામાંથી આમંત્રણ પત્ર કાઢીને બિસીસને બતાવતાં ગેલમાં આવી ગયા.

"સ્યો જાણે મોત્તો ગઢ જીતીને આવીઆ હોય: તેમ ગેલમાં આવી ગીયાચને સું?"

"અરે! તમારી બૈરાંની બુદ્ધિ પગની પાનીએ કહીચ તે બરાબર છે. હું તને સું કેઉં? બધાં સગાં વહાલાં તથા દોસ્તોને નોકર સાથે દાવતના

કામબો પહોચારીયા; પન મને ખાસ પોતાના હાથે આપતાં મુલ્લાંજીએ પોતાની જબાન મુબારકથી કેયલું કે "આપ જેવા જીગરજાન ડોસ્ટને તો હાઠો હાઠ કાગલ આપવોજ જોઈએ." અને વળી અર્ધા કલાક સુધી તો તાકીદ કીધી કે" લગ્નની આગલી રાતથીજ તમારે મારે ઘેર આવવું પરસે; બધી દેખરેખ તમારા હાથમાં સોંપાસે, તમે નંઇ પધારેતો લગન મંડપમાં અંધારૂંજ રહેશે" ખરેખર પેલા કાલુમીયાં ગાયચ તેમ" બિરાદર હો તો ઐસે હો!"

"આ તમારૂં દાવતનું દાસ્તન કયાં સુધી લંબાવશો? હવે રાતના ખાણાની પન ચિન્તા છેય કે નંઈ!"

"જમવાનું ગયું ચૂલામાં! લ્યો હજુ એને તો ખાવાની પરીચ? અરે હું બજારમાં તરકારી લેવા જાત, તો પછી આ કાગલને સંભાલીને ઘેર કોન લાવત? કોઈના એહસાનની કદર તમુને બૈરાં માનસને સાની હોય? તરકારી કોઈનો પાસે મંગાવી લેવાસે; પન આય કાગલને તિજોરીમાં સમાલીને મુકજો"

"કેમ કંઈ ચોરાઈ જવાની બીકે છેય?"

"જાફરાનની કદર તમારા જેવાં ગધેરાંને સાની હોય? હું તો એક હજારના ચેક કરતાં પન એની વધારે કીંમત સમજુંચ! એ કોઈ રેંજી પેંજી કે આમજી બામજી ભુત્તાચોર માનસની દાવતનો કાગલ નથી, પન મુલ્લાંજી જેવા નેક ઇન્સાનનો કાગલ છે!"

"ખબરદાર! ગધેરાં તમારાં હોય તે! આમ ઘરદે ઘરપન ગધેરાં કહે તાં તમને શરમ નથી આવતી? મુવોએ તમારો મલ્લાંજી ને બલ્યો એનો કાગલ!"

"ખબરદાર! તારે મને જે કેવું હોય તે કહે સાંભળવા તૈયાર છું, પન મલ્લાંજી, ને તેવનના આય શાદી મુબારકના કાગલ વિષે એક પન અપમાન કારક બોલ સાંભલવા હું તૈયાર નથી!"

(૨)

"ત્યારે એ કાગલને કોઈ સાધારન કાગલ નઇ, પન અસો જરથોસ્તનું ફરમાનજ મની લેવાનું એમને !"

"હા હા, વધારે ચબાબલાપનું કરવામાં કંઈ સાર નથી!" અને પછી ફરદુનજી શેઠની આખી રાત્રી લગનમાં પોતે શું શું ભાગ ભજવશે એજ વિચારોમાં પૂર્ણ થઈ. સવાર થતાંજ મિસીસને પલંગ પરથી ઢંઢોળતાં બોલ્યાં.

"આખ્ખા વરસની ઉંઘ આજેજ ઉંધી નાખવાનો એરાદો છેય કે શું? તું તો નિરાંતે નસકોરાં ઘોરેચ ને પરમ દારેતો મુલ્લાંજીને ત્યાં લગન છે?"

"પન લગન પરમ દારે છે, તે આજથી તમારા જીવ પર સી ધાર પરીચ કે નિરાંતે ઉંઘવા પન દેતા નથી?" આંખો ચોળતાં મિસીસ ફરદુનજી બોલ્યાં.

"ત્યારે તારો વિચાર સું આય સાલ ઉંઘનસીઓમાં ચેમ્પીયનસીપ લઈ જવાનોચ કે સું?"

"હા...આ તમારે સું?"

"સું તે પરમ દારે તો અમારા ફ્રેન્ડને ત્યાં લગન છે; તેનો પન વિચાર કરીયો?"

"પન જેનું લગન હોય; તે વિચાર કરે કે આપરે નાહક દુબલા કાજી બનીને આખા સહેરની ફિકર કરવી !"

"તો શું હું લગનમાં ન જાઉં એજ તારી ખુસી છે?"

"પન મે કયારે ના કયું છે, જાઓને અત્યારથીજ?"

"અરે! ખાસ ફ્રેન્ડને ત્યાં કંઈ એમને એમ જવાય? નવો ડ્રેસ સીવરાવવો પરસે નવો !"

"ધોબીને ત્યાં ધોવરાવેલો નઈ ચાલે કેમ?"

'હાસ્તો, દોસ્તની સાદી કંઈ ફરી ફરીને આવવાનીચ?"

"પન ઘરમાં કંઇ ખરચની વાત આવેચ ત્યારે તો મોંઘવારીને પહોંચી વલ‌ા કાપકુપની લાંબી લાંબી વાતો કરોચ, મારાં ને પોરીયાંનાં કપરાં સીવરાવતાં તો, તમારા પેતમાં ચૂંક ચાલેચ ને તમે કેમ "ઘરદી ઘોરી ને લાલ લગામ" પહેરાવવા તૈયાર થીઆચ ?"

"અરે ! એ બધી જુની પુરાની સરેલી કહેવતોનું આય મોતરને વિમાનના જમાનામાં કંઈ કામ નથી ! નવાં કપરાં સિવરાવવા પચાસ રૂપિઆ તિજોરીમાંથી કારી આપવા પરસે ?"

"ઓય મ્હારા બપ્પાવારે ! પચાસ પોલીયાંને બદલે ઘરપરથી પચાસ નલીયાં ઉતારી જાઓ !"

અનાથાશ્રમની કોઈ તાજી વિધવા જેવું ડાચું કરીને ફરદુનજી શેઠ મિસીસ પ્રત્યે કાકલુદી ભરી દૃષ્ટિ કરીને બોલવા લાગ્યા, 'ત્યારે લેને તારી એમજ મરજી હોય તો લગોત બાંધીને લગનમાં જાઉં ?" ઘણી રકઝક ને અંતે લગનના બજેટમાં રૂ. ૩૫) મંજુર થયા, તે લઇને ફરદુનજી બજારમાં દોડયા. દસબાર દુકાનોએ ધક્કા ખાઇ અનેક જાતનાં કપડાં તપાસ્યાં પછી એક પાંચ રૂપીએ વારનું કપડું ડગલા માટે ખરીદયું. પાટલુનનું કપડું પણ લીધું, અને બુટ સાત રૂપીઆમાં લીધા. પાઘડી ખરીદતાં પૈસા બચે એમ ન હોવાથી જુની પાઘડી પર પાલિસ કરાવી લેવાનો ઇરાદો કર્યો. પોતાના ફેમીલી ટેલરને ત્યાં ગયા.

"અહોહો......ઘણા દિવસે ફરદુનજી શેઠની મહેરબાની થઇ ?" દરજી બોલ્યો.

"દરજી લોકો પાસે આવીયા વગર છુતકો થોરો થવાનો ?" ફરદુનજી બોલ્યા.

"કેમ કંઇ પટલુન બાટલુનમાં થીંગડું મરાવવાનો વિચાર છે ?"

"અરે ! નઇરે ? તને ખબર નથી કે અમારા મોલ્લાવારા મુલ્લાંજીને ઘેર લગન છે, માતે ખાસ દગલો સીવરાવવા આવીયોચ. તું કપરું તો જો ખાસ વિલાયતી છે ! તારા બાપ જનમારામાયે આવું ફક્કર કપરું નંઈ જોયું હોય ? તમારા જેવા ખાદીનાં બોલીયાં પહેનારના નસીબમાં આવું ફાંકરૂં કપરૂં કયાંથી હોય ?"

"કપડું તો ઘણું ફક્કડ છે; પણ સિલાઇ ફક્કડ આપવી પડશે ?"

"હવે લઇને લઇને બહુ બહુ તો રૂપરદી લઇસ પછી સું ?"

"નાજી, આતો ગરમ કપડું છે તે પાંચ રૂપિઆ પડશે. બીજા પાસેથી તો સાતજ લઉં છું. પણ આપ તો રાત દિવસના ઘરાક છો તેથી બે એછા લઇશ."

"કેમ કંઇ ગામ મૂકવાનો વિચાર છેય કે સું ? આખી દુનિયાંના ભાવો ઓછા થયા ! સરકારે પન પોતાના નોકરોના પગારમાં કાપ મૂકી, અન તમારા ભાવમાં હજુ કોઇએ કાપ મૂકી નંઇ કે ?"

"પરવડે તો સિવડાવો, અમે કયાં આપને ઘેર નોતરૂં આપવા આવીએ છીએ ?'

"એમ કે ! જમાનો સું આવીયોચ ? ધંધો તો દરજીનો કરે ને બીજાસ જુવો સો જાને મોતો હીતલર જેવો !"

ફરદુનજી શેઠ તો બગલમાં કપડું મારી દરજીના નામે ફડફડાટ કરતા બીજા ટેલર પાસે ગયા અને ત્યાંએ એક કલાકની રકઝકને અંતે પાંચ રૂપિઆ સિલાઇ ઠેરવવી પડી.

"સું કરીએ બાઇ લૂંતાય એટલું તો લૂંતો ! મુલ્લાંજીને ઘેર લગન ના હોત તો હમો એત્તી બાપ તમારે ઘેર સીવરાવવા આવત ? પન જો કાલ બપોર સુધીમાં દગલો તયાર નંઇ થાય તો પછી દામરેજી ભરવી પરસે !"

"હા...આ, તમે તમારે સુખે સિધાવો કાલે બારને બદલે દસ વાગે ડગલો તૈયાર ! પછી છે કંઇ ?"

"સારૂં" કહીને ફરદુનજી શેઠ બીજા દરજીની દુકાને પાટલુન સિવ-રાવવા નાખી આવ્યા. એમને વહેમ હતો કે કાલ સુધીમાં એક દરજીથી ડગલો ને પાટલુન તૈયાર નહિ થાય; તેથીજ જુદા જુદા દરજીઓને ત્યાં નાખ્યાં. પાલિસ કરવા પાઘડી નાખીને આવ્યા.

બપોરે જમી પરવાર્યા પછી બારીએ બેઠા અને જે કોઇ બજારમાં જતું હોય તેને ઉભું રાખીને પૂછતા. એક મીયાંસાહેબ જતા હતા તેને બૂમ મારી.

"એય મિયાંસાબ! જરા ઉભા રેજો. ક્યાં જાઓચ ?" મિયાં જરા ઝંખવાણા પડયા પણ પાછા ન હટ્યા. વળી બીજો કોઇ જતો હતો તેને રોકયો.

"એય મિસ્તર જરા ઉભા રેજો. જુઓ બજારમાં થઇને જતા હોય તો પેલા મગન દરજીને જરા કહી દેજો ?"

"પણ કયો મગન દરજી ? શહેરમાં તો એવા સત્તરસો મગનીયાને છગનીયા દરજી પડયા છે ?! પેલા મિસ્તરે કહ્યું.

"પેલો પેસ્તનજીના પીથાંની સાંમે રેચ તે વલી, બીજો કીયો ? તેવનને મારી સલામ પહોંચારીને કહી દેજો કે કાલે બાર વાગીયા પહેલાં ડગલો તૈયાર થઇ જાય !"

"બહુ સારૂં" કહીને તે ચાલતો થયો. સાંજ સુધીમાં દોઢ ડઝન માણુસો સાથે બંને દરજીઓને સંદેસા પર સંદેસા કહાવ્યા. અંતે કંટાળીને એમનાં મિસીસે ઉધડા લીધા ત્યારે શાંત્ત થયા !

"સું તમે એકલાજ ડગલા સિવરાવોચ કે સહેરમાં બીજું કોઇ સિવરાવતું હોસે ? બિચારા દરજીઓના પન નાખમાં દમ લાવ્યા ને રસ્તે જનારને પન થકવી મારીયા."

"અરે ! આય તો ઇંદીયાના દરજીઓ છે, વિલાયતના તેલરો નથી કે તાઇમસર કપરાં સીવી આપે ? તુજ કાલે જોજેને કે આજે આતલા સંદેસા મોકલાવીયા છતાં એ દરજીના દીકરાઓ સું ઘોલકું ઘોલેચ તે ?"

"પન આવી નકામી હાય વરાલ કરે સુ વલવાનુંચ ? કાલની વાત કાલે ! સું કપરાં વગર લગનતો નથી અતકી જવાનું ?" મિસીસ ઉવાચ.

"અરે ! તમુને બૈરાં લોકને તે સુ કેય ? પેલી "આજ આજ ભાઇ અત્યારે, ને કાલે કાલે ભાઇ કાલે !" વાંચી કવિતા સમજીચ કે નહિ ? દરજી, મોચી, સોની એ બધાય વાયદાના સાચા હોયજ નહિ ?',

"બલ્યું. તમારી સાથે તો પાંચસેરનું સારૂં ને સોનાનું ધારવાનું ઘી આપ્યું હોય તે જ પહોંચે !"

આમ ભેળાં દુઃખણુ અને લમણાઝીંકમાં ગમે તેમ કરીને દિવસ તો પસાર થયો. બીજા દિવસે બામદાદમાંજ યાને કે સવારના પહોરમાંજ પેલા પઠાણો વ્યાજના પૈસા લેવા મીલ મજુરોના બારણે જઇને જમરાજની પેઠે ઉભા રહે છે; તેમ બાવાજી દરજીની દુકાનની સામે ઉભા રહ્યા. લગભગ અઢી કલાક તપ કર્યું હશે; ત્યારપછી દરજી આવ્યો. તેને જોતાં જ બાવાજી તપ્યા.

"તમે લોક તે માનસ છો કે ઢોર છો? આમ દો'ર પો'ર દા'રો ચ'ડે તાં સુધી ઘોર્યા કરો તે દા'રો કયાંથી વલે? આવા એદીપનાને લીધેર ઇંદીયાને સવારજ મળતું નથીને?"

"પણુ બાવાજી અમ દરજીના દીકરાને સવરાજ, બવરાજની હી જરૂર? અમારે તો પરમેહરની કરપાથી ધંધા ધાપા ચાલે એજ બસ છે!" દરજી બોલ્યો.

"એ તો ખરૂં; પન તેં પેલી જુની ચોપરીની કવિતા વાંચી નથી કે; રાતે વે'લા જે સુઇ વે'લા ઉથેવીર; બલ બુદ્ધિ ધન બહુ વધે સુખમાં રહે સરીર!"

"હા, તે વાંચી છે; પણુ શું કરીએ તમારા ડગલાએજ રાતના બાર વાગ્યા સુધી ઉજાગરો કરાવ્યો ને! હવે કાજ બટન કરીએ ને ઇસ્ત્રી કરી કે બસ."

"લે, ત્યારે તું તૈયાર કરીને ઘડી વાલી રાખ, હું જરા ઉભો ઉભો જઇને આવુંચ."

"પણ જરા પહેરી તો જુવો;..........!"

"આરે! એમાં પે'રવાનું સુ ઉતું? તું કંઇ હજામનો દીકરો થોરોજ કે ડગલો બગારી નાખે?"

અને પછી બાવાજી પાટલૂન લેવા ગયા. ત્યાં દોઢ કલાક ટકટક કરી; ત્યારે પાટલૂન મળ્યો. આ દરજીને ત્યાં આવીને ડગલો લઇ બીલ ચૂકવીને

ઘેર ગયા. નાસ્તો કરીને નવાં લુગડાં પહેરી મિસીસને બતાવી મલ્કાવા લાગ્યા.

"કેમ નાજામાય હવે કેવો લાગુંચ ?"

"સાવ જમરાજના દૂત જેવા ! મુવોરે તમુને દરજી પણ કોન ભસ્તેગીયો મલીયો કે દગલાને બદલે આવો મોત્તો કફન જેવો ઝભ્ભો સિવી આપીયો ? જાને નાતકમાં ફરેસ્તાનો પાથ કરવાના હોય તેવો દેખાવ લાગેચ ! ને આ તે પાટલૂન છે કે મસીદના મુલ્લાં પહેરે એવી તંગરી છેય ?"

બાવાજીએ આરસીમાં પોતાના દીદાર જોયા તો મિસીસની વાત ખરી હતી જેથી મૂઠીએ વાળીને દરજીની દુકાને નાઠા તેને પાંચશેર પાંચશેરની સંભળાવી ડગલો નાખીને બીજા દરજીને ત્યાં ગયા. ને ગાળોનું પુનરાવર્તન કરી તેને ત્યાં પાટલુન પછાડી ઘેર આવ્યા. જાણે પોતાનો સગો બાપ મરી ગયો હોય એવું સોગીયું ડાચું લઇને ધોબીના ત્યાંનાં ધોએલાં કપડાં પહેરીનેજ મુલ્લાંજીને ત્યાં લગનમાં ગયા ! વાંચક બિરાદર, તને પણ આવા કોઇ હરખપદુડા ગૃહસ્થનો ભેટો થયો હશે જ?



# નિર્માતાની રોજનિશિ

**સ**વારે આઠ વાગે આંખ ઉઘડી ગઈ, પણ પલંગમાંથી ઉઠવાનું મન ન થયું. મોડી રાત્રે તો સ્ટુડીયોમાંથી આવ્યો હતો. બંગલો સમુદ્રને કિનારે હોવાથી એવી સરસ હવા આવે છે કે પલંગમાં પડ્યા રહેવાનું જ મન થાય છે! કેટલીકવાર પડ્યાં પડ્યાં, પાસાં બદલ્યાં. એટલામાં ચાહ આવી. એકી સાથે બે કપ અડાવી ગયો. બટલર ચાહ બનાવવામાં ઘણો કુશળ છે. તાજમહાલ હોટલમાં પણ કામ કરી ચૂકેલો છે. એને માસિક દોઢસો પગાર આપું છું. જો કે ચાલુ જમાનાની મોંઘવારી જોતાં એ ઓછો ગણાય; પણ બી. એ. ને એમ. એ. વાળા કલાર્કો કે પ્રોફેસરો કરતાં તો સારો ગણાયને? જો કે હું હિંદુ છું છતાં અમારા બ્રાહ્મણીયા રસોઇયાઓ કરતાં ગોવાનીઝ બટલરોના હાથની રસોઇનેજ ખાસ પસંદ કરૂં છું.

ચાહ પીધા પછી 'ટાઇમ્સ' અને 'ક્રોનીકલ' જોયાં! પુરેપુરાં વાંચવાની તો ફુરસદ ક્યાં હોય? ૧૧ વાગે શેઠાણી મંદિરમાં ગયાં. મારા તરફ જોતાં જરા કપાળ પર કચલી પડી! છેલ્લા ત્રણ ચાર મહિનાથી શેઠાણી મ્હારાથી જરા અતડાં અતડાંજ રહે છે. રાત્રે જ્યારે હું બહારથી આવું છું, ત્યારે સુતેલાંજ હોય છે ને ઉઠયા પછી નાહી ધોઇને મંદિરે જાય છે. મ્હારી સાથે બરાબર સીધી વાત કરતાં નથી. પ્રભુની કૃપાથી

સંપત્તિ છે, નોકરચાકર છે, ઘરની બે ત્રણ મોટર છે, મોસમ પ્રમાણેના વસવાટ માટે બે ત્રણ બંગલા છે પછી શી કમી છે? લોકો તો ઉલ્ટા અમારા સંસારને અદેખાઈથી જુવે છે કે જાણે પૃથ્વીપર અમે સ્વર્ગનું સુખ ભોગવી રહ્યાં છીએ!

શેઠાણી શંકાશીલ સ્વભાવનાં હોઈ એકટ્રેસોના કારણે રડયાં હશે! પણ તો એમાં એમની ભૂલ છે; કારણ કે એકટ્રેસો કોઈ વાર ઘેર આવી જાય છે. કોઈ કામસર આવે તો એમાં મારો શો દોષ? જોકે મેં ઘણીએ-વાર સ્ટુડીઓ તથા ઑફિસમાં નોટિસ આપી છે કે 'કોઈએ મળવા માટે કે કામસર પણ મારા ઘેર નહિં આવવું'; છતાં એકટ્રેસો કોઈ કોઈ વાર બની ઠનીને, મારે ઘેર આવે છે કે જેમને જોતાંજ ઊંટને જોઈને ભેંસ ભડકે તેમ શેઠાણી ભડકે છે

દશ વાગે નાહી ધોઈ, કપડાં પહેરીને તૈયાર થયો કે ચંદ્રકાન્તાનો નોકર ગફુરમિયાં આવ્યો. ને એનો બાપ મરી ગયો હોય એવું સોગીયું ડાચું કરીને બોલ્યો; 'બાઈજી કે સર; ઔર કમરમેં દર્દ હય, ઇસલીયે શુટીંગમે નહિ આ સકેગી!' મેં પણ ગફુરને હિંદુસ્તાનીમાંજ કહ્યું કે, 'આજકા શુટીંગ તો ખાસ મુદ્દેકા હય, બાઈજી નહિં આવેગી તો કામ કૈસે ચલેગા? હમેરા હજારોં રૂપિયેકા નુકસાન હો જાયગા!' તો ગફુરે કહ્યું કે, 'વો હરગિઝ નહિ આ સકતી; વો તો ચાર પાઈમેં પડી હય!' હું ગફુરને લઈને એકદમ ચંદ્રકાન્તાના મકાને ગયો તો શું જોયું? કે તે પોતાના ઉસ્તાદો, નોકરો અને માતાની સાથે સાત હાથ રમતાં અટ્ટહાસ્ય કરી રહી હતી! મને જોતાંજ રમત બંધ પડી, ને ચંદ્રકાન્તાની મા આગળ આવીને મને ડ્રોઈંગ રૂમમાં બેસાડતાં બોલી 'શેઠજી નન્ની આજ બીમાર હય, યહ કામપર નહીં આ સકેગી!' તો મેં પૂછયું; 'બિમાર હૈ તો પત્તે કાયકુ રમતી હય?' એની માએ કહ્યું, 'ઝરા દિલ્લગીક લિયે; મૈંને ઉસ્કો ઘસીટકે તાશ ખેલને બિછાનેથી વર્ના વહ તો પલંગસે ઉઠતીહી કહાંથી?'

મેં પૂછયું; 'કયા બિમારી હૈ?'

'કયા કહેં? ઔરતોં કી તકલીફ હય!'

'પણ અમેરા તો હજારોંકા નુકસાન હો જાયગા! સ્ટુડીયો મેં સબ ચંદ્રકાન્તાકી વાટ દેખતે હોંઇંગે તો કાઇભી રીતસે કામપર આવણા પડેગા!' તો ચંદ્રકાન્તા બોલી; 'શેઠજી, સ્ટુડીયોકે લિયે, ઇંડસ્ટ્રીકે લિયે, તો મેં જાન દેનેકો તૈયાર હું; મગર બીમારીકા ક્યા ઇલાજ?' લગભગ એક કલાક સુધી ખુશામત કરી ત્યારે ચંદ્રકાન્તાએ ન છુટકે હા ભણી! તેણે બરાબર બાર વાગે શુટીંગમાં આવવાનો વાયદો કર્યો; એટલે હું ત્યાં સીધો સ્ટુડીયોમાં ગયો. રસ્તામાં મોટરમાં બેઠાં બેઠાં એ વિચારી રહ્યો હતો, 'કે અમારો તે કઇ અવતાર છે? ગાવા ને નાચવાવાળીઓનાં પણ અમને નાજનખરાં ઉઠાવવાં પડે છે! ફિલ્મ ઇન્ડસ્ટ્રીમાં દાખલ થતાં પહેલાં એ ચંદ્રકાન્તા, સહરાનપુરમાં ઇદનબાઇના નામે ગાવા-નાચવાનો ધંધો કરતી હતી. ધંધો એવો મંદો હતો કે છ મહીનાના ભાડાની તો મકાન માલિકની ડીક્રી હતી, અને અહીં સ્ટુડીયોમાં આવીને ચંદ્રકાન્તા બન્યા પછી; તો બાઇ સાહેબનો મિજાજ સાતમા આસમાને ચઢયો છે! માસિક ત્રણ હજાર પગાર, ઇન્કમટેક્ષ મૂક્ત અપાય છે; છતાં ખાસ શુટીંગને દિવસે માથામાં ને કમરમાં દરદ શરૂ થઇ જાય છે! પગારમાં વધારો થતાં એ દરદ મટી જાય છે! ને વળી દરદ પણ કેવું વિચિત્ર કે એમાં પત્તાં પણ રમી શકાય? એ ગાનારીઓનાં મૂળ નામ બદલાય છે; કામ બદલાય છે; પણ પોતાની અસલ જાત બદલાતી નથી, અસલ આદતને છોડતી નથી!"

"શું કરીએ? એ ગાનારીને બજારની બેપનારીઓની જગાએ ભણેલી-ગણેલી ખાનદાની યુવતિઓ આવે; તો ઇન્ડસ્ટ્રીનોય ઉદ્ધાર થાય; પણ લોકોને હજુ અમારી ઉપર ઝાઝો ભરોસો નથી ને? કોઇ રડીખડી કોલેજ કન્યા મળી આવે છે તો તે ભણી ભણીને તવાઇ ગયેલી, જુવાનીમાંય ઘરડી ડોસી જેવી અને વળી ગાવામાં બેસુરી હોય છે! અધુરામાં પુરૂં અમારાજ ઘાસ-ચારાથી તાજા થએલા પેપરવાળાઓએ સ્ટુડીયોને માટે એવી બુરી હવા ફેલાવી છે, કે ખાનદાની છોકરીઓ સ્ટુડીયોમાં આવતાં અચકાય છે! છતાં હવે આશા જણાય છે કે મોટા પગારોની લાલચે, ધીમે ધીમે કોઇ આઝાદ છોકરીઓ આ ધંધામાં પડશે ખરી! થોડી ઘણી આવીયે છે પણ તેમનામાં ને આ બજારૂ ગાનારીઓમાં ઝાઝો......!"

બરાબર સાડા અગીયારે સ્ટુડીયોમાં પહોંચ્યો. જરૂરી કાગળો પર સહીઓ કરી. મી ગણેશ જે અમારા સ્ટુડીયોમાં વિલન એક્ટર છે તે આવ્યો ને કહેવા લગ્યો કે "મારા પગારમાં વધારો થવો જોઇએ મોંઘવારીમાં ૫૦૦ તો ચટણીની પેઠે ઉડી જાય છે; તો આવતી પહેલીથી ૭૦૦ થવા જોઇએ." મેં તેને સાફ સંભળાવી દીધું કે; 'તમારી અમને જરૂર નથી." તે લેફ્ટ-રાઇટ કરતો ચાલ્યો ગયો! બિચારો બે વરસ પહેલાં તો મરાઠી છોકરાંઓને અખાડામાં દંડ-બેઠક કરાવતો હતો. પેટપુર ખાવાનુંએ મળતું ન હતું! કસરતબાજ બોડી હોવાથી મેં રાખી લીધો. બે વરસમાં ૫૦૦ પગાર થયો, છતાં હજી લોભજ માતો નથી! અમને પુરૂષ એક્ટરો તો ઢગબંધી મળે છે પછી એમની ખુશામત શા માટે કરીએ? હા, એક્ટ્રેસોની ખુશામત કર્યા વગર તો છુટકોજ ન થાય!

પાંચ નવી છોકરીઓ પંજાબ તરફથી આવેલી હતી તેમને ઇન્ટરવ્યુ માટે ડાયરેક્ટરે હાજર કરી. પાંચમાંથી બે છોકરીઓને મેં પાસ કરી. આ ઇન્ડસ્ટ્રી પર પંજાબનો ખાસ ઉપકાર છે. પંજાબી છોકરીઓ આજ કાલ ઠીક ઠીક પ્રમાણમાં આ ધંધાને અપનાવી રહી છે. આ બંને છોકરીઓ પૈકી એક જાલંધરની તો બીજી સીયાલકોટની હતી. બંને લાહોર કૉલેજમાંથી સીધી મુંબઇ નાસી આવી હતી. છોકરીઓ ખાનદાન છે; પણ ફિલ્મ લાઇનના આકર્ષણને કારણે માતા-પિતાની રજા વગરજ ચાલી આવી છે. ફિલ્મી પત્રો વાંચી વાંચીને અને ફિલ્મો જોઇ જોઇને તેમનો આ લાઇનમાં જોડાવાનો શોખ વધ્યો હતો. મૉડલો સારાં છે તેમનું કહેવું છે કે "કૉલેજમાં ઘણા ડ્રામાંમાં એમણે એક્ટીંગ કરી છે. એમનાં ગળાંય સુરીલાં છે. સ્વ. કસ્તુરબાના ફાળા માટે એમણે નૃત્ય પણ કર્યું હતું." અંતે તેમને બસો બસોના માસિક પગારથી હાલ તો એકસ્ટ્રા ગર્લ્સ તરીકે રાખી લીધી. આગળ ઉપર જોયું જશે.

તે છોકરીઓની સાથેની વાતચીત પુરી થઇ તો ઇન્કમટેક્ષવાળાઓનો માણસ આવ્યો, ને ફિલ્મ જોવા માટે છ પાસની માંગણી કરી. મેં તરત જ તેને પાસો આપી દીધી. એ માળાઓને ખુશ રાખવાજ પડે છે. મહીનામાં

પાંચ છ વખત પાસ લઈ જતા હશે; જો ન આપીએ તો હજારોનો ઇન્કમટેક્ષ વધારી દે! એ તો ભૂતની જાત કહેવાય એમના ધૂણાવ્યા ધૂણવામાં આપણું શું જાય છે?

ત્યાર પછી 'બોલપટ' અઠવાડિકના એડીટર આવ્યા ને બોલ્યા કે 'બીજાં ત્રણસો ત્રણસો ને ચારસો ચારસો કોપી કાઢતાં ફરફરીયાંને તો તમે આખા પેજની જાહેરખબર આપો છો, અને અમને ફક્ત અર્ધા પેજની કેમ આપો છો? અમને પણ આખા પેજની જાહેર ખબર મળવી જોઇએ! એક વરસનો કાન્ટ્રાન્કટ ૨૫ લેખે કરવો પડશે.' મેં કહ્યું 'તમારા પેપરની કેટલી કૉપી નીકળે છે?' તો તેણે કહ્યું. 'પાંચ હજાર કૉપી નીકળે છે?'

'ત્રણ દિવસ પછી ફરીથી મળજો!' એમ કહીને તેને કાઢયો અને અમારા પબ્લીસીટી ઓફીસરને બોલાવીને એના વિષે પૂછ્યું, તો તેણે કહ્યું કે 'એના પેપરની તો ફકત દેઢસો બસો કોપી નીકળે છે અને તે ફક્ત પ્રોડયુસરો અને ડીસ્ટ્રીબ્યુટરોમાંજ વહેંચાય છે. જો પાંચ હજારે કોપી નીકળતી હોય તો ૨૫ માં શી રીતે એક પેજનું પોષાણ થાય!' હું એ પેપરવાળાઓના જૂઠથી તંગ આવી ગયો છું! મધમાખીઓને જેમ ગમે તેટલી વાર ઉરાડો પણ પાછી આવીને ચોંટે; તેમ એ લોકોય તમે ગમે તેટલીવાર નકાર કરો, પણ અંતે ધાર્યું કરીને જ ખસવાના!

દોઢ વાગે આવીને ડાયરેકટરે કહ્યું કે, 'શુટીંગને માટે બધી તૈયારી થઇ ગઈ છે, પણ હજુ ચન્દ્રકાન્તા આવી નથી; જેથી કામ અટકયું છે.' 'હેં...એં! શું હજીય એ આવી નથી? દોઢ કલાક લેઇટ! ચાલો હુંજ જઇને એને મોટરમાં લઇ આવું છું. નહિ માને તો સો બસો પગાર વધારીને પણ લાવવી પડશે, કારણ કે અર્ધા ઉપર શુટીંગ તો થઇ ગયું છે; ને જો વચ્ચેથી ફરકી પડી ન આવે તો આપણને લાખોનું નુકશાન થઇ જાય!

બસોને બદલે ત્રણસોનો વધારો આપીને તેને સ્ટુડીઓમાં આણી; ત્યારે બરાબર બે વાગી ગયા હતા. સવાબે વાગે ડૉ. તારાનાથ મળવા આવ્યા. તે હોસ્પીટલના લાભાર્થે એક શો કરવા ચાહતા હતા; તેમાં

ચંદ્રકાન્તાના ડૅન્સ માટે માગણી કરતા હતા. હવે એમને શું જવાબ દેવો? એ લોકોને ખબર નથી કે જાણીતી એકટ્રેસો પબ્લીકની સામે આવે તેમાં વહેપારી દૃષ્ટિએ અમનેય નુકશાન છે ને તે એકટ્રેસોનું પણ માન ઘટી જાય છે! અંતે તેમને કહ્યું કે 'ચંદ્રકાન્તાને બદલે ચંપા ઠીક પડશે. તે ડૅન્સ પણ સારૂં કરે છે!'

તે ગયા ને અઢી વાગે ઉત્તર હિંદના એક મુન્શીજી બગલમાં દફતર દબાવીને ફર્શી સલામ કરતા ઑફિસમાં દાખલ થયા. તેઓ એક ડ્રામા વેચવા માટે લાવ્યા હતા. મેં તેમને કહ્યું કે; 'અભી તો ફુરસત નહીં હે, મુક જાઈએ. દો તીન દીન બાદ ફુરસતસે વાંચ લુંગા!' તો મુન્શીજી જરા ભવાં ચઢાવીને બોલ્યા; 'જી નહીં, અગર સુનનેકા શોક હય તો અભીહી સુન લિજીએ; મે પઢતા હું!' તો મેં કહ્યું, 'અમણા અમકો ફુરસદ નહીં હે ન?' તેઓ નારાજ થઈને દફતર બગલમાં દબાવીને એમ બોલતાં બોલતાં ચાલ્યા ગયા કે; 'આજ કલકે ઝમાનેમેં ઈલ્મો અદબ કે કદરદાં નહીં રહે!'

ત્રણ વાગે ટાઈપીસ્ટ પસે કાગળના જવાબો લખાવીને ટપાલમાં પધરાવ્યા, ચાર વાગે ફિલ્મ સેન્સરબોર્ડના એક મેમ્બર ખાનબહાદુર ફસ્તીયાકખાન આવ્યા. એમના માનમાં મેં એક ટીપાર્ટી ગોઠવી હતી. ટીપાર્ટીની વ્યવસ્થા ઘણા ઉંચા પ્રકારની હતી. એમનીજ ખુરસીની સાથે મીસ ચંદ્રકાન્તા અને પછી તેની સાથે નંબરવાર બીજી એકટ્રેસોની ખુરસીઓ મુકાવી હતી. આવી રીતે ચારપાંચ મેજની આજુબાજુ એકટરો ને એકટ્રેસો ગોઠવાઈ ગયાં હતાં!

ટીપાર્ટી પુરી થયા પછી શુટીંગ બતાવ્યું. શુટીંગ જોયા પછી મેં ચંદ્રકાન્તાને જરા અણસારો કર્યો એટલે તેણે ખાનબાદુરને મંદહાસ્ય કરતાં પૂછ્યું કે; "કયા આપકો શુટીંગ પસંદ આયા?" તો ખાનસાહેબે પણ હસતાં હસતાં જવાબ આપ્યો કે "બહોત અચ્છા! બહોત અચ્છા!" સ્ત્રીઓના હાસ્યથી જે કામ નીકળે છે તે ઋષિ મુનીઓથી પણ નથી નીકળતું!

છ વાગે ખાનબહાદુરને મૂકવા તેમના બંગલે ગયો. પાછો આવ્યો તો શુટીંગ હજી ચાલુ હતું. પેલી બે પંજાબી છોકરીઓ પણ ધ્યાનથી શુટીંગ જોઈ રહી હતી. મેં તેમને હસતાં હસતાં કહ્યું, કે "કિસી રોજ ચંદ્રકાન્તા કી તરહ કેમેરા કા શુટીંગ હોયગા!" તેમણે હસી દીધું. મેં તેમને પૂછ્યું; "બમ્બઈ કો દેખા? બમ્બઈ પસંદ પડયા?" તો તેમણે કહ્યું કે "બમ્બઈમેં આયે હુવે સિર્ફ તીન રોઝ હુવે હંય!" તો મેં તેમને કહ્યું કે "અચ્છા, યહાંસે ફુરસદ પાતે તમકો બમ્બઈ કી સેર કરવાઉંગા!"

સાત વાગે એકાઉન્ટન્ટનો હિસાબ તપાસ્યો અને બીજા ચૅકો પર સહી કરી. આઠ વાગે પેલી બંને પંજાબી પેરીઓને લઈને મુંબઈની સહેલ કરાવવા નીકળ્યો. દરિયા કિનારે તેમને ખૂબ સહેલ કરાવ્યા પછી એક રેસ્ટોરન્ટમાં લઈને ગયો. બૉયને કહ્યું, "વ્હીસકી કે તીન બડે પૅગ લાવ!" છોકરીઓએ કહ્યું કે; "હમને કભી વ્હીસકી નહિં પી હય!" તો મેં કહ્યું, "જબ ફિલ્મ લાઇનમેં આવી હે તો કુછ હરકત નહિં! સુધરેલી સોસાયટીમેં રહેના હોય તો કુછ ન કુછ પીનાજ પડે!"

અને મારા આગ્રહથી તેમણે થોડી થોડી વ્હીસકી પીધી. અત્યારે તો આગ્રહ કરવો પડે છે, પણ આગળ જતાં એ લોકો હાથમાંથી ઝુંટવીને પી લેશે એવી ખાતરી છે! ડ્રીંકથી પરવારીને જુદુ થઇ પુનઃ શહેરમાં આવ્યાં. એ છોકરીઓ જે હોટલમાં ઉતરી હતી; ત્યાં હું તેમને મૂકી આવ્યો. ને સીધો ઘેર ગયો. કારણકે આજ મારે ત્યાં સત્યનારાયણની કથા હતી. સવારમાં શેઠાણીએ જલ્દી આવવાની નોટીસ આપી હતી!

ઘેર જઇને જોયું તો કથા ક્યારની પુરી થઇ ગઇ હતી, પ્રસાદ ખાઇ લીધો, ને પછી રાતનું વાળુ કર્યું, થોડીવાર રેડીયો સાંભળ્યો. જરા શેઠાણી સાથે વાતચીત કરી વાતચીતમાં શેઠાણી પહેલાંની જેમ હજુય જરા ખચકાઇ ખંચકાઇનેજ વાતો કરે છે. વળી કોઈવાર, જરાક હસી પણ દે છે! અગીઆર વાગે આંખો ઘેરાતાં સુઇ ગયો?

# જેન્ટલમેન (?)

એમનું નામ તો કોઇ જુદું જ છે પણ આપણે તો હાલને માટે ફક્ત એમને 'જેન્ટલમેન' તરીકે જ ઓળખીશું. તમે વળી પાછા પુછશો કે "એ સાહેબ કોણ છે? શું કરે છે? કયાંના છે?" તો હું તમને કહીશ કે એ શુદ્ધ સ્વદેશી બનાવટના હિંદુસ્તાની માણસ છે! એમનામાં શું નથી એજ ફક્ત જોવાનું છે? લ્યો સાંભળો......નહિ વાંચો.

એ પોતે હિંદુસ્તાની માણુસ છે. ચેહરો એવો છે કે જો પૂછ્યું હોત તો બેધડક વાનર કહી શકાત! પણ તેમની ખૂબસુરતી સાથે તમારે શું કામ છે? એટલુંજ સમજોને કે તેઓ "બહુરત્ના વસુંધરા"ની કહેવતને ખરી પાડનાર આ દેશનું એક અણમુલું (વગર કીંમત)નું રત્ન છે! તે પોતે પોતાની જાતને સુધારાવાદી, પ્રગતિશીલ-સાહિત્યકાર, કવિ, જર્નાલિસ્ટ, વિવેચક, ભાવિના એડીટર તથા મહાન મુત્સદી તરીકે ઓળખાવે છે!

હુક્કા જેવું લાંબું માથું, ઊંટ જેવી લાંબી ગરદન, નાળચાવાળા ચંબુ જેવો લંબગોળ ચેહરો, પીઠ જરાક ખુંધી, છાતી પાટિયાંની જેમ બેસી ગએલી, ગાલ ચુસાએલી કેરીની જેમ બેસી ગએલા, આંખો અંદર પેસેલી છતાં ઘુવડ જેવી ચમકદાર, નાક મેડકની જેમ ચહેરાપર ચોંટેલું,

વાળ વિખરાએલા અને દૂરથી જોતાં મદારી જેવો દેખાવ; છતાં પોતે તો પોતાની જાતને રોમીયો જેવી ખૂબસુરત સમજે છે! અને મનમાં મ્હાલે છે કે "કંઇક જુલીયેટો એમના એ ચંદ્રસમ ચહેરા ઉપર ઓરવાઇ પોરવાઇ જવા સર્જાઇ છે!"

વળી ગુણોની તો ગણતરીજ થઇ શકે એમ નથી; જેથી એમને સર્વગુણ સંપન્ન કહીએ તો પણ ચાલી શકે! જ્યાં જુઓ ત્યાં હસતે ચેહરે એ તમને દેખાશે. ગમે તેની સાથે ઓળખાણ હોય કે ન હોય છતાં વાતો કરવા વળગી જશે. એમનું જ્ઞાન ભરૂચીભાગોળ જેટલું હોવા; છતાં દરેક બાતમાં પોતાની ટાંગ અડાડયા વગર નહિ રહેવાના! કોઇની પણ વિરૂદ્ધ લખવું ને માર ખાવાનો મોકો આવે તો માફી માગી લેવી! ગમે ત્યાંથી તફડાવીને લેખો, કવિતાઓ, વિવેચનો, નવલિકાઓ પોતાના નામે રજુ કરવી અને ડગલે ને પગલે પોતાના બેવકુફી ભરેલા વિચારોદ્વારા પોતાની મુત્સદીગોરીનું ડહાપણ ડહોળવું એ એમનુ ખાસ કામ.

કોઇ પણ જાતનાં રટંટ કરવામાં એ એકકા હતા! (બળદના નહિ.) જો રસ્તે જતાં તમારી મુલાકાત થાય તો ભોગજ લાગે! એ પાટલા ઘોની જેમ એવા ચોંટે કે તમે ગમે તેવાં બ્હાનાં કાઢીનેય મ્હામુશીબતે એ અઢી કલાકે છુટી શકે! અને તે અઢી કલાકમાં તો એ શાહીચુસ કાગળની જેમ તમારાં ભેજાંની બધીય ચીકાશ ચુસીનેજ છોડે! વાતવાતમાં છ.પાં-માંથી ચોરેલા ફકરા બોલી બોલીને તમને એમ ઠસાવવા માંગે કે ગાલિબથી લઇ તે ઇકબાલ સુધીના શાયરો, કવિ કાલીદાસથી લઇને તે રવિન્દ્રનાથ ટાગોર સુધીનાં કવિઓ અને બધાય પત્રકારો એમની આગળ ઝખ્ખ મારે છે ને એમને નોબલ પ્રાઇઝ ન આપનારાઓ ઘાસ ખાય છે ઘાસ

જગતનો કોઇ એવો સાહિત્યકાર નથી જે એમની ગાળોથી બચ્યો હોય? ઘણી વખત તો બોલતાં બોલતાં એમને એવો દમ ચઢી જાય કે જાણે હમણાંજ દમ છોડી દેશે ને ધરતી ઉપરથી બોજ હળવો કરી સ્વર્ગને પાવન કરી લેશે! કેટલાક નવરા બેઠા નખ્ખોદ વાળવાને બદલે સાહિત્યનો જ

ઉદ્ધાર કરી નાંખવાની ખગશ્રાળા જુવાનો, શાના અકાળે વૃદ્ધત્વ પામેલા આધેડો, એમની આજુબાજુ દેખા દે છે; અને તે પણ આપે એક કહેવાની એમ. એ. બી. ટી, કુમારિકા સાથે સિવીલ મેરેજ કર્યા પછીજ, પહેલાં નહિ!

આવા જગતના ઉતાર જેવા માણુસનું સિવીલ મેરેજ એક એમ. એ બી. ટી. કુમારિકા સાથે થયું એ જાણીને આપને આશ્ચર્ય થયું હશે! પણ ના. એ કિસ્સોય સાંભળવા જેવો છે. જો કે પોતે માંડ માંડ છ ચોપડાં પાસ થયેલા છે સાતમીની પરીક્ષામાં ચોરી કરતાં પકડાઇ જવાથી એમને નિશાળમાંથી કાઢી મુકવામાં આવ્યા હતા, એ એમની ભૂતકાળની વિદ્યા સંપાદનની કારકીર્દી છે. પાછળથી પોતાની માની એક બે જણસો વેચી સાટી કલકત્તા તરફ પહોંચ્યા, અને ત્યાંના મછવા બજારમાંથી ટ્રામના ઉતરેલા ઘોડા જેવી કેઇ હુસ્નના સોદાથી કંટાળેલી અખંડ કુમારિકાને ઉઠાવી લાવ્યા ને સીધા લાહોર તરફ ચાલ્યા ગયા. કારણ કે પંજાબ પ્રેમીઓની ફળદ્રુપ ભુમિ હોય ત્યાં ગમે તેવો માણુસ પોષાઇ શકે છે! ત્યાં જ પોતે સુધારક છે એની સાબીતીરૂપે પોતાની પત્નિને પોતાના મિત્રોની સાથે હરવા-ફરવાની છુટ આપી દીધી. અને સાથે પેલા હોમીઓપેથીક દાક્તરો પોતાના નામની પાછળ ફાવે તે ડીગ્રી લગાડી દે છે તેમ, પોતાના નામની પાછળ બી. એ અને મિસીસના ના. નામની પાછળ એમ. એ. બી. ટી.નું પૂછડું લગાડી દીધું. આવડા મોટા મુલકમાં અને ડઝનબંધી યુનિવર્સિટીઓમાં કોણ જોવા ને જાણવા બેઠું છે કે એ ડીગ્રીઓ ખરી છે કે બનાવટી છે?

વળી નાગાને કુલે બાવળીઓ ઉગવા જેવી વાત એ થઇ કે; એ ડીગ્રીઓની જાહેરાત પણ છાપાં મારફતે નીચે પ્રમાણે કરી દીધી!

## આભાર માનીએ છીએ.

જે જે મિત્રો અને સંબંધીઓએ મારાં સિવીલ મેરેજ મીસ. એમ એ. બી. ટી. સાથે થયાં તેની ખુશાલીમાં પત્રો તથા તારથી મુબારકબાદીના

સંદેશા મોકલ્યા છે. તેમનો જુદા જુદા પત્રો તથા તારથી આભાર ન માનતાં જાહેર પેપરદ્વારાજ આભાર માનું છું. લી. આપનો

......બી. એ."

જો કે એવો એક પણ પત્ર કે ટેલીગ્રામ એમને મળ્યો જ નહતો; પણ સુધારકમાં ખપવાનો અને પોતાની પત્નિની જાહેરાતનો એ એક સ્ટંટ હતો! પણ એ સ્ટંટ એમને ભારે પડયો, છાપાંની જાહેરાતને એકાદ મહિનો નહિ વીત્યો હોય; કે એમના કોઇ હેતના કટકાએ સરકારમાં નનામી અરજી કરી દીધી; જેથી એમની જુઠી ડીગ્રીનો પરપોટો ફૂટી ગયો! થોડા દિવસ તો એમને વગર તપાસે કસ્ટડીમાં રહેવું પડયું. પછી મેજીસ્ટ્રેટની રૂબરૂમાં હાજર કર્યા તો જાણે આજેજ પોતાનો બાપ મરી ગયો હોય; એવું સોગીયું ડાચું કરીને બોલ્યા કે "એ બી. એ. કોઇ મારી યુનિવર્સિટિની ડીગ્રી બીગ્રી નથી, અને યુનિવર્સિટીની ગુલામી ડીગ્રીમાં હું કંઇ માનતો પણ નથી! હું તો પુરેપુરો હિંદુસ્તાની માણસ છું. અને મારા દેશનું અભિમાન છે, મને મારી સ્વદેશી હિંદુસ્તાની ભાષાનું અભિમાન છે. પ્રભુએ મને મારી દેશી ભાષાની સેવા કરવા જ પેદા કર્યો છે! અત્યારસુધી અનેક વિદ્વાનો અને કવિઓએ દેશી ભાષાનું સત્યાનાશ વાળ્યું છે. વ્યાસ-વાલ્મિકીથી લઇને ઇકબાલ સુધીના બધાય હિંદને ઉંધે રસ્તે દોરવનાર સાહિત્ય સ્વામીઓની ભૂલ સુધારી. દેશી ભાષાનું ગૌરવ વધારી, પરદેશના બર્ક, શેલી, ઇમરસન, બેકન, શેકસપીયર, ગોઇટેથી લઇને આજ સુધીના બર્નાડ શૉ કે પર્લબક જેવાં પરદેશી વિદ્વાનોની ભૂલ ભાંગવા ભમવાને મને મોકલ્યો છે! મારી હિંદુસ્તાની ભાષા જગતશ્રેષ્ઠ છે એમ સાબીત કરવા હું જન્મ્યો છું, અને મારી પ્રવૃત્તિદ્વારા લગભગ એ સાબત પણ કરી ચૂકયો છું! હું નવિન સાહિત્યનો પુજારી નહિ પણ સર્જક છું છેલ્લા દોઢ દાયકામાં મેં નવિન સાહિત્યનો નવો પંથ બતાવ્યો! હું પુરૂષ હોવા છતાંય નવા સાહિત્યને પાળીપોષીને મોટું કર્યું છે! હિંદુસ્તાની સાહિત્યને મે જ નવિન માર્ગ બતાવ્યો છે; તો શું હું એ વાતનો હકદાર નથી કે "બી એ માં બી. યાને બીજાનો અને એ. એટલે એઠવાડ નહિ જમનાર" મેં મારા નામની પાછળ બી. એ. શબ્દ લગાડયો

છે તેનો અર્થ એ છે કે 'બીજાનો એઠવાડ નહિ જમનાર." યાને કે બીજાનાં એઠાં જુઠાં સાહિત્યને હાથ નહિ લગાડનાર પણ નવાજ સાહિત્યનો સર્જનહાર થાય છે! આ વાત નામદાર કોર્ટના ધ્યાનમાં હવે આવી શકી હશેજ!"

એમના આટલા ખુલાસાથી કોર્ટ હસી પડી ને મેજીસ્ટ્રેટે એમને ગાંડા માણસમાં ગણી મુક્ત કર્યા. એમની મિસીસની ડીગ્રીનું પણ કોઇ એવું જ ઉટાંટ ઉટાંગ જેવું અટપટું કારણ એ બતાવતા હોવા જોઇએ!

આ તો થઇ એમની સાહિત્ય સેવાની વાત; પણ એમની મેહમાનદારીયે અજોડ હતી આપણે એમને બજારમાં મળીએ તો આગ્રહ કરીને કેઇપણ રેસ્ટોરંટમાં ખેંચી જ જાય, અને જાણે પોતાના બાપનીજ હોટલ હોય એમ ઓર્ડર પર ઓર્ડર આપીને ટેબલ પર વાનીઓની ભીડ વધારી દે, અને જાણે પોતાન જ તરફથી તમારી પરોણાગત થતી હોય; તેમ અર્ધા અર્ધા થઇ જાય ટેબલપરની વાનીઓને પુરો ઇન્સાફ અપાઇ રહેતાં પહેલાં થુંકવાને બ્હાને બ્હાર જઇ હોટલનું બીલ આપણે માથે પાડીને જ જંપે!

વગર ટિકિટે મુસાફરી કરવામાં આખા હિંદુસ્તાનમાં એ અજોડ છે. ટી. ટીની નજર ચુકાવી, જાજરૂમાં ધુસીને પણ એ છટકી શકે! આજે દિલ્હી તો કાલે લાહોર, તો વળી બીજે અઠવાડિએ મુંબઇ. એમ જ્યાં ત્યાં લટાર મારવી એમને મન રમત વાત! ચોરી કરવામાં પણ પોતે હંમેશાં વીર રહેતા! અને પાછા એવા સામ્યવાદી વિચારના કે દરેક પ્રકારની ચોરી કરવી. મોટી નાનીનો વિચાર જ ન કરવો! રેલ્વેમાં સફર કરતા હોય ત્યારે ફર્સ્ટ–સેંકડ ક્લાસમાંથી ઇલેક્ટ્રીકના બલ્બ ને ટુવાલ કે લાઇફ બૉય સાબુ જેવી વસ્તુને પણ ન છોડે! એક દિવસ અમૃતસરમાં ભાઇ સાહેબ ખિસ્સું કાતરતાં ઝડપાયા હતા; પણ સિપાઇને કંઈ છાનું છપનું આપીને છટકી ગયા! ઉંચી જાતનો દારૂ એ પીએ, પણ તે ગાંઠના પઇસાથી કોઇ દિવસ નહિ! અને કોઇ સાહિત્યકાર કે લીડરને તો લેખામ લેતાજ નહિ; તેમ પ્રભુને પણ માનતા નહિ! તેમની ખાસ દલીલ એ છે કે

"જો ભગવાન જેવી કોઈ હસ્તી દુનિયામાં હોત ભલા પોતાના જેવો જગત ચેંપીયન માણસ આમ જગતના એક અંધારા ખૂણામં ગુમનામ પડયો રહેત?"

એ કોઇપણ પક્ષને માનતા નથી. ફક્ત પવન જોઇ પીઠ ફેરવવી અને કાંચીડાની જેમ રંગ બદલવા એજ એમનું કામ. લીગવાળાઓને મોઢે ગાંધીને ગાળો આપવી. અને કૉંગ્રેસીઓની સાથે જિન્નાહ તથા સવરકરને ભાંડવા એ એમનું પરમ કર્તવ્ય! ખિતાબધારીઓ અને સરકાર પક્ષના માણસોને પણ મોકો જોઇને ગાળો દઇ દેતા; પણ આગળ પાછળ જોઇનેજ એવું કાર્ય કરતા!

જો કોઇ માસિકમાં કે ફિલ્મી અઠવાડિકમાં એમનો લેખ છપાઇ જતે; તો તેમના બધા ઓળખીતા અને મહોલ્લાના બધા દુકાનદારોને વંચાવીનેજ જંપતા! અને હોઠ પર જીભ ફેરવતાં કહેતા કે: "બિચારા આજકાલના છોકરા શું એમના બાપનું કપાળ લખે? ને લખે તોય ચોરી કરીને લખે. અરે! પંડિત જવાહર પણ મારા શાગરીદ હતા? એકવાર નાગપુર જતાં થર્ડ કલાસના ડબ્બામાં ગાંધી સાથે મુલાકાત થતાં તેમને પણ વાતવાતમાં હરાવી લીધા હતા!...મુંબઇમાં ભીંડીબજારમાં એક વેળા મી૦ જિન્નાહને પણ કાન પકડાવ્યા હતા! તેમનો અંગ્રેજી ભાષાનો ઘમંડ ઉતારી દીધો હતો!...મને ભોપાલના નવાબ તરફથી શાએરીમાં રૂપિયા પાંચ હજાર રોકડા અને પચાસ હજારની જાગીર મળી છે!...લડાઇ પછી સરકાર પણ મને સરનો ખિતાબ આપવાની છે, પણ હું રવિન્દ્રનાથ ટાગોરની જેમ તે ખિતાબ પાછો વાળતાં કહીશ કે ગુલામોને ખિતાબની જરૂર નથી. કારણ કે હિંદુસ્તાનીને ખિતાબ મળવો એ ગધવને શિંગડાં મલવા બરાબર છે!

"......ગોહર વધુ પ્રમાણમાં બટાટા ખાવાથી જાડી થઇ ગઇ છે!... જેમ પીરીમાં ખ્વાજાહસન નિઝામી મશહૂર તેમ સ્ટંટ મારવામાં નાદીયા મશહૂર છે!...સાધનાબોઝ એક ડેન્સર છે, પણ તે અમારાં મિસીસને ન પહોંચે. તેમ હોર્નીમેન ને બ્રેલ્વી જાણીતા એડીટર છે; પણ મારી આગળ તેમનો કંઇ હિસાબ નથી!...હિંદુસ્તાનની બધી પ્રેસો મારા હાથમાં છે.

હું ચાહું તો વિરોધીઓને છઠ્ઠીનું દૂધ યાદ કરાવી દઉં!...આઇગલ ગાઈ શકે છે પણ મારા જેવું શાસ્ત્રીય સંગીત જાણતો નથી!...મરહૂમ કમાલપાશા ને ઝગલુલપાશા સાથે મારે હિંદુસ્તાનીમાં પત્રવ્યવહાર થતો. તેઓ પત્રદ્વારા મારી પાસેથીજ હિંદુસ્તાની શીખ્યા હતા!...મારી પત્નિ હિંદુસ્તાનની ખુબસુરત સ્ત્રીઓમાં બીજો નંબર ધરાવે છે!...જોધપુરમાં પોલો ખેલતાં મેં પહેલા નંબરનું ઇનામ મેળવ્યું હતું!...મારો સાળો હિંદુસ્તાનમાં મોટામાં મોટો ચામડાનો વહેપારી હોઇ 'કીંગ ઑફ લેધર' કહેવાય છે!...જેમ માંકડો બીજા માણસનું લોહી પીએ છે, તેમ પ્રકાશકો લેખકનું ખૂન ચૂસે છે!...સાહિત્યકાર પણ કવિની જેમ માના પેટથીજ જન્મે છે!...ચાલુ યુદ્ધ પહેલાં પેરિસમાં અનેક બાનુઓ નગ્ન અવસ્થામાંજ બજારોમાં ફરતી હતી! હું એકવાર ન્યુયૉર્ક પણ ગયો હતો. ડીબેટમાં ત્યાંના બધા વિદ્વાનોને હરાવ્યા પછી, અખાડામાં એક સેંડો સાથે બોક્ષીંગ રમતાં તેના જડબામાં એકે એવો હિંદુસ્તાની ઠેસો માર્યો, કે તેના બત્રીસે દાંત બહાર નીકળી ગયા. એ બહાદુરીથી ખુશ થઇને મને રૂઝવેલ્ટે હીરા-મોતીથી જડેલી એક લંગોટ બક્ષીસ આપી હતી! હોલીવુડમાં ગયો તો ત્યાંના પ્રોડયુસરોએ મને રાત દિવસ જંપવાજ ન દીધો! બસ સ્ટોરી માટે મારો જીવ લીધો; પણ હું કંઇ એવો દેશદ્રોહી થોડો હતો કે અમુક રૂપિયા ખાતર હિંદુસ્તાનની વિદ્યાને વેચું?...ચીનાઓ મેડકનાં અથાણાં હોંસથી જમે છે, ને જાપાનીઓ ઉંદરડા આરોગીને એશિયાઇ સામ્રાજ્ય સ્થાપવા ચાહે છે!"

આવી આવી તો અનેક વાતો એમના ભેજામાં સંઘરી રાખી છે. કચરાપેટી કરતાં એમનું ભેજું કોઇ પણ રીતે ઉતરે એવું નથી! વધુ શું લખું? આપ લાહોર જાઓ તો ચીડીયા ઘર યાને સંગ્રહસ્થાનની સામેજ તેઓ રહે છે, મુલાકાત લઇને, જાતે ખાતરી કરી શકો છો. જો મેં એમની બાબતમાં કંઈ પણ અતિશયોકિત કરી હોય તો તમારો જોડો ને મારૂં માથું, ને જો મારી વાત સાચી હોય તો મારો જોડો ને તમારૂં માથું!



# એ દિનની બાદશાહી

એક ભિસ્તી જમનાને કિનારે કામથી થાકીને આરામ કરવા જરા ગાંજાની ચલમની તૈયારીનાં પવિત્ર કાર્યમાં મગ્ન થએલો હોય છે; તેવામાં કોઈ અમીર જેવો દેખાતો ઇસમ દોડતો ને ભાગતો ત્યાં આવીને ઉભો રહે છે તેના હાંફવાથી પેલા ભિસ્તીનું ધ્યાન તે તરફ ખેંચાય છે. ભિસ્તી ચલમનો દમ લગાવતાંજ બોલે છે; (વાંચકોની સવડ ખાતર અહીં ગુજરાતી ભાષા રાખી છે.)

"અલ્યા, કોણ છે, તું મોટો કુતુબમિનાર જેવો માથા પર આવીને ઉભો છે તે? દમ લગાવવો હોય તો નીચે બેસી જા! આમ બાહુકની જેમ ઉભો ઉભો શું ફાટે ડોળ જોયા કરે છે? ને આવો જબરો જવાંમર્દ થઇને પાડાના જેમ કાં હફ્યા કરે છે?"

"દોસ્ત સક્કા! હું તારી પાસે ચલમ પીવા આવ્યો નથી. અત્યારે મારી જ અવળી ચલમ નીકળી જાય છે ને? હું કોણ છું તે તને પછી કહીશ. જો મારી પાછળ દુશ્મન પડયા છે; માટે તું મને જમનાની પેલે પાર લઇ જા હું તને માલામાલ કરી દઇશ!" (ઉર્દૂમાં ભિસ્તીને સક્કા કહે છે.)

"મારે માલામાલ થવું નથી, પણ તું મરદ સરખો મરદ થઇને દુશ્મનથી ડરે છે? હું હોઉં તો 'ધોબીપાટ'નો દાવ અજમાવીને દુશ્મનને ભોંય ભેગો જ કરી દઉં!"

"હવે તું એ લાંબુ ભાષણ છોડીને ખુદાને ખાતર......! જો સામે ધૂળ ઊડતી નજર આવે છે. દુશ્મનો ઘોડે ચઢીને મારી પાછળ આવે છે."

"ખુદાને ખાતર કહે છે; ત્યારે તો લાવ જો આ મસકમાં હવા ભરૂં છું તેને બરાબર બાઝી રહેજે; પણ ભલા માણસ મરદ સરખો મરદ થઈને તને તરતાંય આવડતું નથી ? આ બિચારી જમનાના તે શા ભાર છે ? આમ કહી ભિસ્તીએ મસકમાં હવા ભરીને પેલા માણસને હવાલે કરી, ને સાથે એ પણ જમનામાં કૂદી પડયો. મસકને સહારે પેલો પુરૂષ તરતો રહયો અને ભિસ્તી તેને દોરતો રહયો. થોડીવારમાં સામે કિનારે પહોંચી ગયા.

પેલા પુરૂષે અંગૂઠી કાઢીને ભિસ્તીને આપતાં કહ્યું "જો કોઈને કહેતો નહિ, હું દિલ્હીનો બાદશાહ હુમાયુ છું. તેં મને મદદ કરી છે તેના બદલામાં હું તને બે દિવસ બાદશાહી આપવા ચાહું છું. લે આ વીંટી પહેરી લે. કાલે એ વીંટી બતાવવાથી મારો પહેરેગીર તને દરબારમાં દાખલ થવા દેશે. "આમ કહી ભિસ્તીની આંગળીએ અંગૂઠી પહેરાવવાનો પ્રયત્ન કર્યો. પણ તેની આંગળીઓ જાડી હોઈ એકકેય આંગળીમાં અંગૂઠી ચઢી નહિ, જેથી લાચાર થઇ હુમાયુએ વીંટી તેના હાથમાં આપતાં ભિસ્તીએ વીંટી લંગોટમાં બાંધી કે કંઇ ખોવાય જાય નહિ.

"હા...આ, હું કાલે જરૂર આવવાનો ને બાદશાહ બનવાનો; પણ મારી ઘરવાળીને બેગમ બનાવવા હારે હારે તેડી લાવું કે નહિ ?"

"નહિ, તેને તો તું બાદશાહ થયા પછી ખાજાસરાઓ પાલખીમાં બેસાડીને લઇ આવશે."

ને પાલખીમાં બેહાડીને બારોબાર કોઈની હારે નાતરે લઇ જશે તો ?"

"અરે ! પછી તો તે બાદશાહની બેગમ ગણાશે. બાદશાહની બેગમને તે કોઇ નાતરે લઈ જાય કે ?"

"કેમ નહિ ? જુવોને અમારા દદાએ કે'યલું ઉતું કે ગુજરાતનો એક કરણ ઘેલો નામે રાજા ઉતો ને તેની રાણી કમલાદેવીને દિલ્હીનો અલાઉદ્દીન નાતરે લાવેલો ને વળી બેહની હારે પાડીને પણ લઈ આવે

તેમ કમલાદેવીની દીકરી દેવળદેવીને પણ લાવીને પોતાના દીકરા ખીચ્ર-ડીમાં (ખિજરખાંનું અપભ્રંશ)ની હારે નાતરે દઈ દીધી! કેમ તમે એ નઇ જાણતા કે?"

"અરે વાહરે! એક ભિસ્તી થઇને તને ઇતિહાસનું આટલું બધું જ્ઞાન છે?"

"તો હું એકલો તમુ લોકોએજ ઇતિહાસનો અજારો રાખેલો છે કે? પછી હસતાં હસતાં હુમાયુ મહેલ તરફ ગયો અને ભિસ્તી પોતાની ઝુપડી તરફ ગયો.

ભિસ્તીને ગેલમાં આવેલો જોઇને તેની ઘરવાળી ચૂલા આગળથી ઉઠીને આવી, ને પૂછવા લાગીઃ "કેમ કંઇ આજે હદીકારો આવેલો દેખું જો? હું કંઇ ભૂખો થાયેચ કે કામ પડતું મેલીને હદીકારો નાહી આયવો? તેના જવાબમાં ભિસ્તી આંખો મટમટાવે છે પણ મોઢાથી કંઈ બોલતો નથી. જેથી તેની ઘરવાળી જરા ખીજવાય છે.

"કેમ રે! કંઇ ગાંજાની ધૂનમાં કાતરીયું ગૅપ થીયુંચ કે મૂંગો મૂંઝારો થયોચ? બોલતો કેમ નહિ રે?" ભિસ્તી બગલો વગાડતો નાચે છે, આંખો ચકર વકર ફેરવે છે, ઘરવાળી તેની બોચી પકડીને બોલે છે.

"કેમ હું કોઇએ મૂઠ-બૂઠ તો મારી નથી? આમ ગાંડા ઘેલા જેવા ચાળા પાડે છે. વાંદરા જેવાં દાતીયાં કરે છ ને બોલતાં ચૂંક ચાલે છ?" તોય બોલતો નથી એટલે ઘરવાળી રૂસણું લે છે જેથી અંતે બોલે છે.

"મેર હાહરી બૈરીની જાતને કંઇ અક્કલ-બક્કલજ નઇ મળે. અરે! જે મોઢાથી હુમાયુ જેવા દિલ્હીના બાદશા હારે વાત કરી તે મોંઢાથી તારી હારે વાત થાય કે?"

"લ્યો બાદછાની હારે વાત કરનારનાં મોઢાં ના જોયાં હોય તો! કંઇ હપનું તો નથી જોયું?"

"અરે! ના રે ના હાવ હાચ્ચી વાત. બાદશાને મેં મસકમાં હવા ભરીને જમનાપાર આયણો તેથી તીણે એક વીંટી પણ આપપીચ ને કે'યલું છે કે કાલે દરબારમાં આવજે તને બે દા'ડા માટે બાદશા બનવાનું

છે !" અને પછી લંગોટમાંથી વીંટી કાઢીને બતાવતાં તેની ઘરવાળી પણ અવાક બની ગઈ, થોડી વારે કંઇ યાદ આવતાં બોલી:

"કેમ રે ! તું બાદછા બનવાનો ને મને અહીં ભિસ્તણ બનીનેજ રે'વા દેવાનો કે ? ના રે બાપલા આપણે એવું બાદછા ફાદછા બનવું નથી!"

"અરે નહિ રે ગાંડી, તારે પણ બેગમ બનવાનું છે. મેં કાલે દરબારમાં પેઇચો કે તારી હારૂ પાલખી આવવાની જો જે કંઇ પાલખીનું હોનેરી ફૂમતું બુમતું ચેરી ના લેતી ?"

"કેમ હું અમને તો તમારી મામી જેવાં ચોરબોર ધામરાં કે !"

"અરે ! નારે મારી હાઉ:ારની કોથરી; મેં તો ખાલી મજાક કરતો ઉતો !" અને પછી બંને ગેલમાં આવી જઇને સુરત જિલ્લાનાં દુબળાં જેવું; થ્રી સ્ટેપ ડાન્સ કરવા લાગ્યાં.

"તેરી મેરી જોડી બની મઝેદાર"

આમને આમ આનંદમાં ને આનંદમાં ખાધા પીધા વગરજ બંને સુઈ ગયાં.

બીજે દિવસે ભિસ્તીએ જાણે ફરીથી પરણવા તૈયાર થયો હોય તેમ નવું પહેરણ પહેર્યું, મસ્તકે રંગીન ફાળીયું બાંધ્યું, કમર કસી, આંખોમાં સુરમો આંજ્યો, કચ્છ મારીને ધોતી બાંધીને ઉપરથી લાલ ખેસથી કમર કસી, પગમાં દિલ્હીની મોજડી પહેરી અને આયનામાં જોઇ મૂછો આમળતાં બોલ્યો,

"કેમ બેગમ, હવે તો પુરો રાજા બયનો ને ?" "અરે ! રાજાહાના, ફાળીબુરના ગુલ્લા જેવા લાગોચ ! મને તો વહેમ લાગોચ કે કંઇ બાદછા છલામતે તમારી મશ્કરી ના કયરી હોય ?"

"તું તો હાવ મૂરખી જ રહી કે ? અરે ! જીવ બચાવનારની તે કોઈ મશ્કરી કરે કે ? જો બાદછા ના બનાવનો હોત તો આવી હારી હીરાની વીંટી હું ઝખ મારવા આપત ? ચાંદો દૂરજ ફરે પણ કંઇ બાદછાનું વચન ફરે કે ?"

"પણ પેલી કહેવત નથી સાંભળી કે રાજા વાજાં ને વાંદરાં !"

"એવું અપશકનું શું બોલી રહી જો ! હું બાદશાહ થવાનો ને તું તારી સગી આંખે જોવાની જો !"

"ત્યારે તો તમારા મોમાં સાકર." એમ કહીને ઘરવાળીએ સાકરનો કકડો ભિસ્તીના મોઢામાં મૂકયો. તે આનંદથી ચૂસતો ચૂસતો આગ્રાના દરબારે પહોંચ્યો દરબાર ગઢના પહેરેગીરે રોકયો એટલે મૂછોને આમળો દેતાં ભિસ્તી બોલ્યો; (જો કે ભિસ્તી તેની ઘરવાળી, પહેરેગીર, બાદશાહ વગેરે દરેક પાત્રો હિંદુસ્તાનીમાંજ વાત કરતાં હોય છે; પણ વાંચકોની સગવડ ખાતર ગુજરાતીમાંજ બધી વાતચીત લખી છે)

"કેમરે ! તું તારા મનમાં શું સમજે લો ? ખબર નથી કે બાદશાએ મને બાદશા બનવા બોલાયવોચ !"

"કઈ પાગલખાનામાંથી તો નથી ભાગી આવ્યો ? જા, જા, સીધો સીધો ઘેર જા; નહિતર કેદખાનાની હવા ખાવી પડશે ! જુઓ બાદશાહ બનનારનાં ડાચાં ના જોયાં હોય તો ?"

"અરે ! તું પાગલ, તારો બાપ પાગલ, તારૂં ચંબુ જેવું ડાચું તો પેલું જો, પછી મારા ડાચાંની વાત કર ! જો તું મને અંદર નહિ જવા દે તો થોડીવાર પછી તને અવળી ઘાણીએ પીલી નાખીશ ?"

"જા જા, જરા જમનામાં મોઢું ધોઈને આવ !"

"એમ કે ? ત્યારે જોઉં છું કે કોણ બેટી બાપ મને રોકે એમ છે !" એવું કહીને મૂઠીઓવાળીને દરબાર તરફ હડી કાઢી પહેરેગીર તેની પાછળ મોટેથી બૂમો પાડતો પાડતો ધાયો.

"પકડીયો ! પકડીયો ! કિલ્લે મેં પાગલ ઘૂસ ગયા હૈ !" ચારે તરફથી માણસો દોડયાં; પણ તે પકડે તે પહેલાં તો ભિસ્તી દરબારની ડેલીએ પહોંચી ગયો. દરબારમાં પગ મૂકે છે કે પેલા બધાઓએ પાછળથી પકડયો.

"બાદશા છલામત, જુવો આ મારા સહરા કુતરની કાણી મારી પાછળ લાયગાચ ! એમને સમજાવીઓ કે હું કોણ છેઉં ?" બાદશાહે

પેલાઓને પાછા વાળ્યા ને ભિસ્તીને પોતાની પાસે બોલાવી સિંહાસન પર બેસાડયો ને કહ્યું કેઃ—

"દવલતે મુગલિયા કે બહાદરો, આપકો માલુમ હય કે યેહી સક્કાને મેરી જાન બચાઇથી. બસ દો દિનકે લીયે મૈં ઇસ્કો તખ્તો તાજ ઇનાયત કરતાં હું. આપ સબ નયે સુલ્તાનકી તાબેદારી કરના. ઔર ઇસકી મસક, જિસસે મેરી જાન બચીથી ઉસ્કો કાટ કાટકે ગોલ શકલમેં બનાના. ઉસકે ઉપર સકકાકે નામકા સિકકા લગા કર ચમડે કે રૂપે ચલાના. તાકે તવારીખમેં ઇસ સકકેકા નામ કાઇમ રહે!" આમ બોલી હુમાયુ બાદશાહ હરામસરાહ તરફ ચાલ્યો ગયો. ને ભિસ્તી તો બાઘાની જેમ દરબારને પહોળા મોઢે જોતોજ રહી ગયો. (અહીંથી સવડ ખાતર તળપદી ઉર્દૂ શરુ થાય છે.)

થોડીવારે બાદશાહી પોશાકના થાળ આવ્યા. વઝીરના ઇશારાથી હજુરિયાઓએ પોશાક પહેરાવવા માંડયો. પ્રથમ ભિસ્તીનાં કપડાં ઉતારવાં માંડયાં એટલે ભિસ્તી બોલ્યોઃ "દેખો, યેતો અમેરી શાદી કે કપડે હેં, કહીં ચૂરા મત જાઇઓ!" દરબારમાં હાસ્ય ફેલાયું. પણ વઝીરની કરડી આંખથી બધા ચૂપ થયા.

જરીના વજનદાર કપડાં અને ખાસો આઠ દસ શેર વજનનો રત્નજડિત તાજ માથા પર મૂકાતાં ભિસ્તી ગભરાવા ને મૂંઝાવા લાગ્યો. દરબારનો દબદબો, સિંહાસનનો ભપકો જોઇ અંજાઇ ગયો. એવામાં નવા બાદશાહના માનમાં તોપો ફૂટવા લાગી જેથી વધુ ભડકયો. દરબારીઓ કુરનિસ બજાવવા લાગ્યા. તેના જવાબમાં શું કરવું તે મૂંઝવણ ઊભી થઇ! અમલદારો નવા બાદશાહની કદમબોસી કરવા આવતાં એય સિંહાસનેથી ઉતરીને તેમના પગે પડવાની પેરવી કરવા લાગ્યો! એટલે વઝીરે ઇશારાથી ના કહ્યું. વઝીરે જાણ્યું કે આ નવું જાનવર કંઇ વધુ ભાંગરો વાટશે; માટે દરબાર બરખાસ્ત કરાવ્યો. જેથી બાદશાહ સલામતની સવારી મહેલ તરફ સીધાવી. નેકી પોકારનારા બોલી ઊઠયાઃ "આગેસે પીછેસે નિગાહે

રખ્ખો મહેરબાન સલામત, દરબારે આલીયા, શહેનશાહે મુગલિયા, સુલ્તાનુલ હિંદ, સકકાએ મોઅઝઝકી સવારી આ રહી હય!"

મહેલમાં પહોંચતાંજ જરીના ભારે કપડાં અને માથા પરથી તાજ ઉતરાવી નાખતાં લુંગીની માગણી કરી. ખાજાસરાઓ ગભરાયા: "હજુર બાદશાહ સલામત કભી તેહમંદ (લુંગી) નહિં બાંધતે!" એમ કહી બારીક રેશમી ઇજારને પહેરણ લાવી આપ્યું. તે પહેરીને આઇનામાં જોઈ બોલ્યો:

"અબે તમ લોગોંને તો અમકો મસીદકા મુલ્લાં બના દિયા!" પછી કોચ પર બાદશાહની સલામતની સવારી બેસી જતાં; એક હજુરિયાએ હુકકો લાવીને મૂકયો. બે દાસીઓ પંખો ઢોળવા લાગી. હજુરિયાઓ પગ દબાવવા લાગ્યા. અજાણ્યા માણસો આવી સેવા બજાવે એ નવું નવું હોઇ મુંઝવણ વધી એટલે બાદશાહ સલામત બોલ્યા :

"અબે હમારે હાથ કયા ટુટ ગયે હંય કે તમ લોગ હમારે પાઉં દબાતે હંય?" હમ અપણી જાતસે પગ દબ યગા. ને યે સરદીકી મોસમ મેં પંખેકી કયા જરૂર પડીથી કે ડાંડે હિલાતે હંય? યેહ હુક્કા લે જાવ? અપણે કુ તો ચિલમકી આદત હય!"

હજુરિયાને ખાજાસરા ગભરાયાં કે હવે શું કરવું? એકબીજાનું મોઢું જોવા લગ્યા, એટલે બાદશાહ સલામત બોલ્યા: "અબે, તમ એક દુસરેકા મોઢા કયા દેખતે હેં? જાવ, અમેરી બેગમ કો ભેજો." વળી પાછા હજુરિયા ગભરાયા, અને એક ખાજાસરા ખચકાતો ખંચકાતો બોલ્યો.

"હજુર! બેગમ સાહબા, યહાં નહિ આ સકતીં!"

"કયા ઉનકે પગમેં મેંદી લગેલી હે?"

"નહિ ખુદાવંદ. યહાંકા કાનૂન હય કે બેગમાત, શાહી મહલમેં નહિં આ સકતીં; ખુદ હજુરકો દરકાર હો તો આપ હરમસરામેં જા સકતે હંય!"

"અચ્છા તો હમ જાઇંગે; પણ હાં......આં, જરા ટટ્ટીમેં જાના હય!" એક હજુરિયો નેકી પોકારતો આગળ ચાલ્યો: "આગેસે પાછેસે

નિગેહ રખ્ખો, મહેરબાન સલામ, સુલ્તાન હિંદ, સફ્રાએ મોઅઝઝકી સવારી બયતુલખલ મેં તશરીફ લેજા રહી હય!"

જાજરૂ પણ સંગેમરમરનું હતું. અંદર ઠેરઠેર અત્તર છાંટેલું હતું. ખૂણામાં ધૂપદાનીમાંથી સુગંધીદાર ધૂપ નીકળતો હતો. તે જોઇને બાદશાહ સલામત ભડકયા કે હજુરિયાઓએ કંઇ મારી મશ્કરી તો નથી કરી? ટટ્ટી કર્યા વગર જ સવારી પાછી આવી, ને હરમસરા તરફ જવાની ઇચ્છા દર્શાવી. એટલે પાછી નેકી પોકારાઇ જેથી ગુસ્સે થઇને બાદશાહ સલામતે ચોપદારને ધમકાવ્યો.

"અબે, કયા હરઘડી નિગેહ રખ્ખો સલામ કરતા હય? ચૂપચાપ ચલા કરને!"

"ખુદાવંદ, યેહ બાદશાહી કાનૂન હય!"

"અબે તેરે કાનૂન, બાનુનકી અયસી તૈયસી! હરઘડી કયા મુરઘેકી તરેહ બાંગ દેતા હય?"

અંતે સવારી હરમસરામાં પહોંચી. ત્યાં બાદશાહ સલામતની ઘરવાળી બેગમના ડ્રેસમાં કપડાંના ભારથી કંટાળી રહી હતી; બાદશાહ સલામતનાં દર્શન થતાંજ બોલી ઉઠી.

"આ બધું શું છે રે? મારાથી તો આ બધો ભાર વેઠાતો નથી! આ બાંદી દાસીઓની ફોજ આખો દા'ડો આજુબાજુ મળમાખીઓની પેઠે ભમ્યા કરેય; તે બા મને તો જરાય ગમતું નથી. બારીબારણાં પર પડદા પડેલાય તે કોઇ બારીએ જેવાય દેતું નથી! તે બા આપણને તો આવું ના પરવડે? જરા બ્હાર હરવા ફરવાનું ને અહવા બોલવાનુંય નહિ!"

"કેમ કરવાનું બે દા'ડા જાણે સજા થઇ ઊની! મેંય ગભરાઇ ગેયલો છું; પણ શું કરૂં? હાથીની ક ભોંડાની!"

આમ વાતો થતી હતી તેવામાં જમવાનો સમય થતાં પકવાનના થાળ આવવા લાગ્યા, બાદશાહ સલામત બોલ્યા, "અબે કયા હમકો તમ લોકોંને

ખાઉધરા આદમી સમજ લીયા? ૫૦ આદમીકા ખાણા દો આદમીકે લિયે લાયા?" જમણની વિવિધતા તથા શરબતે અંગુરની જુદી જુદી સુરાહીઓ તથા મુખવાસના મઘમઘાટથી સુલ્તાનની ડાગળી ચસકી. "મેરી બેટી યે તો પકવાનોંકી ને અત્તલ ફુલેલકી મારકીટ હે કે કયા? એસા, એસા, ખાણેકા મિલે તો આદમી ફટજ જાય ને?" અને પછી ખૂબ ધરઈ ધરાઈને બંનેએ અકરાંતીયાની જેમ ખાધું! થોડીકવારે પેટ દુઃખવા માંડયું ને પુનઃ ટટ્ટીનું સ્મરણ થતાં બાદશાહ સલામત બોલ્યા.

"મેરેકું તો લોટાજ ભરદઇઓ, મેં તો જંગલમેં જા કે ફરાગત હોઉંગા?" યહાં મેરેકુ નઇ ફાવતા હે!"

"ખુદાવંદ, એસી હતક હમસે નહિ હો સકતી. બેઅદબી મુઆફ કિજીયે, બાદશાહ જૈસા બાદશાહ, તેલી તંબોલી યા ઢેડ ચમારોંકી તરહ, લોટા લે કે શહેર કે બાહર જાવે એ મુસ્કીલ હય! કુછ આપકે મરતબેકા તો ખ્યાલ કરો!" એક ખાજાસરાએ નમ્રમાથી કહ્યું.

"અબે, મરતબા ને ફરતબા ચૂલેકી બાળમેં ગયા? મેરેકુ તો બહાર જંગલમેંજ જંગલ જાનેકી આદત પડી હય! કયા બાદછા બના તો આપણી આદતજ છોડ દું? બાદછા તો આજ હું ને કલ ફીર?"

આમ ડગલેને પગલે ગડમથલ ઊભી થતી. જ્યાં જાય ત્યાં દાસદાસીઓ અને ખાજાસરાની ફોજ ઉભેલીજ હોય, તેથી બાદશાહ સલામત કંટાળ્યા.

રાત્રે વાળુ કરી સૂતી વખતે પણ પગચંપી કરવાને વાયુ ઢોળવા દાસદાસીઓ હાજર હતાં, તેમને હાંકી મૂકતાં બાદશાહ સલામત બોલ્યા; "અબે રાતકુ તો નિરાંતસે ઊંઘને દો! અબ તુમકો કયા કામ હય? જાઓ કલ ફજર આણા!" ન છુટકે દાસદાસીઓ બહાર નીકળ્યાં, જતાં જતાં એક ખાજાસરા કુરનિસ બજાવીને બોલ્યો કે, "હજુર કો, કિસી બાતકી ઝુરૂરત પડે તો બંદા બાહિર આપકી તહેનાતમેં રાતભર ખડા રહેગા?"

"અબે, તુ કાયકું નાહક ઊંઘ બેચ કે ઊજાગરા કરતા કરતા હય? જરૂરત પડેગી તો કયા મરે હાથ–પાઉં ટુંટ ગયે હેં કે તેરી ઊંઘ બિગાડું!"

તે નીચી મુંડીએ ચાલતો થયો, એવામાં પાછા તોપોના ભડાકા થયા એટલે બાદશાહ સલામતે પેલા ખાજાસરાને બુમ પાડીને કહ્યું; "અબે યે ફિર તોપાં કયું ફૂટને લગી?"

"હજુર આપકી સલામતી કી યે તોંપે ફૂટ રહી હંય, તાકે તમામ રિઆયાકો માલુમ હોજાય કે ખુદાવંદ, અબ આરામ ફરમા રહે હંય! ઈસી તરહ જબ આપ ફજરમેં ઉઠેગેં તબ બી સલામતી કી તોપેં છૂટેંગી!"

"મેરા બેટા યે કયા તમાશા લગાયા હે? ઊંઘનેકી બી તોપાં ને ઊઠનેકી બી તોપાં! અબે, ઊંઘના ઔર ઊડના ઉસ્મે તો કોણુસી બડી ધાડ મારનેકી બાત હે કે ધડાધડ તોપાં ફોડતે હેં! કયા એ દારૂગોલા હરામ કા હય?"

"ખુદાવંદ, યેહ તો બાદશાહી શાન હય!"

"અબે, યે શાનને ફાંન ગઈ ચૂલ્હેકી ભાળમેં! ભઈ યે બાતાં હમકો તો પસંદ નંઈ!"

"જૈસી ખુદાવંદકી મરઝી!" એમ કહી ખાજાસરા ચાલ્યો. બીજા દિવસે પણ પાછી એવી જ ગડમથલ ચાલુ રહી. આજે તો નવા બાદશાહના ચામડાના સિક્કા ચલુ થયા હતા! એક સિક્કો વઝીરે આવીને બાદશાહને બતાવ્યો, "દેખીયે હજુર ખુદાવંદ, યેહ આપકે નામકા સિક્કા!"

"સિક્કો કો કયા મેં દાલમેં બધારૂં! મેરી મસક કાટડાલી. અબ મેં કલસે કયા કરૂંગા?"

"હજુર, ખુદાવંદ, એક કયા હઝારોં મસકેં આપ શાહી ખઝાનેસે બના સકતે હેં!"

"શાહી ખજાના કયા અપણે બાપકા માલ હૈ? વઝીર ચુપ થયો, અંતે થોડી વારે બોલ્યો.

"હજુર ખુદાવંદ, દરબારકા વક્ત કરીબ હય!"

"તો હોયગા, આપણે ક્યા? મેં એસે ગોદડે જેસે ભારી કપડે, ને અટકે જેસા ભારી તાજ પેનનેકા નહીં!"

"ખુદાવંદ, શાહી રિવાજકે ખિલાફ....."

"પણ એક દિનમેં શાહી રિવાજકા કયા ખાટા મોલા હો જાયગા? આપણેકું તો ભઇ કેદખાને જેસા લગતા હે! આજકા દિન તમે જ ચલાવોને!"

એટલામાં દૂરથી મદારીનું ઢોલ વાગતું સંભળાય છે, જેથી પાછલી બારીએથી જોતાં બાદશાહ સલામત વઝીરને કહેવા લાગ્યા.

"દેખો, તમ મેરે બદલે દરબાર ચલાવ, ને મેં વો મદારીકા તમાશા દેખણે જાતા હું!"

"મગર હજુર ખુદાવંદ, યે કામ બાદશાહી શાનકે ખિલાફ હય! અગર આપકો તમાશેકા શૌક હો તો દરબારમેં નકકાલ, ભાંડ, ગાનેવાલે ઓર ગાને વાલીયોંકા કહાં કહત હય? આપ કહો તો એક કે બદલે હઝારો હાઝિર હો સકગે!"

"અરે! ભઇ પણ જો ચોકમેં મદારીકે તમાશેકી મઝા આવે; વો કંઇ દરબાર મેં આવે કે?"

"મગર આપ બાદશાહ હંય! આપકા મરતબા બડા હય!"

"તો ઉસમેં ક્યા હો ગયા?"

"આપ, પાઉં પિયદા બઝારમેં નહિ જા સકતે!"

"કયું નહિ જા સકતા? ક્યા મેરા પાઉં ટુટ ગયે હેં?"

"નહિ, યેહ શાહી રિવાજ કે ખિલાફ હય!"

"મગર કલસે તો.

"વોહી રફતાર બે ઢંગી જો પહેલેથી વો અબલી હય! જૈસા કરના પડેગાને?"

"કલકી બાત કલ ! આજ બાદશાહી ખાન કે ખિલાફ કુચ્છ હો નહિ સકતા!"

"તો લેને લઇ તેરી બાદશાહીકી એસી તૈસી! અભીસે જ મેં જાતા હું!" એમ કહીને બહાર દોટ મૂકી. આગળ બાદશાહ અને પાછળ વઝીર દોડી રહ્યા છે! વઝીર પાછળ રહી ગયો, તેને બાદશાહ સલામતે કહ્યું કેઃ—

"ભાઇ, તમ તમારે નિરાંતસે પીછે જાન. ઔર હુમાયું બાદશાહકો મેરા સંદેશા કહીગો કે મેરી બાઇરીકું ભેજે દેં! બાદશા બનકે મેરે નજરકેદ નહિ રેહ્ના હય!" આમ કહીને બે દિનની બાદશાહીને દોઢ દિવસમાંજ છોડીને ભિસ્તી રાજા પોતાને પંથે પડ્યા!

"એ તો જેનાં કામ તેજ કરે!"

"જાન બચી ઔર લાખોં પાયે;

ઘર કે બુધ્ધુ ઘરકો આયે!"

卐

# જગતનો તાત !

" ન અન્ન આંગવા વસ્ત્રો ન તન છે,
મરે તો ઢાંકવાને નવ કફન છે !
છતાં એ ટેક્ષનું ભારે વજન છે;
હવે તો હે હરિ ! તારું ભજન છે ! "

કોઈ અનુભવ વગરના કવિએ થોડાં વર્ષો પહેલાં લખ્યું હતું કે " રે ખેડૂત તું ખરે જગતનો તાત ગણાયે. !" જો હું જગતનો તાત હોઉં તો આવી ચીંથરે હાલ સ્થિતિમાં ! હા કદાચ એકાદ સૈકા પહેલાં હું જગતનો તાત હોઈશ; પણ આજે તો જગતનો વગર ખરીદેલો ગુલામ છું ! સમાજનું પાપ છું ! હું જગત માટે શું કરું છું, તેની કોણ દરકાર કરે છે ? જ્યારે મોટા પેટવાળા શેઠ શાહુકારો નિરાંતે પલંગમાં આળોટતા હોય છે અને ભૂંડ જેવા સ્વભાવના મોટા અમલદારો પોતાના બંગલાઓમાં ગુલાબી નિદ્રામાં " પોતાની સત્તા આથી વધુ કેમ જામે ? પોતાનો રુઆબ રૈયત પર શી રીતે પડે ?" એવાં સ્વપ્ના સેવતાં હોય છે; અને કિસાન ચળવળવાળાઓ શહેરના પ્લેટફોર્મ પર ખેડૂતોના ઉદ્ધારનાં મોટાં મોટાં ભાષણો કરીને થાકી જઈ પોતાના ઘરની સુંવાળી પથારીમાં ઘોરતા હોય છે; તેવા સમયે મળસ્કે કડકડતી ટાઢમાં પણ જેમતેમ અંગ ઢાંકી ઉઘાડા પગે હું બળદોના પૂછડાં આમળતો "ડચ, ડચ"ના મેડક જેવા ઉચ્ચાર કરતો

હળ જોડીને ખેતર ભેળો થાઉં છું. કાંટા કાંકરા કે ખાડા ખબોચીયાંની હું દરકાર રાખતો નથી સૂરજ નીકળતાં પહેલાં હું ધંધે લાગી જાઉં છું. બપોરે માથે દહાડો આવે, જ્યારે પરસેવો પડે માથેથી પગ સુધી રેબઝેબ થઇ જાઉં ત્યારે મારા ભગલાની બા ભાથું લઇને આવે તેને દૂરથી જોતાંજ હળ છોડી મૂકીને બળદોને સેડા પર છુટા ચરવા છોડી મુકું અને હું એક લીમડાના છાંયે હાસ કરતો કે બેસી જાઉં ને પટલાણી દૂરથીજ મલકાતાં આવે. એનું હસતું મોઢું જોઇને મારો બધો થાક ઉતરી જાય!

"પટલાણી શું આણ્યું છે?"

"બાજરીનો રોટલો, કાંદા, છાશ ને આદુ મરચાંની ચટણી?"

મિષ્ટાન ઉડાવી ઉડાવીને જેમની ફાંદ વધી ગઇ હોય, મફતના મલીદા ખાઇને જે ભેંસના ભાઇ જેવા બન્યા હોય; એવા વ્યાજખાઉ શેઠીઆ કે બડેખાં અમલદારો કે પારકું ખાઇ સેકંડ કલાસમાં મુસાફરી કરનાર લીડરોને તો આવો ખોરાક જોતાં ચોથીઓજ ચઢી આવે! પણ હું તો ઘણા આનંદથી એ ખોરાક ખાઉં છું. ઓ શહેરી બાવાઓ, તમારી સોડાવૉટરની બાટલીઓ કરતાં અમારી તાજી છાશ હજાર દરજ્જે સારી છે! તમારી ચુરણની ગોળીઓ કરતાં કાચા કાંદા ઘણા સારા છે! ભલે તમે રોજ નવું નવું જમવામાં મોજ માણો પણ અમે તો આવો એકજ જાતનો ખોરાક ખાવાના. તમે તો ઉનાળામાં બપોરે બંગલામાંથી બહાર નીકળવાની પણ હીંમત કરતા નથી અને ખસની તટ્ટીઓ તથા વિજળીના પંખા જેવાં સાધનો હોવાં છતાં આઇસ શરબત ઢીંચતાં ઢાંચતાં પણ તમે મુંઝાઇ જાવ છો; ત્યારે હું ભર ઉનાળામાં ખુલ્લા શરીરે અને ખુલ્લા પગે ખેતરમાં કામ કરૂં છું! શું તમે મનુષ્ય અને અમે જાનવર? જરા આરામ લેતાં જ્યારે હું તંબાકુની ચુંગી પીઉં છું ત્યારે મને એજ વિચાર થાય છે કે "આ અમલદારો ખુરશી પર બેઠા બેઠા મોજ કરે છે, આ શેઠીઆઓ ગાદી તકીયે આળોટતાં આનંદ ભોગવે છે. આ લીડરો ગાડી, વાડી ને લાડીનો લ્હાવો લૂંટે છે અને હું તડકામાં આખો દિવસ કામ

કરીને મરી જાઉં છું તો પણ તેનું તેજ! પ્રભુના દરબારમાં આવો ઈન્સાફ?" મારા વિચાર જાણીને ઓલ્યો રામશંકર મહેતાજી ઘણી વખત કહેતો કે "તમે તો જગતના બાપ છો. બાપે દીકરાઓ માટે દુઃખ ખમવું પડે, ટાઢ તડકો વેઠવાં પડે!"

"હવે વેઠ્યું વેઠ્યું બાપનું કપાળ! લોકોને માટે અમે મજુરી કરીને મરી જઈએ અને અમારૂં કંઇ કામ હોય તો એમના પેટમાં ચૂંક ચાલે ચૂંક!"

"પણ બાપે તો છોકરા પ્રત્યે ઉદાર દિલ રાખવું જોઈએ ના!"

"રાખ્યું, રાખ્યું! આ જુઓને અઈ સાલ હીમ પડયું ત્યારે અમારા બાર વાગી ગયા હતા ને સરકારને તો મહેસુલની પડી હતી! "ઘરનાં છોકરા ઘંટી ચાટે અને ઉપાધ્યાને આટો" દરસાલ સરકાર અમારૂં ખાઇને ખુશી થાય છે; તો આ સાલ અમને ખવરાવીને ખુશી ન થાય? શાની થાય! આ સરકાર મા બાપને તો બ્રાહ્મણની જેમ પારકું ખાવાનીજ આદત છે ખવરાવવાની નથી! વિલાયતી નેહાળોમાં એવું શીખવાતુંજ નથી? અને વળી ઓલ્યા દોઢ ડ'હ્યા સ્વભાવે પરદેશી પણ રંગે દેશી સાહેબોની તો ન પૂછો વાત! બારે માસ એમનો મગજ સીમલાના શિખરે હોય છે. જુઓને પેલા જીલ્લાના મોટા સાહેબ તે દિ આવેલા તે શું કહેતા હતા કે "હીમ પડા ઉસમેં હમકુ કયા? મહેસુલકા રૂપીયા તુમારે જુરૂર ભરના પડેગા!" લ્યો એ પરદેશી મગજના દેશી સાહેબને શું કહેવું? ભેંસના આંચળ કપાઈ ગયા છે છતાં તે દૂધ કેમ ન આપે? કેવા કૂળકુપ વિચાર! વળી એઘા નાના સાહેબ જમીન તપાસવા આવ્યા. આખી દુનિયાનાં છાપાંઓએ હીમ પડયાનો પોકાર કર્યો, છતાં સાહેબને શંકા ગઈ કે એ વાત ખોટી હશે કે ખરી? જાણે એમના મન છાપાવાળા તો બધાજ બીડામારૂ હશે ને! તેથી ખાતરી કરવા ઘોડે બેસીને પધાર્યા. આવ્યા સીમ જોવા અને બેઠા ચોરામાં ખુરસી ઉપર. પછી કાગળની બીડીના ધૂમાડા કાઢતાં બોલ્યાઃ—

"કેમ પટેલ લોક, હીમથી કેટલુંએક નુકશાન થયું ?"

"સાહેબ, બધો પાક બળી ગયો છે."

"અરે ! કાલેજ સરભાણુનો પોલીસ પટેલ તો કહેતો હતો કે તમારા ગામમાં ઝાઝું નુકસાન થયું નથી !"

"સાહેબ, અમારૂંતો સત્યાનાશ નીકળી ગયું છે ! સરભોણુના પટેલની ઘોડી ગઇસાલ અમારા ડબામાં પુરાઇ હતી તેથી અદેખાઇમાં સાહેબને તેણે ઉંધું સમજાવ્યું હશે ?"

"ચાલો તે બધું તો ઠીક, પણ હવે નિકાલ શો કરવો છે ?"

"આપ અમારા હાકેમ છો જે કરોતે ખરૂં !"

"ગમે તેવું નુકસાન હોય; પણ અરધી સરકાર તમારે ભરવી પડશે ?"

"હેં ! બાપલા ! ઢોર વેચીને ભરીએ ત્યારેજતો ! અરે ! સાહેબ, પણ આપ નજરે સીમ જુઓ તો ખરા ? હાથ કંકણુને આરસીની શી જરૂર ?"

"હવે શું જોવું છે ? બપોર થવા આવ્યો છે તમારા બોલવાથી નુકસાન થયાનું સમજાય છે, પણ ઉપરથી લખાણ આવ્યું છે એટલે આપણે લાચાર !" તલાટીએ પોલિસ પટેલના કાનમાં કહ્યું "જો સાહેબને પાન સોપારીના આપો, અને આપણું પાંચ, પચીસનું બને એવું હોય તો જરૂર વાત સીધી કરી દઉં નહિતર વાત વંકે એમાં નવાઇ નહિ !"

"એવા વધારાના પૈસા અમારી પાસે હોત તો પછી રોદડાં શા માટે રડત ? મહેસુલતો ઓંણુ નાડી પોર પણ ભરવી પડશેના ?" પટેલે તલાટીને પરખાવ્યું, એટલે તલાટીએ કહ્યું "ત્યારે તમે જાણો ?"

મોટા સાહેબ પાસે અપીલ કરવા ગયાતો તેમણે પણ એવોજ જવાબ આપ્યોકે "**ઉપરથી** લખાણુ આવ્યું માટે લાચાર !" વળી તેથી મોટા આખા પ્રાંતના સુબા સાહેબ પાસે ગયા તો ત્યાંથી પુણ જવાબ મળ્યો કે "**ઉપરથી** લખાણુ આવ્યું છે માટે લાચાર !" અમે તો વિચારમાં પડયા કે જ્યાં હોય ત્યાંથી એજ જવાબ આવે છે કે "**ઉપરથી**

લખાણ આવ્યું છે, માટે લાચાર તો શું એ લખાણ ઉપરથી એટલે આસમાનમાંથી પરમેશ્વરે મોકલ્યું હશે? જો પ્રથમથી પાન સોપારીના પરખાવ્યા હોત તો એ ઉપરનું લખાણ મારા ધારવા પ્રમાણે ભુંસાઈ જાત! અંતે એક ભેંસ વેચીને સરકાર ભરવી પડી!" ખુદ અમલદારોજ વાધરી ખાતર ભેંસ મારવાની મનોદશાવાળા હોય ત્યાં શો ઇલાજ?

"શું કરીએ સત્તા આગળ લાચાર થવું જ પડે!" રામશંકર મહેતાજીએ પોતાની મનોદશા જાહેર કરી, અને આગળ લંબાવ્યું "જ્યાં આભ ફાટયું ત્યાં થીગડું શી રીતે દેવાય! તમારે ખેડુતોને એ આફત છે તો અમારે કયાં આરામ છે? આ જુએોને કાલેજ અમારા સાહેબનો ઓર્ડર આવ્યો કે તમ પંદર વરસ સુધી સંતોષકારક નોકરી કરી છે પણ ક્વોલીફીકેશન મેળવ્યું નથી માટે એક વરસની મુદતમાં વ. ફાઈનલ પરીક્ષા પાસ નહિ કરશો તો તમારો પગાર ૨૫ ને બદલે ૧૫ આકારવામાં આવશે. લ્યો જોયું! આતો જાણે સસરો વહુને નોટીસ આપે કે "આયંદે તમારે છોકરોજ પેદા કરવો! જો છોકરો પેદા ન કરતાં છોકરી જણશો તો તમને ફારગતી આપવામાં આવશે!" ખરેખર હવે બધે અમલદાર શાહીનોજ દોર છે.

"ને શેઠીયા શાહીનો દોર કયાં નથી? ત્રીજી સાલ અમારા ભગલાનાં લગ્ન કરવા પેલા મોતીચંદ મારવાડીને ત્યાં પાંચ વીંઘા જમીન લખી દઈને હજાર રૂપીઆ લીધેલા તેણે આ સાલ વ્યાજ સાથે મળી બે હજાર લેવા કાઢયા છે. જો હુકમનામું થઇ જશે તો ઘરનાં બધાં વાસણો પણ જપ્તીમાં ખેંચી જશે! જમીન પોતાના કબજામાં છે છતાં આવો જુલમ! લ્યો હવે ખેડુતોએ કયાં જવું કયા કૂવામાં પડવું? વળી અધુરામાં પુરૂં સંભળાય છે કે અવતી સાલથી મહેસુલ પણ વધવાની છે!"

હવે તો એમજ થાય છે કે ખેતરો સરકારને હવાલે કરી બાંવાબની જઇએ! અરે આજે પણ સંસારી છતાં બાવાજ છીએને? હિંદી ખેડૂતોના ઘરમાં શું છે? હતું ત્યારે ઘણુંએ હતું આજે કંઈ નથી. જેનાં બાળકો

નિત શેર બશેર દૂધ પીતાં, નવટાંક પાશેર માખણ ખાતાં; તે ખેડૂત બાળકોને આજે ખાવાને પેટપુર રોટલો કે પહેરવાને તન પર પુરૂં વસ્ત્ર પણ મળતું નથી.

"ન અન્ન આરોગવા વસ્ત્રો ન તન છે,
મરે તો ઢાંકવાને નવ કફન છે!
છતાંએ ટેક્ષનું ભારે વજન છે;
હવે તો હે હરિ! તારૂં ભજન છે!"

જે ખેડુતો કાલે જાગીરદાર ગણાતા જેનાં ઘરમાં પાંચ દશ નોકર ચાકરોનું પોષણ થતું તે પટેલો આજે ફાટયે તૂટયે લુગડે શાહુકારો આગળ હાથ ધરી રહ્યા છે! જે પટલાણીઓ કાલે સોનાથી પીળી પીળી દેખાતી હતી તે આજે ભૂખના દુઃખે દુબળી અને પીળી દેખાય છે! જમીન તેજ છે, ખેડુતો તેજ છે, ભેંસો તેજ છે ત્યારે આવું કેમ થયું? અનાજ ઘણુંએ પાકે છે પણ સ્ટીમરોનાં રાક્ષસી પેટમાં પડી પરદેશ ઘસડાઇ જાય છે. ભેંસો પણ તેવુંજ દૂધ દે છે પણ સંચામાં પીલાઇને ડબ્બામાં ભરાઇ પરદેશ જાય છે જેથી ખેડૂતોને ભાગ સપરેટ રહે છે!"

"છાપામાં વાંચ્યું છે કે અમેરિકામાં તો ઘણા પૈસાદાર ખેડૂત લોકો હોય છે. ત્યાં સંચાથી ખેતી થાય છે ને દરરોજ ખેતીમાં નવા નવા સુધારા થાય છે જેથી તે લોકો ઘણું પકવી શકે છે."

અહીંતો મળસ્કેથી હળનું લાકડું પકડીએ તે સાંજે ઘેર આવીએ પછી થાક ઉતારવા જરા ગરમ પાણીથી નાહીએ વાળુ કરીને સુઇ જઇએ પાછા મળસ્કે ઉઠીને પંથે પડીએ. હવે નવરાસને વખતજ ક્યાં રહ્યો કે સુધારો વધારો કરીએ!" "અમેરિકાનો ખેડૂત કડવાં કારેલાંને મીઠાં કરી શકે છે, બોરને જામફળ જેવડાં મોટાં બનાવી શકે છે, બટાકાને સુરણ જેવા મોટા બનાવી શકે છે, ગમેતેવી જમીનમાં ધારેતે પાક પકવી શકે છે, ને કારખાનાવાળાઓને કરોડો રૂપીઆ ધીરી શકે છે."

"ત્યારે હિંદી ખેડૂત પરાણે અપવાસ કરીને પણ ખેતી ખેડી શકે છે.

"કહે છે લેખકો આખા જગતનો બાપ મને,
છતાં સમાજમાં લોકો ગણે છે પાપ મને !
ખાઉં છું ગમ અને પ્રસ્વેદ મહીં નાઉં છું,
વેઠવો કેટલો નિશદિન પડે છે તાપ મને ?"

પાંચ પચીસની તગાવી સારૂ તલાટીનાં ખાસડાં પણ ઉંચકી શકે છે. અહીંનો ખેડૂત બાપદાદાના બનાવેલા હળમાં જરાએ સુધારો કરવા ઇચ્છતો નથી.

"પહેલાં આ દેશમાં ઉત્તમ ખેતી કહેવાતી પણ આજે તો કનિષ્ટ ખેતી કહેવાય છે !"

"સત્તર પંચાં પંચાણું ને બે મેલ્યા છુટના લાવો પટેલ સોમાં બે ઓછા.'' એવું કહેનાર લુચ્ચા વાણિઆઓની જાળમાં ફસાનાર અભણ નામા પટેલો આ દેશમાં હશે ત્યાં સુધી ખેતી સારી પાકે તો એ શું ?"

તમે કેળવણી કેળવણીના નામે બરાડા પાડો છો અને મોટા ગ્રાજ્યુએટ થયેલા પજ્ચીહ તરીહ રૂપરડીમાં નોકરી કરે છે એમ તમેજ તે દિ કહેતા ઉતાને ! ઓલ્યા મગનીયા મોચીનો દીકરો મેટ્રીક થીયો ને નોકરી નંઇ મલી તો બિચારો અંતે જોડા સીવવા લાગ્યો !"

"પણ નોકરી કરવાના હેતુથી ભણવાનું નથી. સંસારમાં વહેવારમાં અડચણ ન પડે કોઇ શેઠીઆ શાહુકાર ખોટું ખોટું વ્યાજ વધારીને વધુ પૈસા ન પડાવે તે જાણવા ખાતર તો ભણવું !"

"એ તમારી વાત કાન પકડવા જેવી છે છતાંએ મારૂં માનવું તો એજ છે કે બેચાર ચોપડાં ભણાવીએ તો ધોબીના કુતરા જેવી સ્થિતિ થાય એટલા વખતમાં તો નીંદામણને કપાસ વીણામણમાં છોકરાને કામે લગાડતાં કેટલાએ રૂપિઆ બચાવી હકાય !"

"આવા વિચારો ધરાવનાર ખેડૂત આ જમાનામાં આથીએ વધુ ખરાબ સ્થિતિમાં આવી પડવાનો સંભવ છે."

એટલામાં વરતણીઆએ ભાણા પટેલને બુમ પાડી ચાલો ચોરે તલાટી સાહેબ બોલાવે છે. પટેલ ચોરામાં ગયા તલાટીએ તેમના કાનમાં

કહ્યું. "સાહેબનો મુકામ ભાલેજથી અહીં આવવાનો છે તે દસબાર ગાડાં મોકલવાનાં છે તેમાં તમારૂં ગાડું પણ મોકલવું પડશે.

"પણ મારા ધોળીયા બળદના પગમાં તો વાગ્યું છે તે ચાલતોજ નથી એટલે મારાથી ગાડું નહિ મોકલાય."

"તે એવાં જુઠ્ઠાં બહાનાં આજે નહિ ચાલે!"

"ત્યારે જાતેજ આવીને જુઓ કે બળદ ચાલે છે કે નહિ!" અંતે કેટલીક રકઝક કરી ત્યારે પટેલ વેઠની આફતમાંથી મૂક્ત થયા. હિંદમાં આજે એંસો ટકા ખેડુતો છે અને તે ખેડુતોની સ્થિતિ આવી દયાજનક છે. જ્યાં સુધી હિંદનો ખેડુતોનો દહાડો વળે નહિ ત્યાં સુધી હિંદનો ઉદ્ધાર થવો આકાશ કુસુમવત છે, સરકારે એક બે ઠેકાણે ખેડૂતને કેળવવા ખેતીવાડીની શાળાઓ અને કૉલેજો કાઢી છે પણ તેમાં ભણેલાઓય કંઇ ખેતીનું ઉકાળતા નથી! આજે તો જગતનો તાત મરવા પડયો છે; પણ તેની કોઇને પડી નથી! જાતે જ દવા પીને ઉભો થાય અને જમાનાની હારોળમાં ઉભો રહેવાનો પ્રયત્ન કરે તો તે બને. જો જુના જોતરને જ પકડીને બેસી રહેશે તો આ યંત્રવાદના સમયમાં ક્યાંએ અસ્તવ્યસ્ત થઇ જશે. સંઘબળ કેળવશે નહિ અને ખેતીમાં સુધારો વધારો કરવા તરફ લક્ષ આપશે નહિ તો હજુ હજારો વરસ સુધી હિંદને ગુલામીમાં જકડાવી રાખશે. હિંદના ઉદ્ધારની ચાવી હે ખેડુત તારાજ ગજવામાં છે. રાજદ્વારી ભીડામારૂઓ ગમે તેટલો ફૂંકો રાખતા હોય પણ હે! ખેડુત તું જ ધારે તો હિંદનો ઉદ્ધાર કરી શકે છે.

હૈયામાં સળગે હોળી મુખ પર હિસે દિવાળી,
નિજ રકત તેલ સીંચી દિલનો દિપક પ્રજાળી,
હા! વાડ થઇ વેલાનાં ચીભડાં ગળે તો;
'ભેકાર' કાં પક્ષીનાં, ભૂખ્યો રે હિંદ–માળી!



# આઇડીયાટીક ઇન્ટરવ્યુ

મફ્તુંજે આય અનમોલ ઇન્તરવ્યુ એટલે આપ એમ ન સમજી લેતા કે જેની કિંમત ન થઇ શકે એવું લખાન. નહિ બાવાજી, એમ નથી. અનમોલનો માયનો કોરીની પન કિમત ન ઉપજે એવો પન થઇ સકે. કારન કે ઇંતરવ્યુ લેવામાં ઘની વખત તાંતીઆ તોરવા પરીયા હોસે પન "નવચેતન"ના ઉદાર અધિપતિરાજ તરફથી એક દોરીયું પન પરખાવવામાં આવીયું નથી. અલબત્ત, અમારી એ બારે તકલીફના બદલામાં એક વાર અમારા માનમાં દીનર પાર્તી આપેલી હતી, જેમાં સુક્કી ગંદેરી ચાવતાં ચાવતાં મારા તરન દાંત હચમચી ગીએલા તે અતીયાર વેર દુખીયા જ કરેચ. ખેર બાવા! સાહિટયની સેવા કંઇ હંસીખેલ છે?

ગયા આતવારની રાતે 'નવચેતન'ના અધિપતિનો તાર આવીયો તેમાં આવીયો તેમાં ખાસ લખેલું હતું કે "વૅકો વૅકો! દોરો દોરો!! બાગો બાગો!!!" મેં જાનીયું કે આગબાગ લાગી હોસે તે બેંઘા ને સદરાના તાઇત દરેસમાં જ બારીએથી કૂદવાનો વિચાર કરીઓ પન મારી હાયની ઘરતીએ ઓરદીનન્સ નંબર વન સંભલાવીયું:

"મોબેદજી! આમ અર્ધી રાતે કાંય મરોચ? કોઇ સિપાઇ ચોર સમજીને ચોકી પર ઘસરી જસે. કંઇ મગજની આગરી ચસકીચ કે સું? તમે તો પાકી ઉમ્મરના થીયા તે બારીએથી ઝંપલાવો તેમાં કંઇ વાંધા

જેવું નઈ, પન આય તમારી આખ્ખી બોલ્સેવિક ફોજનું અને મારૂં પોટ્ટાનું સું થાય? છાનામાના સુઈ રહો નહિ તો ફોનથી વીમાવાલાઓને ખબર આપુંચ !"

વીમાવાલાઓનું નામ સમજતાં આય બંદો સ્હેજ ધીલો થયો અને તાર મિસિસનાં મોના સામે ધરીઓ; "વાંચી જો આય કારનથી એકદમ તૈયાર થયો ઉતો પન તેં રોકીયો"

તાર વાંચીને મિસિસ છનકો કરતાં બોલીયાં: "અરે! એમાં તે શું તમારા બાપનું કપાર લખીયુંચ? વરસ દારે મફતનું લફરૂં લગાડનાર "નવચેતન"ના અધિપતિરાજ ખાસ અંક માટે બોલાવેચ એ જ ને!"

"પન તારે મારે ઉતાવલ કરવી જોઇએને?"

"ઉતાવલની જરૂર નથી. કાલ સવારે જજો."

મિસિસના ફરમાનને માન આપી બીજે દિવસે ફજરને વખતે પગ ચોકતો, "નવચેતન"ના તંતરીરાજ પાસે પહોંચીયો. તેવણે ગરમાગરમ ચાનું એક પ્યલું મને ઝાંસીયું ને પછી ફરમાવ્યું: "જુઓને મોબેદજી! રાબેતા મુજબ આ વરસે પણ "નવચેતન"ના હાસ્યાંક માટે તમારે તકલીફ લેવાની છે. આપણા શહેરના જાણીતા પુરુષોના 'ઇન્ટરવ્યુ' તમે અને મુલ્લાંજી જઇને લઇ આવો. ત્રણ દિવસમાં કામ પૂરું થવું જોઇએ."

"પન મુલ્લાંજીએ તો પુષ્કલ ખીર ખાવાથી હજમ ન થતાં કાલે રાતના જુલ્લાબ લીધોચ અને મારે તો મારી બૈરીના મામાની બૈરીની અધરનીમાં ખાસ જવું જ પરસે."

"તે નહિ ચાલે. તમારા બેઉના માનમાં હું ચણામમરાની ખાસ ડીનરપાર્ટી આપીશ પણ ઇન્ટરવ્યુ તો લઇ જ આવો."

"જાએ, તમો ધનીધનીની બેંગતાન કરોચ તો આય સેવક બી તૈયાર છે. ચાલો, તમે મોત્તા જાનીતા માનીસોનાં નામ, વૉર્ડ નંબર અને ઘર નંબર લખી આપો."

એક ચિટ્ઠીમાં એ સઘલું લખી આપીને તેમણે મને વિદાય કરીઓ. મુલ્લાંજીને તાં જઇ મેં તેમને સઘલી હકીકત કહી.

બીજે દિવસે ફરી ફજરમાં હું મિસ્તર ખરસેદજી ખરખરીઆ. જે. પી. ને તાં ઇન્તરવ્યુ લેવા ગીયો અને મુલ્લાંજી ખાન સાહેબ ખુદાબખ્સ મૌલાબખ્સના દોલતખાના પર સિધારી ગીયા.

"ખરસેદજી ખરખરીયા સેથ ઘેરમાં છે કે?" ચિઠ્ઠીમાંનો નંબર મેલવી બારનું થોકતાં મેં મોત્તા અવાજે બૂમ પારી.

"સવારની ગોલાબી ઊંઘમાં દખલ કરવા એ કોન મૂઓ આવીયોચ?" અંદરથી બૈરાંનો અવાજ સમજાયો.

"એ તો હું છાપાંનો પરતિનિધિ છેઉં. ખરસેદજી સેથ ઘરમાં છે કે?"

એટલામાં આંખો મસલતા ને ઉતરી ગીએલો લેંઘો ઊંચો ચરાવતા તે મકાનમાં રહેનાર પારસી બેરાદર બારનું ઉઘારીને મને "પરભાતીયાં" સંભલાવતા બહાર નીકલીયા.

"મિસ્તર, તમારી તે કંઇ આમરી બાગરી ચરકીચ કે સું? ખોદાયજીની જંદગી કરવી જોઇએ ટેવા સુભ વખટે ઢોરની કાની બૂમો સાના પારોચ? ખરસેદજી તો આજ તરન મહિનાથી સામેના બંગલામાં ગીઆચ ટાં જાઓ."

"આઇ એમ વૅરી સોરી! આપની ઊંઘમાં દિસ્તર્બ કરવા બદલ હું દિલગીર છેઉં!" એમ કહી તેમના જવાબની રાહ જોયા વગર હું સામેના બંગલામાં પહોંચીયો.

તાં "ખરસેદજી ખરખરીયા જે. પી." ના નામનું બૉર્દ તાંગેલું ઉતું તે વાંચીને જેવો દરવાજામાં પેલવા જાઉંય તેવો જ એક કૂતરાએ "હાઉ!" કરતો કે ધસારો કીધો. મે એક હાથે લાકરી આમ તેમ ફેરવવા માંદી પન એ કૂતરૂં પાછું હતે જ સાનું? આગલે જનમે કોઇ સોદ્દાગર હોસે. ધનીધની બૂમોની સેવટે બંગલાના પગથીયાં પર ઘોરી રહેલો સિપઇ દુબલો ઉથીયો તે અમારી લરાઇને સુલેહમાં ફેરવી નાખવા પાસે આયો ને જોરથી બોલીયો: "ટોમી, બસ ઠોભી જા, આય બચારાના મોરામાંથી ફીન નીકરી ગીયેલું દેખું!"

કૂતરો આ સાંભલીને ચોભી ગીઓ. અને દુબલો મારી પાસે આવીને પોતાની સુરીયાની જબાનમાં પૂછવા લાગીયો: "તું કોન છે રે? હજારનો

હુ કોમ આવેલો છે? પૈછા માંગવા આયવો હોય ટો હીંઢાહીંઢા ઘેર હાઇલો જા!"

"હું પૈસા માંગનારો નથી. હુ તો પેપરનો પરતિનિધિ છેઉ. સાહેબને ખાસ મલવા માંગુંચ. એવનને જરા જગાર ટો."

"હવારના પો'રમાં ટમાચા ખાવા કે?" આટલું કહી તે તો ડોલચું ભરીને જાજરૂ ગીયો તેથી મારે જાતે બંગલાનાં બારનાં ખખરાવવાં પરીયાં.

"એ કોન મૂવો ભીખલો છે કે?" અંદરથી સંભલાયું.

"નહિજી, હું ભીખલો નથી." મેં કહ્યું.

"તારે કોન ભગલો મૂએ ચ કે? પાધરી બલ્યો રોજ સવારમાં જ આવીને પોતાનું સગનવંતું ડાચું દેખારેચ! જા, આયદસ થેકાને માથાં મૂંદીને પછી આવ. ખરસેદજીને ઉથતાં ઘની વાર થાસે."

"માયજી, હું ભગલો હજામ નથી."

"તીયારે કોન જગલો ધોબી છે? જા, બાર વાગે કપરાં લઇ જજે."

"હું ધોબી પન નથી."

"તીયારે કોન સુવોચ? સવારના પો'રમાં પાધરીબલ્યો ભસ્તેગીયો જમરાની કાની જીવ લેવા આયેચ!"

"હુ છાપાંનો ઓનરેબલ પરતિનિધિ છેઉ ને ખરસેદજી સેથનો લેવા આવીયો છેઉ."

મિસિર ખરસેદજીએ બારનું ઉઘારીયું અને બારના પાસે પરેલી એક "ઇઝીચેર"માં બેસવાનો મને ઇસારો કરીયો ને બોલીયાં: "ટમે અહીં બેસો. સેથ બે કલાક પછી જાગસે."

બે કલાક ખુરસી પર ઝોકાં ખાધા પછી સેથનો અવાજ સમજાયો. તેવન લેંઘા સદરાના દરેસમાં જ ઉતા. શેકહેન્ડ કરી મને બેસારીયો અને ચાયનું એક કપ આપીયું ને પોતે નાસ્તો કરવા લાગીયા. એક દજન ભૂંજેલાં બેદાં, બસેર મલાઈ અને આઠ પાઉંરોતી ઝાપતીને અવાચી ખાઇ સેથ ઉથીયા ને હાથ ધોઇ સદરાથી તે લૂછતાં લૂછતાં મારી વાતો સરૂ કીધી: "તમે કયા છાપાના પરતિનિધિ છેવ?"

"નવચેતન મન્થલીનો."

"તે તમારા લોકોને કંઇ ધંધોધાપો છે કે નહીં! રોજ સુરજ ઉગે કે છાપાનો એક પરતિનિધિ ફુતી જ નીકલેછ! તમારા કરતાં તો કોરતના બેલીફ સારા કે વરસમાં ફકટ બે તરન વાર પતેતી, ક્રિસમસ કે દીવાલી પર સલામી માગવા જ આવેછ!"

"આપ જેવા મોત્તા માનસ પાસે અમારે આવીયા વગર ચાલે જ કેમ?"

"થાક, હવે ઇન્તરવ્યુ જલ્દી પતાવો, મારે હજુ ચાર પીથાંની વીઝીત લેવાની છે."

"વારૂજી, તારે શરૂઆટમાં હું આપને એમ પૂછુંચ કે આપ-સાહેબને જે. પી.નો એલ્કાબ કારે મલીયો અને જે. પી.નો માયનો સું?"

"બાવા, એલ્કાબ મલવાની તારીખબારીખ આપરે જાનતા નઠી. વલી જે. પી.ના માયનાથી આપનને સી નિસ્બત? આપને પીથાંનો કોંત્રાક્ત રાખવાનું ને સાંજ પરતાં ગલ્લો તપાસવાનું જાનીએ. બાકીનું બધું કામ મારી ઘેરવાલી જાને કારન કે તે અંગરેજી પન ભનેલીચ."

એમ કહી તેવને મિસિસને બૂમ મારી. મિસિસ આવતાં તેવન બોલીયા: "પીરીન જોને, જાને બેરાદર પૂછેચ કે મને જે. પી. નો બેતાબ કારથી મલીયો?"

"મને સારી કાની યાદ છે કે આપને તાઇમ્સમાં વાંચીયું હતું કે શહેનશાહની તીજી સાલગરેહ પર તમુને એ કમબખ્ત બેતાબ એનાયત થીયો હતો" મિસિસે બૉમ્બશેલ ફેંકયો.

"આવા બેસ્ત ને સારાસોજ્જા બેતાબને આપ કમબખ્ત કેમ કહોચ?" મેં પૂછ્યું.

"કમબખ્ત નહિ કેઉં તો સું? જારથી ખરશેદજીને બેતાબનું પૂછરૂં ચોંતીયું છ તારથી બસ સરકારી બાંધીયાઓને દીનર પાર્તીઓ, ગાર્દન પાર્તીઓ, ફુતપાર્તીઓ, દેન્સપાર્તીઓ ને માનપત્તરો આપી આપીને તીજોરીનું તલીયું સાફ થઇ ગીયુંચ. હવે તો એ બેતાબથી થાકીને અમે પાકી ગીયાંચ!

તમારા છાપામાં લખજો, કોઇને એ ખેતાબ જોઇતો હોય તો અમે ઉધાર આપી દેવા તૈયાર છીએજી!"

મેં પૂછ્યું: "હું મહેરબાન બાનુને પૂછી સકુંચ કે જે. પી. નો માયનો શું?"

"જે. પી. એતલે જસ્તીસ ઑફ ધી પીસ."

"જુઓ, મેં લખીયુંચ તે બરાબર છે ને? "જાસ્તી ઓર બી પીસ" યાને "હજુન બી વધારે દલ." અમારા એક ફ્રેન્દ મુલ્લાંજી કહેતા ઉતા તે બરાબર ઉતું કે જે. પી. એતલે જુગાર રમતાં પકરાયેલા! તેથી જ વધારે પીસવાનું કેહુંચ."

મારો ખોલાસો સમજીને બાનુ હસી પરીયાં અને બોલીયાં: "અરે! મુવા રે તમે છાપાંવાલાઓના પરતિનિધિના થતા! જસ્તીસ ઑફ ધી પીસ યાને સુલેહનો અમલદાર."

"બરાબર છે. પીથાં પર છાકતા મવાલીઓમાં થતી લરાઇઓ માટે મારે રોજ સુલેહ કરાવવી પરેચ." ખરસેદજી બોલીયા.

"વારૂજી, છેલ્લાં કોમી હુલ્લર વખતે આપે જે. પી. તરીકે શું ફરજ બજાવેલી?" મે પૂછ્યું.

"હુલ્લરમાં પીથાં ન લુતાય એતલે તે દિવસે મેં મવાલીઓને મફત તારી અને દારૂ પીવરાવેલાં. વલી હુલ્લર ચાલુ હતું તાં વેર ઘેરની બહાર ન નીકલવાના મેં સોગન લીધેલા." જવાબ મળ્યો.

"મેં તો સમજીઉતું કે બીજા જે. પી. ઓ. છેલ્લાં હુલ્લર વખતે સુલેહ કરાવવા બહાર પરેલા."

"હોસે, તેમને બૈરાંછોકરાંની પીરા નહિ હોય. પન અહીં તો ખાસ્સાં પોનો દજન છે!"

"છેલ્લી આગ વખતે આપે કંઇ કીધેલું?"

"હાજી. જારે પૂરેપૂરી આગ લાગી ને નલમાં પાની બરાબર નહિ આવીયું તારે એક બેસ્ત સ્કીમ રજૂ કરવાની મને ફરજ પરેલી કે "જાં જાં આગ લાગે તાં તાં તાબરતોબ કૂવા ખોદાવવા."

"સ્વરાજ બાબતમાં આપનો શો મત ?"

"સરકાર અને તેના દરેક વફાદાર અમલદારને હું બારપૂર્વક ભલામન કરૂંચ કે આય ધોલી તોપીવાલાઓને સ્વરાજ આપીયું તો અમારા જેવા પરોપકારી ધંધાદારીઓના તો બાર જ વાગી જવાના.

"પીથાંનો ધંધો અને તે પરોપકારી શી રીતે?"

"સૂરજ ઉગે તે વારથી આથમતાં વેર સખત મહેનત કરનાર મજૂરોનો એક ગીલાસમાં બધો થાક ઉતારી દઇએ છીએ એ શું પીથાં-વાલાઓનો પરોપકાર ના કહેવાય?"

"આપની પેદાસ, જમીન, જાગીર વગેરે કેતલું હોસે?"

"કેમ બાવા, ઇન્કમતેક્સવાસાઓ પાસેથી કંઇ દલાલી મલેચ કે સું? કાકા વાલપાપરી, મકું જે મને બનાવા અયાચ?"

"વારૂ, ના કેસો તો આપની મરજી, પન અપના દેસમાં આજકાલ કરન્સી નોતો ઘની છપાય છ તેને માતે આપ સો વિચાર ધરાવોચ?"

"લોકો પતંગ ઉરારવામાં ને છાપાંવાલાઓ છાપાંના કામમાં કાગર બગારે તેનાં કરતાં સરકાર નોતોના થોકરા પર થોકરા છાપે તેમાં સું વાંધોચ?"

"આપરા દેસી રાજાઓ માતે આપ શું ધારોચ?"

"તમે છાપાંવાલાઓએ તો એ બિચારીઓને હરાંજ હરાંજ કરી દીધાચ! કોઇ બિચારો લહેરી રાજો વિલાયતથી ૫૦-૬૦ હજારની મોતર મંગાવે કે તમારા પેતમાં ચૂંક ચાલે! કોઇ રાજો પરદેશમાં જઇ જરા દેન્સ કરે કે તમારૂં પાકી આવે! કોઇ જરા ગોરી મદમોને કીસ કરે કે તમે ઉકલી મરો! હું તો કેઉંચ કે કોઇ બી રાજો જો પોતાની તીજોરીમાથી અમે તેમ વાપરે તેમાં તમારા બાપનું સું લૂતાઇ જાયછ? તમે લોકો તો ઘરદી દોસીઓની કાની ગિબતજ કરસો કે બીજું કંઇ?"

"પન મારા સાહેબ, રૈયતના પૈસા આમ બરબાદ કરવા?"

"તો સું ભિખારીઓને કે તમારા જેવા છાપાંવાલાઓને આપી દેવા? અરે બાવા! રાજાનો કોઈ રાજા છે?"

"ચાલો, જવા દેઓ એ વાત. આપના પારસીઓની આબાદી વધે એવી કોઈ સ્કીમ આપ રજૂ કરોચ ?"

"આપરી કોમને ધંધાની ને પૈસા કમાવાની ફિકર સી ? જુઓ, સરકારનું આબકારી ખાતું આપરાથી નભી રીયુંચ તે સરકારને મદ્દ કરીયા વગર છૂતકો જ નથી. ન્યૂ દિલ્હીનાં એક રેસ્તોરામાં ચા પીતાં મારે વાઇસરૉય સાહેબ સાથે એ બાબતની ગોફ્તેગો થાયેલી"

"બીજી કંઇ વાતચીત તે નામદાર સાથે થાએલી ?"

'હા. તેવને કેએલું કે 'ઇંદીયાનું વૉટર મને રાસ આવતું નથી. આ જ તરન મહિના થયાં સલેખમ સારૂં થતું જ નથી.' તારે મેં એવન નામદારને કયું કે 'સલેખમ માટે જી. બી. ડૉકટરની તપકીર લેવ ને પાણી રાસ ન આવતું હોય તો દયુકનો સોદા પીઓ.' આટલું સમજતાં એવન નામદાર હસીને ચાલી ગીયા."

"આપ જાહેર જીવનમાં ભાગ લેઓચ કે ?"

"હાજી, કોઇ નજીકનું સગું બેહેસ્તનસીન થાય કે તેને પોંચારવા ભસ્તા વેર જાઉંચ. એ સિવાય આખો દારો પીથાંના હિસાબમાં જાયચ !"

"હાજી, હવે આપ સાહેબને કંઇ વધારે કહેવાનું હોય તો તે ખુસીથી કહેજો."

"આજે તમે મારો કિંમતી તાઇમ વેસ્ત કીધોચ તેના બદલામાં તમારા મન્થલીમાં આતલી જાહેર ખબર ફ્રી છાપી દેજો કે "હવેથી કોઇ બી છાપાંના પરતિનિધિએ અમારે ઘેર ઇન્તરવ્યુ લેવા પધારી મફતની માથાંફોડ કરવી નહિ. જે કોઇ આય જાહેર ખબરનો ભંગ કરસે ને અમારે ઘેર આવસે તેના પર સ્પેશીયલ કૂતરૂં છોરવામાં આવસે તેની નોંધ લેશોજી !"

આટલું કહી 'ગુદ બાય" કરી ખરસેદજી દીનર રૂમમાં ચાલી ગીયા ને સેવક પગ ઘસતા ઘેર ગીયા.

卐

# હોમિયોપેથિક

હોમિયોપેથિક શબ્દ તો તમે સાંભળ્યો હશેજ? ખાસ કરીને એ એવા દાક્તરના નામની આગળ મૂકાય છે. કે જેણે મેડીકલ કૉલેજ, તિબ્બીયા કૉલેજ કે કોઈપણ વૈદિક કૉલેજનું બારણુંજ ન જોયું હોય! કવિઓની જેમ હોમિયેપેથિક દાક્તરો પણ માના પેટથીજ પાકે છે! ફક્ત ઘેર બેઠાંજ બે-ચાર ચોપડાં વાંચીને પાંચ દસ રૂપિયામાં ડીગ્રી વેચાતી લઈ દવાખાનું ઉઘાડી બેસે છે, એટલે કોઈ હઈયા ફુટ્યા ને કરમના ફુટ્યા દર્દીઓ તો ઉલ્લુ બનવા એમની પાસે આવીજ જાય છે!

ટુંકાણમાં કહીએ તો હોમિયોપેથિક દાક્તર એટલે કે બનાવટી દક્તર, નીમહકીમ અને ઉંટ વૈદ્યની એક નવિન આવૃત્તિ રૂપ રસાયની મિશ્રણ! દાક્તરોની લાઇનમાં એકલાં હોમિયેપોથિક હોય છે એમ કંઇ નથી? દરેક લાઇનમાં હોમિયોપેથિક હોય છે. જુવો સાંભળો, ના; વાંચો.

આજકાલ તો મુરીદોને ઉલ્લુ બનાવનાર પીરો કે યજમાનોને ઉઠાં ભણાવનાર મહંતો પણ ઉગી નીકળ્યા છે. અલબત એવો પીર હોમિયોપેથિક પીર, અને એવો મહંત હોમિયોપેથિક મહંત કહેવાય! જેની વકીલાત ન ચાલતી હોય જેથી કોર્ટની ખુરસીમાં કોપરાં ઝોખ્યા કરતો હોય અને જેના ઝભ્ભા ઉપર ધૂળ ચોંટેલી હોય તે અલબત્ત હોમિયોપેથિક વકીલ

ગણાય! ફક્ત ચંદો ઉઘરાવી પોતાનું પેટ ભરતો હોય, નાહક દેશ કે કોમના નામે જે ચરી ખાતો હોય ને મોકો મળતાં જેલમાંથી પણ માફી માગીને છટકી આવે તે હોમિયોપેથિક લીડર ગણાય! ફક્ત મોજશોખ ખાતર જ તમારી સહધર્મચારીણી બની રહે, અને તમારી તિજોરીનું તળીઉં દેખાતાં છુટાછેડા લે તેવી પત્ની હોમિયોપેથિક પત્ની ગણાય! બધીય જાતની રખાતો કે ઉપ પત્નિઓની ગણતરી પણ હોમિયોપેથીક પત્ની તરીકે જ આવી જાય!

'ડેમયુ!' કહીને વારે ઘડીએ બાપની સામે થઈ જાય, ને બાપની કમાણીને ધૂળમાં મેળવવાનો પ્રયત્ન કરે તે હોમિયોપેથિક પુત્ર કહેવાય! તેમજ વારેઘડીએ મોટા વંસડા જેવા પુત્રને નાનો કીકો સમજી શિખામણ આપ્યા કરે, ને જ્યાં હોય ત્યાં પોતાનું પિતા તરીકેનું બિરૂદ ચમકાવ્યા કરે; તે પિતા પણ હોમિયોપેથિક પિતા ગણાય! માત્ર વિલાસ વૈભવ ભોગવવા કે ખાવા પીવા માટેજ મિત્રતાનો દમ ભરે ને કંઇ ઉધાર–ઉછીના માગતાં બગલો ઝાંખતો થઇ જાય, યા ઉછીના મળ્યે પછી મોઢું જ ના બતાવે એવા મિત્રો પણ હોમિયોપેથિક મિત્ર ગણાય!

લેણદારની પાસેથી એક ટકાની તેરીખની વાત કરી સવાયા કે દોઢા આંકાવે એવો શાહુકાર હોમિયોપેથિક શાહુકાર ગણાય! બનતા સુધી બધાજ શાહુકારો હોમિયોપેથિકજ હોય છે. ખુશીમાં પણ કરવેરા નાખે અને ગમીમાં કર–વેરા ઉઘરાવે. વિજયનો પણ ટેક્ષ નાખે અને પરાજયનો પણ ટેક્ષ નાખે; યાને કે આવતાં પણ વે'રે અને જતાં પણ વે'રે તેવી સરકારને હોમિયોપેથિક ગવર્નમેન્ટ કહી શકાય! સામે મળતાં રોફ મારે અને પાછલે બારણે લાંચ લેવામાં પાછી પાની ન કરે; એવા અમલદારો હોમિયોપેથિક અમલદાર કહેવાય! કલાનું નામ ન જાણે અને ગળું સાવ ખોખરા હોલ્લા જેવું હોય; છતાં પ્રોડયુસર કે ડાયરેકટરને માખણ લગાવીને કંઇ હીરો કે હીરોઇન બની જાય તો તે હોમિયોપેથિક હીરોઇન કહેવાય!

લડાઇના મોરચા પર ફક્ત મુડદાં ઉંચકવાનું કામ કરનાર સૈનિકો હોમિયોપેથિક સોલ્જર ગણાય! ચોરી કે ગજવાં કાતરવાનો ધંધો કરતાં

જે આસામી એક બે વાર પોલિસના મારથી ડરીને કે જેલની ધાકે ધંધો છોડી દે તેવો બીરૂ માણસ હોમિયોપેથિક ખીસ્સાંકાતરૂ ગણાય! રસ્તે જતાં આડુંઅવળું જોયા વિના કે પરિણામની દરકાર રાખ્યા વિના કોઇની ઉપર આશક પડી જાય તે હોમીયોપેથિક આશક ગણાય! પણ કૉલેજના મુફલીસ પ્રેમીને વચન આપી, આશાનાં લીલાં ઝાડવાં બતાવી; કોઇ મોટા પેટવાળા બ્યુક મોટરના માલિકને પરણી જાય, તો તે માશુક પણ હોમિયોપેથિક માશુક ગણાય!

પત્રકારો, વીમા કંપનીવાળાઓ, બેકારો વગેરે શરૂઆતમાં પોતે સેવા કરવાને બહાને મેવા જમે છે. તો એ સેવા પણ હોમિયોપેથિક સેવા ગણાય! મરચાં મીઠાથી માંડીને ઘી, તેલ કે ચોપડાં લુગડાં સુદ્ધાં ઉછીનાં લઇ જઇને પાછાં ન આપનાર પાડોશીઓ પણ હોમિયોપેથિક પાડોશી ગણાય! અને જેને તેને ત્યાં અઠવાડિયાં સુધી ધામા નાખનાર પરોણાઓ પણ હોમિયોપેથિક પરોણાજ ગણાય! નિશાળમાં ટેબલપર પગ ચઢાવી ને બેસી રહેનાર ટયુશનની મધલાળપર જીવતા શિક્ષકો પણ હોમિયોપેથિક પંતુજી ગણાય! રૂપાળી, શિક્ષિકાઓને સારૂં રિઝલ્ટ આપનાર, કે લાડવા જમાડનાર શિક્ષકનો સારો રિમાર્ક લખનાર ડેપ્યુટીઓ પણ હોમિયોપેથિક ડેપ્યુટી ગણાય! તેમજ રૂપાળીને નખરાળી નર્સને જોઇને હોસ્પીટલના ખાટલાને પોતાના બાપનોજ ખાટલો સમજીને વધુ દિવસ પડી રહેનાર દર્દી પણ હોમિયોપેથિક દર્દી ગણાય!

ચોપડાં કોઇ ખૂણામાં પટકી, આખો દિવસ બાડુતી સાઇકલ પર રખડ્યા કરે, યા પબ્લીક ગાર્ડનના બાંકડા તોડે કે હોટલમાં ગંજેરીની જેમ પડયો રહી, ટાઇમ થતાં ઘર ભેળો થાય; અથવા તો ચોપડાં વેચીને પણ બારોબાર સીનેમા જોવા જાય, ને પરીક્ષામાં પાસ થવા ચોરીનો આસરો લે તેવો વીદ્યાર્થી પણ હોમિયોપેથિક ગણાય! માંડ માંડ પુસ્તકોમાંથી ગોખી લાવીને વિદ્યાર્થીઓમાં લેકચર કરે, તથા લાગ મળતાં કોઇ વિદ્યાર્થીનીને પરણી બેસે તે હોમિયોપેથિક પ્રોફેસર ગણાય! આ જાતના પ્રોફેસરો જ્ઞાન આપવા કરતાં એકશન કરવામાં પ્રવીણ હોય છે! પોતાનામાં જરાય

આયકાત ન હોય, અરે ! કોઈ એના હાથનાં બે બોર પણ ન ખાય એવા હોય; છતાં લાગવગ કે લાંચ રૂશ્વતથી મોટા હોદ્દા પર ચોંટીને આવડતના અભાવે વારેઘડીએ નાક ચઢાવનાર, કે હોઠ ફફડાવનાર. દેશી ઊંટ નહિ પણ દેશી અમલદાર હોમિયોપેથિક અમલદાર કહેવાય !

જરૂર પડતાં મસ્જીદને પણ વેચી ખાનાર મુલ્લાંઓ, કે દરગાહને વેચી મારનાર મુજાવરો, હોમિયોપેથિક મુલ્લાં કે મુજાવર ગણાય ! ડબલ ચોપડા રાખી ઈન્કમટેક્ષ ઓફીસરને થાપ આપનાર કે દુકાન યા ઘરને ડબલ બારણાં રાખી આગલા બારણેથી ધોળા બજારને અને પાછલા બારણેથી કાળા બજારને ઉત્તેજન આપનાર ખાદીના ધોળા કોટવાળો વહેપારી હોમિઓપેથિક વેપારી ગણાય ! પોલીસને તો ડગલે ને પગલે ન છુટકે જાણ્યે અજાણ્યે હોમિયોપેથિક પોલીસજ બનવું પડે છે. કોઈ ફેરીવાળા પાસેથી જમરૂખ પડાવી, કોઈ હોટલમાં ઘુસી જઈ મફત ચાહ-પાણી ઉડાવવાં આવાં આવાં તો દીનભરમાં દોઢસો કામોની ડ્યુટી હોમિયો-પેથિક સિપાઇઓને નિરૂપાયે બજાવવી પડે છે !

સવારે વચન આપે ને સાંજે ફરી જાય, રાત્રે કરાર કરે અને દા'ડે તોડી નાખે ! ફાળામાં પાંચ હજારની રકમ લખાવે, અને સત્તરવાર ઉઘરાણી કરવા જાઓ; ત્યારે ન છુટકે પચાસ રૂપિઆ પરખાવે; તે હોમિયોપેથિક મુત્સદી કહેવાય. ખરી રીતે જોતાં મુત્સદીઓ તો વીર-અભીમન્યુની જેમ માના પેટમાંથી હોમિયોપેથિક મુત્સદીગીરી શીખીને જ આવે છે। હોમિયોપેથિક પહેલવાન પણ હોય છે, દંગલમાં ટીકીટોદ્વારા હજારો રૂપિયાની કમાણી કરી, સામા પહેલવાન સાથે 'અધનતોરા અધન-મોરા'ની વાત કરી મેલ-મિલાપની કાંટા કુસ્તી કરે તો તે હોમિયોપેથિક પહેલવાન ગણાય !

ફકત બધરાંને નિહાળવા જ કૉંગ્રેસ છાવણીમાં ખાદી ધારણ કરીને ફરતા સ્વયંસેવકો તથા જીન્હાકેપ પહેરીને સુટ-બૂટમાં ફરતો કોરમા કે પુલાવના શોખીન લીગ સેવકો પણ હોમિયોપેથિક વોલંટીયરોજ ગણાય ! દારૂનો ગ્લાસ પેટમાં જતાંજ જેમને કવિતાની પ્રેરણા મળે છે એવા કવિઓ કે ચાહનો કપ મળતાંજ ગઝલો સંભળાવવા બેસી જનારા શાઇરો

હોમિયોપેથિક શાકર ગણાય! લડાઇનો જુસ્સો અને ગુસ્સો ટકાવી રાખવા જેમને રાત પડે બ્રાન્ડી કે વ્હીસ્કી જોઇએ, ડેન્સ માટે બગલમાં એક મોમની પુતળી જોઇએ, ને ફરવાના સ્થળે જતી વેળા કે પાર્કમાં ફરતી વેળા સાથમાં ચાલતાં ચલતાં "કમરમોરી લચકાય!" જેવી એકાદ કમ્પનીયન કે ટેમ્પરરી સ્વીટી જોઇએ; એવા સોલ્જરો હોમિયોપેથિક સોલ્જર ગણાય! જે ધરમાદા ટ્રસ્ટોને બરફના ગોળાની જેમ ચૂસી જાય અથવા પોતાની પત્નિ કે પત્નિના ભાઇ યાને શાળાના નામે ચઢાવીએ દે તે હોમિયોપેથિક ટ્રસ્ટીક ટ્રસ્ટી ગણાય! એવા હોમિયોપેથિક ટ્રસ્ટીઓથી ભડકીને તો સરકારે વકફ એક્ટ કાઢયો છે!

ફક્ત પેટની ખાતર પ્રચાર કરનાર હોમિયોપેથિક પ્રચારક ગણાય. કહેવાય છે કે આપણી સરકારે એવા ૧૦ હજાર હોમિયોપેથિક પ્રચારકો અમેરિકામાં હિંદના નામ પર ધૂળ નાખવા વહેતા મુકયા છે. પણ તેમના કર્યા કારવ્યા પર ધૂળ નાખવાનું કામ વિજ્યાલક્ષ્મી પંડિત કરી રહયાં છે! ફરકો પરિષદમાં જઇ પોતાના માલિકનું શીખવેલું બોલી જનારા પેલા ત્રણ હીંદી પ્રતિનિધિઓ નુન, મુદલીયાર ને કૃષ્ણામાચારી પણ હોમિયોપેથિક પ્રતિનિધિ ગણાયા હતા! પાંજરાપોળમાં ધાસ નાખવાને બ્હાને, યા અનાથાશ્રમ કે આંધળા લુલાંના અપંગાશ્રમોને નામે ટ્રેનમાં પેટીઓ ફેરવનાર આસામીઓ હોમિયોપેથિક સેવકો ગણાય! કારણ કે એમાંના ઘણાખરા એ ગલ્લાઓને સીધાં પોતાના ઘેર જ પધરાવે છે ને? મોટાં શહેરોમાં તો હોમિયોપેથિક હોટલ મેનેજરો પણ હોય છે કે જે ધનવાન પેસેંજરોને માટે તો રહેવાના ઉતારા ઉપરાંત બઇરાં સપ્લાઈ કરવાનો પણ ધંધો કરે છે! બીજી ભાષામાંથી લેખ તફડાવી માલિક તરીકે ખપાવી મારનાર લેખકો હોમિયોપેથિક સાહિત્યકાર ગણાય!

બોર્ડીંગો, હોસ્ટેલો કે યતીમખાના, યા અનાથાશ્રમના સુપરવાઇઝરો કે સુપ્રિન્ટેન્ડેન્ટો બૉર્ડરોની વધેલી ખીચડી પોતાને ઘેર પહોંચતી કરે, યાતો પોતાના ઘરનો બધોય ખર્ચ બોર્ડીંગોમાંથી પરભાર્યો કાઢે તેવા માણસો હોમિયોપેથિક સુપરવાઈઝરો ગણાય! તમારી રૂપાળી પત્ની કે બ્હેનની

સાથે ફરવા ખાતર દોસ્તી બાંધે તે હોમિયોપેથિક કામરેડ બિરાદર કહેવાય! જુવાન અને રૂપાળાં બઇરાં મારફતે પ્રચાર કે ફંડફાળા ઉઘરાવવાનું કાર્ય જે સંસ્થા કરતી હોય; તે હોમિયોપેથિક સંસ્થા ગણાય! જે શેઠીઓ હિંદુસ્તાનનાં બધાંય જાત્રાધામોની સાતસાતવાર જાત્ર કરી આવ્યો હોય કે હાજી શેઠીઓ મકકાની હજ્જ કરી આવ્યો હોય; છતાંય બેધડક દેવાળું ફુંકીને નવા નામે પેઢી ઉઘાડે તે તેવા શેઠીયા હોમિયોપેથિક શેઠીયા કહેવાય.

એક બઇરીને બે ત્રણ સંતાન થતાં તેને આઘી ખસેડે, અને બીજી સાથે પરણી બેસે તથા લાગ મળતાં ત્રીજી સાથે પરણી બેસે ને લાગ મળતાં ચોથી સાથે સંવનન સાધે, એવો ભણેલો ગણેલો સુધરેલો સમાજ સુધારક હોમિયોપેથિક ગણાય! આ જાતના સમાજ સુધારકો ઘણાખરા હાથીદાંતની બનાવટના હોય છે. આખો દિવસ ગાંજો કે ભાંગ પીને ગમે તેવું આચરણ કરે, આંકફરકના નંબર આપે, ને ધંતરમંતર કરે તેવા સાંઇબાવા હોમિયોપેથિક ઓલીયા કે સાધુ કહેવાય. સાંજ પડે કે પફ–પાઉડરના લેપડા તથા લીપસ્ટીકથી સજ્જ થઇ, હીરોઇનની નવિન આવૃત્તીરૂપ બની બહાર ફરવા જાય. પાર્ક–સીનેમા કે કલબમાં રખડી રઝળીને રાતના બે વાગે ઘેર આવે, ને બારોબારજ જમીલે, ચૂલો ફુંકતાં જેને ટાઢીયો તાવ ચઢે એવી ઘરવાળી હોમિયોપેથિક ઘરવાળી કહેવાય!

'સાવન કે નઝારે!' કરતા બ્રહ્મચારીઓ, અને અસંસ્કારી ભાષામાં કહીએ તો વાંઢાઓ, ઘણી વેળા વાસ્તવિક સૃષ્ટિમાં તો નહિ પણ સ્વપ્ન સૃષ્ટિમાં હોમિયોપેથિક વર, બની જાય છે! ઘણી વેળા અખંડ બ્રહ્મચારી પાદરીઓ કે દેવળોમાં રોતી નનો, યુવાનીનાં આત્મિક ઉધ્ધારક બની જાય છે! અને પંજાબ જેવા ફળદ્રુપ પ્રાંતમાં તો હોમિયોપેથિક પ્રેમીઓ અને હોમિયોપેથિક પેગંબરોનો તોટો નથી. મતલબ કે આજે સમસ્ત જગત હોમિયોથિકના પંથે પડી ગયું છે! બનાવટી રોલ્ડ ગોલ્ડ અને વેજીટેબલ ઘીના આ બનાવટી યુગમાં અસલ સોનાનો કે શુધ્ધ ઘીનો ભાવ કોણ પુછે?



# મુશાયરાનો મુંઝારો

અને

# મચ્છરનો ધ્રુજારો !

## (૧)

"આજે રસ્તામાંથી શું મળી ગયું છે કે ઘરમાં પેસતાં આપનું મોઢું હસું હસું થઈ રહ્યું છે? બેગમ સાહેબાએ મોઢામાં પાનનો ડુંચો ખોસી સોપારી કાતરતાં કહ્યું.

"તો શું પોક પાડતો ને છાજીયાં લેતો ઘરમાં આવું? મેં કહ્યું.

"રોજ તો ઘરમાં ડાઘુ જેવું ડાચું લઈને આવતા, ને જરા કંઈ પૂછીએ કે ખાઉં-કરડું; કરતા હતા; પણ આજ નિયમથી ઉલ્ટો દેખાવ કેમ રજૂ થાય છે!"

"રોજ, રોજ, આપ ટોકતાં હતાં કે આપનો આ કરડકણાં કુતરાં જેવો સ્વભાવ કયારે બદલાશે? હવે જ્યારે આપની નસીયત પર અમલ કરી સુધરી ગયો; ત્યાર આપ શ્રીમતિને આશ્ચર્ય થાય છે!"

"તે થાયજને! વરસોનો સ્વભાવ તે કંઈ બે વારની રોકટોકથી બદલાય કે? જરૂર આપને કંઈ લાભ થયો લાગે છે! લાભ વિના આજ રોજનું સોગીયું ડાચું હસતું થાય જ નહિ તો! જરૂર કંઈ પગાર વધારો થયો હશે?"

"અમારી મનહૂસ નોકરીમાં પગાર વધારો થાય; એ તો વંધ્યાને સંતાન પેદા થવા જેવી વાત ગણાય! આકાશને પાતાળ એક થઈ જાય, તોય અમારી ઓફિસવાળા પગારમાં વધારો કરે એવા નથી!"

"તો છોડી દો એવી નોકરી!"

"પછી શું હવા ખાઈને જીવીશું?"

"એ બીજી વાત છોડો ને સાચે સાચું જણાવો કે આજે ખુશ ખુશાલ કેમ નજર આવો છો? શું કંઇ લોટરી બોટરી લાગી છે?"

"ઘણી ખુશીની વાત છે. પણ તે ભૂખ્યા પેટે શું સંભળાવું? પહેલાં જમવાનું આગળ મુકો પછી વાત. ભરાએલા પેટથી જેવી વાતની મઝા આવે છે તેવી ખાલી પેટથી આવતી નથી! ખાતરી કરવી હોય તો કોઇ પણ ગોરા કે કાળા સાહેબનાં ખાણાંના ટેબલ પરનાં ભાષણો વાંચી જુવોને હું તો કહું છું કે ખાણાના ટેબલ પરથી લોકો ભાષણોમાં જેવી ફિલ્સુફી વધારે છે; એવી બીજે ક્યાંય મળતી નથી!"

"એ બધી તમારી ફિલ્સુફી પછી વધારો ને શી વાત છે તે બતાવી દો!"

"તું પણ કેવી જીદ્દી છે? બતાવવાની હું ક્યાં ના પાડું છું! આપણી હદીસમાં પણ છે કે 'અબ્બલ તઆમ બા'દ અઝિકલામ!" એટલે કે પહેલાં ખાઓ અને પછી વાતચીત કરો!"

"તમે પણ ક્યાં ઓછા જિદ્દી છો? પેલી જક્કી બેટાંની વાત તમે વાંચી નથી?"

"બધું વાંચ્યું છે. અગીયાર વાગ્યાનો ગએલો, અત્યારે સાત વાગ્યા છે, પેટમાં કુરકરીયાં બોલે છે.

"ને આપને વાતની પડી છે? ચાલો હું લુંગડાં ઉતારું છું તમે જમવાનું કાઢો ખાતાં ખાતાં વાત કરીશ."

"વારૂ, લ્યો ચાલો ત્યારે હાથ ધોઈનેય બડી જાઓ ઝાપટવા!"

"હાં, તો જુઓ; મુશાયરાનું આમંત્રણ આવ્યું છે!"

"બસ બસ, રહેવા દ્યો તમારી વાત. હું તો પહેલેથી જ જાણતી હતી કે મુશાયરા–બુશાયરામાં જવાનું હશે; તેથીજ ભાઇ સાહેબ ખુશીમાં ફુલ્યાં છે; કે ઘરમાં તો ઝાઝું સારૂં ખાવાનું મળતું નથી તો જે બ્હાર ગામ જઇને પુલાવ–બિરીયાની ઝાપટી તે ખરી ! ભલેને ઘરવાળી રોટલાને કઢી પર શુક્રાના કરે ?"

"અદેખાઇ શાની કરો છો ? જુવો આવવા જવાનું સેકંડ કલાસનું ભાડું મળવાનું છે તેને બદલે થર્ડ કલાસમાં જઇ આવીશ જેથી ખાસા વીસ-પચ્ચીસ રૂપિયા બચી જશે ને બે ત્રણ દિવસનો ચાર્જ પચ્ચીસ રૂપીઆ કરીશ; એટલે ખાસા પચ્ચાસ મળશે ! એટલે આવ્યા પછી તુંય તરહલ્વો ને બિરીયાની ઉડાવજેને ?"

"જુઓ, તમને કશું કહીએ છીએ તો ઝટ શું ને ગુસ્સે થઇ જાવ છો; પણ જગતને મોઢે કંઇ ઢાંકણું છે ! મહોલ્લાવાળા કહે છે કે "મોટા શાયર ના જોયા હોય તો ? રંડીઓની જેમ મુજરા કરવા જાય છે, ગાય છે, ને પૈસા લે છે !" એવું સાંભળી સાંભળીને મારૂં તો ભેજું ભમી ગયું; કાન દુઃખી ગયા; માટે હવે એ મુશાયરાઓમાં જવાનું જ માંડી વાળો તો ઇજ્જત બચે ? ને જો જવુંજ હોય તો પૈસા લેવાનું માંડી વાળો આ તો વિદ્યાને વેચવા જેવી વાત થઇ !

"કેટલાંય વરસો થયાં મારા જેવા એક સાહિત્યકારનાં સહવાસમાં રહેવાં છતાં તુંય બેવકુફી ભરેલા વિચારો રજૂ કરે છે ? એ લોકો તો અદેખાઇના માર્યા એમ કહે છે, એમને ઇર્ષા આવવાનું કારણ તો એ છે, અને મેં કાનોકાન એક બે માણસોને કહેતાં પણ સાંભળ્યાં છે કે: "જુવોને ભાઇ સાહેબ નોકરીય કરે છે, પુસ્તકોય વેચે છે, પેપરોમાં લેખો લખી પૈસા કમાય છે, ને મુશાયરામાંથી પણ કમાણી કરે છે !" અમલદારો લાંચ લે છે; તેની સામે બોલવાની તો કોઇની હિંમત ચાલતી નથી ને શાયરોની સામે આક્ષેપો થાય છે ! શું અમે કોઇનો ખિસ્સો કાતરીએ

છીએ? લોકોને ગરજ હોય તો અમને બોલાવે છે ને આપે છે. મુશાયરા કરનારાઓ શાયરોના નામથી હજારોની ટીકીટ ખપાવી પોતાનાં ખીસ્સાં ભરે છે; તેને કોઇ જોતું નથી ને શાયર બિચારો રેલભાડાં, ને વાટખરચી જોગા પૈસા લે તેમાં લોકોનાં પેટમાં દુ:ખે છે."

"પણ તે હું કયાં કહું છું? હું તો લોકોની કહેલી વાત કરું છું કે એમાં તમારા જેવા ખાનદાની માણસની શોભા નહિ!"

"શું હું ચોરી કરું છુ? ધાડપાડું છું કે લોકોનાં ગજવાં કાતરૂં છું? લોકો તો શ્વાનવૃત્તિના છે તે કહે! એ બેવકુફોના કહેવા તરફ કયાં જોવાનું? જગતનો તો નિયમ છે કે 'આવતાંયે વ્હેરે ને જતાંયે વ્હેરે!' પણ હું તને પૂછું છું; કે શાયર, રેલ–મુસાફરીની તકલીફ વેઠીને આખી રાત ટ્રેનમાં ઉજાગરો કરીને, હાથપગનાં સાંધા દુખે એવી રીતે સંકડાઇને બેઠાં બેઠાં મુસાફરી કરી કરીને અધમુવો થઈ જાય; ત્યારે મુશાયરાને સ્થાને પહોંચે; પછી ત્યાં પણ ઉંઘ વેચીને ઉજાગરો કરે આખી રાત ગળું ફાડી ફાડીને લોકોને ખુશ કરે! ઉજાગરાને થાકથી લોથપોથ થઇને ઘેર આવતાં માંદોય પડે તો શું શાયર કોઈના બાપનો નોકર છે કે સંભળાવવા ઘરની ટિકીટ ખર્ચીને ગાંઠના ગોપીચંદ કરે! એ મુસીબતો સાહિત્યની સેવા અર્થેજ થાય છે. ઇલ્મ–અદબનાં પ્રચાર માટે જ થાય છે; તેની કદર કરવી તો બાજુએ રહી, ઉલ્ટી જશ પર જુતીયો?"

"પણ લોકોને સાહિત્યની પડી નથી ને તમે શા માટે એ બોજો ઉપાડી માથે લઇને ફરો છો? એટલું ઘરેણું શા માટે પહેરવું કે કાન તૂટી પડે!"

"વાહ! અમે સાહિત્ય સેવા ન કરીએ તો કોણ વાઘરાં, ચમારડાં, ઢેઢડાં; એ સેવા કરવાનાં હતાં? 'જેમ રાડ પડે રજપૂત છુપે નહિ!' તેમ મુશાયરાનું આમંત્રણ મળે ને જાય નહિ તે શાયર બચ્ચો નહિ! શું સમજ્યાં બેગમ સાહેબા? તમારા જેવી ખાખરની ખિસ્કોલી સાકરના સ્વાદની મઝા શું જાણે?"

"અરે! બળ્યો ને તમારો મુશાયરો નાહકનાં મને શાની ખાખરની ખિસકોલી કહે છો? હવેથી ફાંટયું ફાટયું બોલ્યા તો તમારી વાત તમે જાણો! મારાથી કોઈ ભૂંડી નથી?"

"એમાં શું થઈ ગયું? સાહિત્યકારો તો ભુંડી ભારજાઓને પણ નભાવી જાણે છે! બિચારા સોક્રેટીસને માથે કેવી બલા ચોંટી હતી તે તો તેનું દિલ, ને ભગવાનજ જાણતો હતો; છતાં તેણે ઠેઠ સુધી નભાવી હતીને?"

"એટલે શું તમે મને બલા સમજો છો?"

"ના. પણ બધા હોય તો ય શું થઈ ગયું? બલા બનવામાં પણ કલાની જરૂર પડે છે ને!"

"તો જાઓને? કોઈ કલાવાળી બલા સાથે નાતરૂં કરોને?"

"હશે ભઈ, તમે જીત્યાં ને હું હાર્યો. પણ હું તમને પૂછું છું કે જો વકીલ કેસની ફી લે છે, તો એ વિદ્યા નથી વેચતો તો શું કરે છે? શું વકીલ મફત કેસ લડીને બાલ બચ્ચાંને પાંજરાપોળમાં મોકલાવે? દસ્તાવેજ ને ભાડાચિઠ્ઠી લખનારાં પણ લખવાની ફી લે છે. વિદ્યાલયોના આચાર્યો અને પ્રોફેસરો પણ પગાર લઇને વિદ્યા વેચે છે. કલાકોં પણ પગાર લઇને વિદ્યા વેચે છે. વિજ્ઞાનીકો, મેજીસ્ટ્રેટો, જજો અને એવા એવા બધા ય પૈસા લઇને વિદ્યા જ વેચે છે ને? પ્રકાશકો પુસ્તકો વેચીને યાને વિદ્યા વેચીને પૈસા લેતા નથી? રેડીયોપર બોલનારાઓ અર્ધો કલાક બોલવાનાં પચાસ રૂપિયા લે છે, મોટા મોટા લેખકો સેંકડો રૂપિયા લઇને પોતાનાં લખાણો વેચે છે, નાટક ને સીનેમાના સ્ટોરી રાઈટરો હજારોની રકમ લે છે; તો પછી શાયર પાંચ દસ રૂપિયા લે તેમાં એણે શી ગુનેહગારી કરી? હું તો કહું છું કે ઉલ્ટુ વધારે પૈસા લેનાર શાયરોનીજ વધુ કદર થાય છે! જુઓ ઉત્તર હિંદના નામાંકિત શાયરો એક દિવસનાં રોકાણનાં પાંચસો-પાંચસો રૂપિયા અને પોતાનું તો ઠીક પણ પોતાને દાદ દેનાર એક બે ગોઠીયાઓનું પણ સેકંડ ક્લાસનું આવવા જવાનું ભાડું લે છે! અરે, અકબર ને ભોજનાં જમાનામાં તો એક એક કડી પર કવિઓને લાખોની

બક્ષીસ મળતી, ને આજે તો કવિઓ ને લોકો કુતરાંની જેમ હડે હડે કરે છે!"

"પણ આજના કવિઓ કુતરાંની જેમ હડખાયાં બન્યા તો લોકો હડે હડે કરે છે ને?"

"કવિઓને હડખાયાં કુતરાં કહેતાં લાજ નથી આવતી? તમારો પતિ પણ એક કવિ છે, એ શ્રીમતિ ભૂલી જાય છે કે?"

"ના, પણ મારા પતિની લોકો બદગોઈ કરે તે મારાથી ખમાતી નથી?"

"મેં એક વખત નથી કહ્યું કે લોકો તો અદેખા છે. હવે તો એવાં લોકોની ઉપર કલમ ચલાવી એમનાં દાંત ખાટા કરી દઇશ; ત્યારે જ એ મારા બેટાઓ સીધા થશે, એ બચ્ચાઓને શી ખબર છે કે હુંયે કલમનો ધણી છું!"

"તે કોણે કહ્યું કે આપ કલમનાં ધણી નથી! પણ હવે ભાડાં કરતાં વધુ પૈસા ન લ્યો તો સારૂં! હું તમને પૈસાપતિ નહિ પણ વિદ્યાપતિ બનાવવા ચાહું છું!"

"પણ તે ગુજરાતી મુશાયરાઓમાં ભાડાં સિવાય વિશેષ મળે છે પણ શું? હું તો ઉર્દૂ મુશાયરાની વાત કરતો હતો. આપણા શહેરમાં તો હું ઘોડાગાડીના પણ પૈસા લેતો નથી. વટ ખાતર મુશાયરામાં જતી વખતે ગાંઠનું ભાડું ખર્ચીને જાઉં છું અને આવતી વખત રાતનાં ચાર પાંચ વાગે પગ ઠોકતો ઘરભેગો થાઉં છું! એ તમારાથી કયાં અંજાણ વાત છે! હા, બહારગામ કોઈ કોલેજ, સ્કૂલ કે એવાં કોઈ વિદ્યાધામના લાભાર્થે મુશાયરો હોય તો ફક્ત થર્ડનું જ ભાડું લઉં છું. પાન–બીડીમાં પણ ગાંઠનાં ખર્ચું છું! હા, જ્યાં શહેરમાંથી મુશાયરામાં શાયરોનાં નામે હજારોની ટિકિટ ખપે છે. ત્યાં મુશાયરાના સંચાલકો બે અઢી હજાર પોતાના ખિસ્સામાં ઘાલીને શાયરોને ફક્ત ભાડું જ ચૂકવે; ત્યાં તો પૈસા લેવાજ જોઇએ! તે લોકોને અમારી વિદ્યાનો લાભ ઉઠાવવાનો શો હક્ક છે? ઉર્દૂવાળાઓનું

અનુકરણ કરીને, એવે વખતે તો મારી ઠોકીને પૈસા લેવા જોઇએ! ન લેનારા ઉલ્ટા બેવકુફ બને છે."

"હશે, તમારે જેમ કરવું હોય તેમ કરવાની તમને છુટ છે."

"બસ હવે તમારી વાત મને ગમી. હું જગતમાં કોઈથી ડરતો નથી. ફક્ત ખુદાથી ડરૂં છું. ને દિલ જે કહે તે પ્રમાણે કરૂં છું. અને જે માણસ દિલના કહેવા પર ચાલે છે; તે કોઈ દિવસ ખત્તા ખાતો નથી. તમારે તો દુઆ કરવી જોઇએ કે "ખુદા, મારા ધણીની કલમમાં એવી તાકાત આપ કે તે મુલ્ક મશહૂર, ના, બલ્કે જગમશહૂર બને. એની કવિતાઓ યુનિવર્સિટિના શિક્ષણ કોર્સમાં દાખલ થાય એનાં કાવ્યો સૈનિકોની જીભ પર રમે, એની શે'રો દેશ સેવકોનાં ભાષણોની શોભા વધારનારી થાય, એના ભજનને ભક્તો પોતાના તંબુરાપર લલકારી ભવસાગરથી પાર થાય! એના કસીદાઓ સાંભળી રાજા મહારાજાઓ એના પગોપર હીરા-મોતીના ઢગલાં કરી દે! એના કવનો સાંભળી પાવૈયાઓ પણ તલ્વાર બાંધી ફિલ્ડ માર્શલ બની જાય! એના મરસીયા (છાજીયાં) સાંભળીને લોકોની છાતીનાં પાટીયાં બેસી જાય! એનો લખેલો સેહરો સાંભળીને ખુદ બદસુરત નવશાનો ચહેરો પણ નૂરથી શોભાયમાન થાય અને આકાશમાંથી પરીઓ પ્રશંસાનાં પુષ્પ વેરે! એના કલામ સાંભળીને બીજા કવિઓને અદેખાઈ થાય, ને એનાં કાવ્યો પણ લોકો ચોરી જાય!"

"આમીન! આમીન!! આમીન!!!"

"વારૂ, તો હવે જાઓ અને મને ગઝલ લખવાની તયારી કરવા દો."

"ભલે, જાઉં છું ને સુતાં સુતાં આપના માટે આપની સૂચના પ્રમાણેની ફરમાસુ દુઆ ગુજારૂં છું, તે જો આપ નામવરને વાંધો ન હોય તો તે દુઆમાં તાજા કલમ તરીકે મારા તરફથી એટલો વધારો પણ કરૂં છું કે, "કોઈ કાળે, કોઈ પણ સંજોગોમાં, મારા પતિનાં કાવ્યોને ખુદા તું ઉધઇનો ભોગ થતાં બચાવજે!"

"બહુ સારૂં, જાઓ, ને પલંગ ભેળાં થાઓ!"

"જેવો આપ નામદારનો હુકમ !"

તે ગયાં ને હું ગઝલ ગુંથવામાં પરોવાયો. દોઢીઆની ત્રણવાળી પંદર બીડીઓ ફુંકી નાખી ત્યારે માંડ માંડ સવારે કુકડા બોલ્યા ત્યારે આઠ કલાકનાં પ્રયત્ને આઠ શે'ર તૈયાર થયાં. આમાં કાઠ ને બારે વાટ !' જેવું વાંચક બિરાદર તને લાગતું હોય તો બીજું શું કહું ? 'દાલડા'નાં યુગમાં ભેજાંનું જ ઠેકાણું ન હોય, સ્મરણશક્તિ ઘસાઇ ગઇ હોય; ત્યાં પ્રેરણાં કયાંથી લાવવી ?

(૨)

જેમ કોઇ વેળા ન્યુમોનીયામાંથી ઉગરતાં ટાઇફોડ લાગુ પડી જાય છે; તેમ બહાર ગામથી પરવારીને આવતાં સુરતના એક મુશાયરામાં ગયો; યા માનો કે આદત પ્રમાણે ચાલતી ગાડીએ ચઢી બેઠો.

એમ તો સુરતના ડઝનબંધી મુશાયરાઓમાં ગયો છું પણ આ એકનું મહત્વ એ માટે છે કે મુશાયરા પછી સુરતમાંજ સુઇ ગયો હતો અને સુરતના મચ્છરોએ મારા ઉઘાડા માથા અને મોઢાની જે હજામત કરી હતી, જે ઇંજકશનો આપ્યાં હતાં તે જન્મભર યાદ રહે એવાં હતાં તેથી એ "એક ખાસ મુશાયરા"ની વાત કરું છું કવિ સંમેલનમાંથી પરવારી ઉતારે જઈ જયાં સુવાની તૈયારી કરી કે 'મચ્છર સંમેલન'નું આમંત્રણ મળી ગયું ! જેમ મુંબઇ માંકડોની 'જન્મભૂમિ છે; તેમ સુરત મચ્છરોની 'જન્મભૂમિ છે ! કવિ નર્મદ જેવા વીરને પણ રોજ રાત્રે મચ્છર ડંખતા હશે તેથીજ એમણે મચ્છરોની આફતથી કંટાળીને પોતાની રોતી સુરતથી,

'આ તે શા તુજ હાલ સુરત, મચ્છરની મુરત;
થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સુરત !'

વાળી કવિતા લખી હશે : ઉપરોકત પંકિતમાં ફકત એક શબ્દની છૂટ લીધી છે તેને નર્મદાશંકરનું રૂહ માફ કરે ! સુરતમાં ભલે દિવસે તો અંગ્રેજ સરકારનું રાજ હશે; પણ ચોકકસ રાત્રે તો મચ્છરોનું જ રાજ

ચાલે છે! એ નિરંકુશ મચ્છરરાજની વિરૂદ્ધ અનેક આંદોલનો ઊઠયાં હતાં; પણ તે બધાંય નિષ્ફળ નિવડયાં છે. મુંબઇના માંકડો ઘરની દીવાલોના સાંધા, પલંગના સાંધા, ગોદડાંના ટાંકા, કે સીનેમા ખુરસીઓની તરાડોમાંથી નીકળી જનતા પર હુમલો કરે છે, પણ સુરતના મચ્છરો તો ફ્લાયટરો કે બોમ્બરોની જેમ આકાશમાંથી હુમલો કરે છે. જો કે એમની છાવણીઓ ધરતી પરની મોરીઓ અને ખાળકુવાઓમાં હોય છે!

એની ઉત્પત્તિ વિષે અનેક દંતકથાઓ ચાલે છે, બ્રહ્માજીએ સરસ્વતિ પર કામિ દૃષ્ટિ તો કરી પણ પછી તેનો પશ્ચાતાપ થતાં સળેખમ થયું ને ચાર મોઢાંના ચારેચાર નાક ગળતાં થયાં ને ચારે દિશામાં એ સળેખમની ભેટ બ્રહ્માજી ફેંકતા હતા; તેમાંથી મચ્છરની ઉત્પત્તિ થઈ! તો વળી કોઇ કહે છે કે 'ઇન્દ્રદેવનું એ ગુપ્ત અસ્ત્ર છે, અને ઉપરથીજ જર્મનોએ 'રૉકેટ' બનાવ્યું છે. તો વળી રામાયણના એક આધુનિક વિવેચકે એમ પણ બાફ્યુ છે કે 'લક્ષ્મણે, સુરપંખાનું નાક કાપ્યું તેના શ્રાપથી મચ્છરો પેદા થયા છે; ને એથી પોતાની જનક જનની સુરપંખાની જેમ 'ગણુ ગણુ' કરે છે!

કેટલાક ઇતિહાસકારોનું કહેવું છે કે એ રાવણનાં દરબારોની ભાટ તથા રાજકવિઓનાં વંશજો છે; કે જેઓ રામ–રાવણના યુદ્ધ વખતે ગુફાઓ, હવાડા કુવાઓ અને ગંદાં તળાવોમાં છુપાઇ ગયા હતા! હશે ગમે તે રીતે એ ઉત્પન્ન થયા હોય પણ એમણે જ્યાંને ત્યાં દિગવિજ્ય જરૂર પ્રાપ્ત કર્યો છે. નમરૂદ જેવા શહેનશાહના નાકમાં ભરાઇને તેનો દમ કાઢી નાખ્યો હતો. અને આજે પણ ગમે તેવા મત્સરવાળા યોદ્ધાના નાકમાં પેસીને એ તેને હરાવી શકે છે. હું તો મચ્છર વિષે વિચાર કરી જ રહ્યો હતો ત્યાં મારા કાન આગળ આવીને એક મચ્છરે કહ્યું.

'હવે તમારાથી જરાપણ સુઈ શકાશે નહિ! તમને ખબર નથી કે અહીં અમારૂં જ રાજ ચાલે છે. તમે કવિ–સંમેલનોમાં હંમેશાં ભાગ લ્યો છો તો હવે મચ્છર સંમેલનમાં પણ ભાગ લેવો પડશે.' એટલામાં તો

બીજા પાંચ સાત મચ્છર આવી લાગ્યા અને કવિતા ગણગણવા લાગ્યા.

'સુવા નહિં દઇએ તમને હે! પૂજ્ય મહાશય આજ;
સૂર્યપુરમાં આદિકાળથી છેજ, અમારૂં રાજ!
અગણિત યોદ્ધા, પહેલવાન કંઇ, યુગથી થયા છે મ્હાત;
તેને ગણીએ મર્દ, અહીં જે સુખે વિતાવે રાત!'

આમ કહી તેમણે મારા કાનની આસપાસ ડાયરો જમાવ્યો. મેં તેમને દાદ દેવા બદલે તેમને એક થાપડ મારી ત્યાં તો બધાયે મારી ઉપર સીધેસીધું આક્રમણ જ આરંભી દીધું! એકે તો નાક પર આવીને કબજો જમાવ્યો. મેં તેની સામે નાક ચઢાવીને વાત કરી તો તેણે પણ નાક ચઢાવીનેજ કહ્યું કે; "બહુ ટક ટક કરશો તો નાક કાપી નાખીશ, ભલભલાએ અમારી સામે નાક ઘસણી કરી છે તો તમે કોણ માત્ર!" મેં નાક પર મૂક્કો માર્યો; પણ તે તો ઉડી ગયો ને નાહકમાં નાક દુઃખ્યું અને ફુલીને મેડક જેવું થઇ ગયું! પછી તો ટોકીયો પર ત્રાટકતા હવાઇ કિલ્લાની જેમ ચારે બાજુથી મારા ઉપર મચ્છારોએ મારો ચાલુ કર્યો. અંતે હું હાર્યો અને તેમના હુમલાથી બચવા ચાદરના 'શેલ્ટર' ભરાઇ ગયો. પણ છુટકો તો નજ થયો; કારણ કે ગરમીથી ગભરાઇને જ્યાં મોઢું બ્હાર કાઢયું કે એમણે મને હાથોહાથ વધાવી લીધો; જેથી અંતે હાર કબુલ કરીને એમની જોડે 'મચ્છર સંમેલન'માં જવા તૈયાર થયો.

સંમેલનનો હૉલ મચ્છરોના ગણગણાટથી ગાજી રહ્યો હતો. થોડીવાર પછી કાર્યવાહીનો આરંભ થયો. મને પ્રેસ રિપોર્ટરની બેન્ચ પર જગ્યા મળી (ખરી રીતે જોતાં રિપોર્ટરો પણ મચ્છર જેવી પ્રકૃતીના હોય છેને!) કેટલાય મચ્છરોએ એક પછી એક ભાષણો કર્યાં. એક ઘરડા મચ્છરે ખોંખારો ખાઇને કહ્યું કે "કૃષ્ણજી ગીતાજીમાં કહી ગયા છે કે કાર્ય કર ફળની આશા રાખીશ મા. તેમ હે મચ્છરભાઇઓ અને મચ્છરણ બ્હેનો! તમે તમારી સામ્યવાદની દ્રષ્ટી કેળવી ઉંચ-નીચ, ગરીબ-તવંગરનો ભેદભાવ રાખ્યા વિના દરેકને ડંખતા જ રહો; પછી એનાથી મેલેરિયા

ફેલાય છે કે નહિ તે જોવાનું તમારૂં કામ નથી. આપણા મેલેરિયા ફેલ-વવાના શુભ કાર્યને ડાકતર રૂપિ ઋષિમુનીઓના આશિર્વાદ છે." આવાં આવાં તો અનેક પ્રકારનાં ગદ્ય-પદ્યમાં ભાષણો થયાં. અંતે પ્રમુખનો વારો આવ્યો તેમનું ભાષણ તો ઘણું જ લાંબું હતું પણ હું તો તેનો સાર જ કહીશ.

"સુરતમાં મચ્છરોની મૂખ્ય કચેરી છે પણ દેશના એક એક શહેર અરે! જગતના એકે એક શહેરમાં અને ગામમાં શાખાઓ ખોલવી જોઇએ. જો કે અવિધિસરની શાખાઓ તો ઘણી જગ્યાએ છેજ; પણ વિધિસરની ખોલવી જોઇએ. યુધ્ધોત્તર રચનામાં 'મચ્છર યોજના'ને સ્થાન મળવું જોઈએ. જો કોઈ મત્સરવાળો અમલદાર આપણી યોજનાની અવગણના જ કરે તો તેના નાકમાં ઘુસી જઇ તેને ઠેકાણે લાવવો જોઇએ પ્રથમ અહિંસામય પ્રતિકાર કરવો પણ જો તેની અસર ન થાય તો પછી ન છૂટકે હિંસક સામનો કરવો. લીગવાળા પાકિસ્તાન માગે છે. શીખ લોકો ખાલિસાસ્તાન માગે છે, દ્રાવિડો દ્રાવિડીસ્તાન માગે છે, તો પછી આપણે 'મચ્છરસ્તાન' કેમ ન માગીએ? પણ અરે! ભૂલ્યો માગવાથી કોઇ સામે નહિ આપે આજે જ અને અત્યારે જ સુરત ખાતેથી 'મચ્છરસ્તાન'ની સ્થાપના કરીએ છીએ' "મચ્છરસ્તાન ઝિંદાબાદ"નો અવાજ કરી એસભા વિખેરાઇ ને હું આંખો ચોળતો પથારીમાંથી ઊઠયો!



# રેકૉર્ડના ટુકડા !

સુરેશ બહારથીજ ધૂવાં ફૂવાં થતો આવ્યો. તેણે ટેબલ પરથી પોતાની મનપસંદ રેકૉર્ડને ઉઠાવી ગુસ્સામાં ને ગુસ્સામાં જમીન પર પટકી, બુટના તળીયાવડે તેના ટુકડે ટુકડા કરીનેજ જંપ્યો! નાક ફુલાવતાં ને સ્ટેટ એક્સપ્રેસ સીગારેટના ધૂમાડા કાઢતાં અસ્પષ્ટ સ્વરે બોલવા લાગ્યો.

"સુંદર નારી અને નાગણ એ બેનો ભરોસો નહિ !"

"હાશ ! હવે હું એ નાગણના બહુપાશમાંથી ઉગર્યો !"

"શું જ્યોતિ જેવી એક સંસ્કારી અને ખાનદાન યુવતિ આટલી હદે જઇ શકે ?......પણ મેં મારી નજરે જોયું ને ! બૈરાંનો ભરોસો શો ? શું જ્યોતિ પણ એક બજારૂ ઓની જેમ સૌંદર્ય વેચે ?.........હેં......
...એં......? અલબત્ત, જેમ પરશુરામે પૃથ્વીને નક્ષત્રી કરી હતી; તેમ મારૂં ચાલે તો પૃથ્વીને 'ન સ્ત્રી' કરી નાખું !"

"કાલ સુધી તો એ સતી સાધ્વીનો ડોળ કરતી હતી અને આજે આ શું ? એના સૌંદર્યનો, એના રૂપ-ગુણનો હું અંધ પૂજારી હતો. સારૂં થયું પાપમાં પડતાં પહેલાં પ્રભુએ મને ઉગાર્યો......!"

"ખૂબસુરત નાગણ !" એમ કહી સુરેશે સીગારેટનું ઠૂંઠું જોરથી બહાર ફેંકતાં પુનાં પેલી રેકાર્ડના ટૂકડા પર પગ પછાડી વધુ ટૂકડા કર્યા ને હવામાં મૂક્કા ઉગામતો, માથાના વાળ પીંખતો આરામચેરમાં આંખો બંધ કરીને પડયો.

"સાહેબ, ચાહ નાસ્તો તૈયાર છે !" ચાહનાસ્તાને ટેબલ પર ગોઠવતાં બૉય બોલ્યો. સુરેશની આંખ ઉઘડી.

"નાસ્તાની જરૂર નથી. ફક્ત ચાહ પીશ" બોય નાસ્તો પાછો લઇ ગયો, ને ચાહ પીતાં સુરેશ પાછો વિચારમાં પડયો.

o

સુરેશ રાજનગરના એક લખપતિ શેઠીયાનો એકનોએક વારસદાર હતો. પિતા ગુજરી જતાં લાખોની મિલ્કત એને હાથ લાગી હતી. ખાનદાની કેળવણી અને ઉચ્ચ સંસ્કારને પ્રતાપે મૂડીવાદીનો વંશજ હોવા છતાં મૂડીવાદથી રંગાયો ન હતો. ઉચ્ચ કેળવણી અને સારા સહવાસે એને સજ્જન બનાવ્યો હતો. એનામાં રૂપ સાથે જર જુવાની બંને હતાં અને તેનું જતન કરતાં એને આવડતું હતું. પિતાને ગુજરી ગયાને બે વરસ વિત્યાં હતાં, માતા તો ૧૫ વરસનો મુકીને ગુજરી ગઈ હતી હાલ સુરેશને ૨૭મું બેઠું હતું બે ત્રણ માસ થયાંજ પ્રેમાળ પત્ની એક બે વરસનો બાબો મુકીને ગુજરી ગઇ હતી. તેનો શોક ભૂલાવવા એ એકાદ મહિનો સંસારના સ્વર્ગ સમા કાશ્મીરની સહેલગાહે ગયો હતો. કાશ્મીરથી આવ્યા પછી એકાદ અઠવાડિએ બાલિકા અનાથાશ્રમની સુપ્રિન્ટેન્ડેન્ટ શાંતાબાઇ સુરેશ પાસે આવ્યાં ને બોલ્યાં :

'આવતા રવિવારે આપણા આશ્રમનું વાર્ષિક ગેધરીંગ છે; તેમાં પ્રમુખસ્થાન લેવાની હું આપને વિનંતિ કરવા આવી છું. આશા રાખું છું કે મને નિરાશ નાહજ કરો.' સુરેશ વિચાર કરવા લાગ્યો, એટલે શાંતાબાઇ બોલ્યાં :

"આપ પણ એક ટ્રસ્ટી છોને ? આપનો હક્ક પહેલો છે. કોઇ જૂનવાણી ગૃહસ્થ ગેધરીંગનો પ્રમુખ થઈ ઓડનું ચોર કરે તેના કરતાં આપ જેવા પ્રગતિવાદી યુવાન પાસેથી વધુ માર્ગદર્શનની આશા રખાય."

'માર્ગદર્શન તો હવે ઠીક છે! આપ જેવાં ઠરેલ અને અનુભવી માર્ગદર્શક અમને મળ્યાં છે, એ અમારા આશ્રમનું સદ્‌ભાગ્ય છે. તમારો આગ્રહ છે તો હું ના પાડતો નથી. ભલે આવીશ.'

બીજા રવિવારે આશ્રમના કંપાઉન્ડમાં આલીશાન મંડપની નીચે માનવમેદની જામી હતી. વધુ ભીડને લીધે કેટલાક તો કંપાઉન્ડના સળીયા ઝાલીને ઉભા હતા, તો કેટલાક રસ્તાનાં ઝાડો પર ચઢીને રસ લૂટવા તત્પર થયા હતા.

સુરેશ માટે પ્રમુખસ્થાનની રિવાજી દરખાસ્ત મૂકાઈ, ટેકો અપાયો ને સુરેશ પ્રમુખસ્થાને બેઠો. અશોકકુમાર ફેશનની રેશમી કફની સાથે કોઇ બંગાળી ગૃહસ્થ જેવો એનો દેખાવ હતો. શરૂઆતમાં સંસ્થાનો રિપોર્ટ વંચાયો, તેમાં પ્રેક્ષકોને ઝાઝો રસ ન પડયો. કેટલાક તો બગાસાં ખાતા હતા. જ્યારે જ્યારે પ્રમુખસ્થાનેથી કોઇ વાકય પર તાળી પડતી ત્યારે પેલા બગાસાં ખાતા પ્રેક્ષકો પણ ચોંકી ઉઠીને તાળીઓ પાડતા. એ રિપોર્ટનો નિરસ કાર્યક્રમ પૂર્ણ થયા પછી નાની બાલાઓનો નાચ આવ્યો તે પ્રેક્ષકોને ખૂબ ગમ્યો. ને પછી મોટી બાળાઓનું એક નાટક રજુ થયું. નાટકનું નામ હતું 'પ્રેમભક્તિ'. પ્રેમભક્તિમાં મુખ્ય કેરેક્ટર ભજવનાર જ્યોતિના અભિનય પર તમામ પ્રેક્ષકો આફ્રીન થયા! એનો અભિનય એકકી અવાજે વધાવી લેવાયો. ખુદ સુરેશ પણ જ્યોતિના અભિનય પર લટ્ટુ થઇ ગયો. જ્યોતિની ઉછળતી જુવાનીએ અનેકના દિલ ઝખમી કર્યાં. નાટક પૂર્ણ થતાં સુધીમાં તો અનેક પતંગીયાં એ જ્યોતિ-પર ઝંપલાવવા મનમાં મંથન કરી રહ્યાં.

ગંધરીંગ પૂર્ણ થતાં પ્રમુખને હાથે ઇનામો વહેંચાયાં. જ્યોતિને સુવર્ણચંદ્રક અપાયો. એ સુવર્ણચંદ્રક સુરેશ તરફથીજ અપાયો હતો. ચંદ્રક અર્પતાં સુરેશ બોલ્યો: 'જ્યોતિ, ખરેખર આપણા આશ્રમનું નાક છે! જે સમાજમાં આવાં રત્નો હોય તે સમાજનું ગર્વથી મસ્તક ઉન્નત કેમ ન થાય?' બસ આટલા શબ્દોથી તો જ્યોતિના ગાલ પર શરમના શેરડા પડયા ને તેનું રૂપ વધુ ખીલી ઉઠયું! સુરેશ તે રૂપના ઘુંટડા

તીરછી આંખે પી રહ્યો. ગ્રેધરીગમાંથી લોકો વિખરાઇ જતાં સુરેશે શાંતાબાઇને કહ્યું :

'જરાક ખાનગી કામ છે !' સુરેશ અને શાંતાબાઇ ઓફિસ રૂમમાં ગયાં. સુરેશે શાંતાબાઇને કહ્યું :

'એ બાઇ કોણ છે ? આપણા આશ્રમમાં ક્યારથી આવી છે ? મને તો ખબર પણ નથી !'

'એ બાઇ એક ગરીબ પણ ખાનદાન કુટુંબની કુલવધુ છે. ગૃહકલેશ અને ગરીબાઇના દુઃખથી કંટાળીને એનો પતિ ક્યાંક પાંચ વરસથી ચાલ્યો ગયો છે. વહુને કપગલાંની ગણીને સાસુએ ખુબ સીતમ વરસાવ્યો, સાસુ પણ બે વરસ થયાં ગુજરી ગઇ. ગરીબ બિચારી જ્યોતિ સીવી સાંધીને સસરાનું પેટ ભરતી હતી; તે સસરો પણ છ માસથી ગુજરી જતાં ઘરમાં એકલી પડી શું કરે ? જેથી અંતે ત્રણ માસ થયાં આપણા આશ્રમમાં 'ભરત ગુંથણ' અને 'સંગીત' શિક્ષિકા તરીકે એને રાખવામાં આવી છે. આપ તો કશ્મીર ગયા હતા એટલે શી રીતે જાણો કે એને ક્યારે રાખી ? પણ બાઇ ઘણી ઠરેલ છે. રૂપ અને ગુણ સાથે ઠરેલપણું એ આ જમાનામાં તો દુર્લભ છે.'

"બસ, એણે નાટકમાં તો કમાલજ કરી છે. હું ધારૂં છું કે સંગીતની અલૌકિક બક્ષીસ અને રૂપની દિવ્ય પ્રભાથી એ ધારે તો સીનેમામાં હજારોનો પગાર મેળવી શકે ! પણ ક્યાં આ અણમોલું રત્ન અને ક્યાં સીનેમાની ગંદી સૃષ્ટિ ?...પણ...હા...આ, એક વાત કહું, એના સારા ગુણોની છાપ મારા બાબા પર પડે એ માટે એવી એકાદ ઠરેલ આયાની મને જરૂર છે. આપ જ્યોતિને એ માટે ન સમજાવી શકો ?"

અનુભવી શાંતાબાઇએ પગથી માથા સુધી સુરેશને નિહાળીને ધીમેથી કહ્યું :

'પણ આપ જુવાન છો, એય જુવાન છે. લોકો શું કહેશે ?'

'લોકો ઝખ્ખ મારે છે ! મને મારા આત્માપર પૂરો વિશ્વાસ છે ને જ્યોતિની આંખ ઉપર પણ.'

'ઠીક છે હું તેને પૂછી જોઇશ. હા...આ, પણ બાબાને માટે આયા રાખવા કરતાં બીજું લગ્નજ કરી નાખોને ?'

'ભલે હું સુધારક છું પણ મારી સ્વર્ગસ્થ પત્નિના આત્માને છેહ દઇ શકું એમ નથી ! વળી અપરમાતા કરતાં જ્યોતિ જેવી નિર્મળ જ્યોતિ સમ આયાના હાથમાં બાબો વધુ સારી રીતે ઉછરી શકે. હું તમારી મુંઝવણ જાણું છું. જુવો, જ્યોતિને માટે અલગ નિવાસ અને ખાવાપીવાની બધી જોગવાઇ મારા તરફથી થશે ને માસિક ૨૦૦ રૂપિયા આપીશ. ને જો મારામાં વિશ્વાસ હોય તો માનજો કે હું એના સંસર્ગમાં બનતાં સુધી એકાંતમાં નહિજ અવું, 'સંજોગનો ભોગ' એવાં અનેક પુસ્તકો મે વાંચ્યાં છે ને વાતો સાંભળી છે. માટે નિશ્ચિતપણે તમે તમારે જ્યોતિને સમજાવશો.'

બીજે દિવસે શાંતાબાઇએ જ્યોતિને સમજાવી આશ્રમના ભલા ખાતર પણ જ્યોતિ, સુરેશના બાબાની આયા બને તો ઠીક, એવી વ્યવહારી દલીલે જ્યોતિ કબુલ થઇ, સુરેશ તરફથી આશ્રમને ઘણી રોકડ મદદ મળતી હતી, જેથી શાંતાબાઇથી સીધી રીતે ના પડાય એમ ન હતું. વળી જ્યોતિના ઠરેલપણાંની અને સુરેશના આત્મસંયમની પણ એને પૂરી ખાતરી હતી.

ત્રીજે દિવસે તો જ્યોતિ, સુરેશના બાબાની આયા બનીને તેને બંગલે રહેવા ગઇ. એને માટે એક સુંદર ક્વાર્ટર અલગ અપાયો. થોડા દિવસમાં તો બાબો, જ્યોતિનોજ પુત્ર હોય તેમ હળી ગયો. જ્યોતિ પણ એને પુત્રની જેમ મમતાથી રાખતી. સુરેશ વારંવાર જ્યોતિના ઓરડામાં જઇ બાબા વિષે વાતો કરતો. કોઇવાર જ્યોતિને પોતાના ડ્રોઇંગરૂમમાં 'ચાહ' પીવા બોલાવતો. સુરેશના નિખાલસ પ્રેમે જ્યોતિનો સંકોચ પણ દૂર થયો.

પરિચય વધતાં અંતર ઓછું થયું. અને અંતરની નિખાલસતાએ મિત્રતાનું રૂપ પકડયું. બંનેએ હદમાં રહીનેજ વર્તવા માંડયું. એક દિવસ સુરેશે જ્યોતિને કહ્યું :

'જ્યોતિ, તમારા ગળાનો લાભ ગેધરીંગમાં ઉઠાવ્યા પછી એવું સદ્-ભાગ્ય ફરીથી સાંપડ્યું નહિ ?'

'સદ્ભાગ્ય તે કંઈ વારેઘડીએ સાંપડતાં હશે ?' જ્યોતિ બોલી :

'જો આપને વાંધો ન હોય, ને ક્ષોભ કે સંકોચનો પર્દો આડે ન આવતો હોય તો એકાદ...'

'ગીત સંભળાવું, એમજને ?'

'હાસ્તો !'

'નાસ્તો કર્યો કે એમને એમજ હાસ્તો ?'

'પેટની ભૂખ મરી ગઈ છે ! હા, આત્માની ભૂખ ઉઘડી છે અને તેનો ખોરાક શું તે તો આપ જેવાં વિદુષિ સન્નારીથી અજાણ્યું નહિજ હોય?'

'આત્મા અને પરમાત્મા તથા આપ અને પાપની વાત છોડી સીધે સીધુંજ કહી ઘોને ? હું વયમાં તો આપથી નાની છું પણ આપનું સંબોધન ઘટે કે ? સરકારી તુમારબાજીથી આપ વાકેફ નથી ?'

'સરકારી તુમારબાજીથી તો વાકેફ હતોજ પણ હવે આપની દલીલબાજીથીય વાકેફ થયો. હા...આ, તો હુકમ નહિ પણ આપ સર-કારની સેવામાં વિનંતિ છે કે એક......!'

'તમાચો મારો એમજને ?'

'એવા નાજુક તમાચા તો કોઈ ભાગ્યશાળીના ભાગ્યમાં હોય ! પણ હવે સંગીત સંભળાવવું છે કે સત્યાગ્રહ આદરૂં ?'

'ના, ના. ત્યારે તો પછી મારે ન છૂટકે લાઠીચાર્જ કરવો પડશે !'

'જ્યોતિ, જો તમે વકીલાતની પરીક્ષા પાસ કરી હોત તો શહેરના બધાય વકીલોને તમારાથી હારવું પડત !'

'એટલે એમ કે આપ હારી ગયા છો ને મારો વિજય થયો છે; તો બસ વિજયની ધૂનમાં સંભળાવું છું. હા...આ, પણ મને આજકાલનાં પેલાં સીનેમાનાં ગાયનો 'તુમ્હીને મુજકો પ્રેમ શીખાયા !' જેવાં તો આવડતાં નથી !'

'જે આવડે તે ગાઓ. નાજુક ગળું ને સુંદર હોઠમાંથી જે નીકળે તે સુંદરજ હોય, રસદાયકજ હોય.'

'હવે ગાતાં પહેલાં ભાટાઈ જવા દોને?'

'તો તમે પણ મહાન ઉસ્તાદોની જેમ માન ખાવાનું છોડી દોને?'

અને જ્યોતિએ શરૂ કર્યું. 'બંસીવાલા આ જારે મોરે દેશ!' ગાયન અને ગળાની એકતાનતાએ હૃદય અને આંખોની ઉર્મિએ બંગલાનું વાતાવરણ સંગીતથી ભરી દીધું. સુરેશ એ રસસાગરમાં ગોથાં ખાવા લાગ્યો, ગાયન પૂર્ણ થતાં સુરેશ, ધીમેથી બોલ્યો, 'જીંદગીમાં પહેલીજવાર આત્માની ભૂખ ભાંગી! હવે તો રોજ ને રોજ ઉપવાસ નહિ કરાવોને?'

'એટલે રોજ ને રોજ ગાવાની વેઠ!'

'આને તમે વેઠ કહો છો? આત્માદ્વારા પરમાત્માની સીડીને વેઠ કહો છો?' અને પછી તો જ્યોતિની એ ગાયનની પોતાના એક ગ્રામોફોન કંપનીવાળા મિત્રની મારફતે ફક્ત એકજ રેકૉર્ડ ઉતરાવી પોતાની પાસે રાખી.

આમ રોજ રોજની નિર્દોષ મુલાકાતો અને સંગીતદ્વારા વધુ ને વધુ હૃદય નિકટતા સાંપડતી ચાલી. રોજ એકવાર જ્યોતિની પેલી રેકૉર્ડ સાંભળે ત્યારેજ સુરેશને શાંતિ વળે! બાકી તો ઘડીવાર પણ જ્યોતિથી અળગો ન રહેતો. શ્રાવણની ઘટાએ આકાશમાં વ્યાપી હતી. જ્યોતિ સવારમાં સ્નાન કરી વાળ ઓળતાં લુકીંગ ગ્લાસમાં જોઈને કંઈક ગણગણી રહી હતી. શ્રાવણની ઘટામાંથી દેખાતા ચંદ્રની જેમ કાળા વિખરાએલા વાળોમાંથી એના મુખચંદ્રનું દર્શન કરતાં મુનિઓ પણ ચળી જાય ને તપ ભંગ કરે એવું અત્યારે એનું રૂપાકર્ષણ જામ્યું હતું. કોઈ કવિ કે કલાકારની પ્રેરણામૂર્તિ જેવી આબેહૂબ ભાસતી હતી. સુરેશ નિર્દોષ ભાવે જ્યોતિના ઓરડાના ઉંબર દ્વાર પર આવ્યો. રૂપના અંબારે તેને સ્હેજ ભડકાવ્યો. જ્યોતિના મુખમાંથી સહસા ગણગણાટમાંથી સંગીતના સ્પષ્ટ સૂરો વહેવા લાગ્યા. દર્દભર્યા સૂરોએ સુરેશ વધુને વધુ બેચેન બનતો ગયો.

**'મોહે પિયા મીલનકી આશ રે!'**

ધીરે ધીરે સંગીત વધુ ને વધુ ઘેરૂં વાતાવરણ જમાવતું ગયું. શ્રાવણની દિલખુશ હવાએ જ્યોતિનું રૂપ વધારી દીધું હતું. સૌંદર્ય અને સંગીતે સુરેશનું ભાન ભૂલાવ્યું. કેટલાય દિવસનો ભારેલો અગ્ની જાણે એકજ ફુંકથી ભડકી ઉઠયો! સુરેશ એકદમ જ્યોતિની પાસે પહોંચી ગયો.

જ્યોતિ સુરેશના અચાનક આગમનથી ભડકી ઊઠી સુરેશ બોલ્યો, 'જ્યોતિ! જ્યોતિ! આપ ખરેખર અવનિ પરની અપ્સરા છો! મારી એક વાત માનશો?' 'જ્યોતિ, સુરેશના હૃદયની વ્યંકુળતા સમજી ગઇ.

'પછી કોઇ વાર કહેજો; પણ એટલું ભૂલશો નહિ કે હું પારકી સ્ત્રી છું!' સુરેશનો નશો ઉતરી ગયો. પોતાની જાતને સંભાળી લેતાં બોલ્યો.

'જ્યોતિ, હજુ તેં મને ઓળખ્યો નથી? મારી વાત તેં સાંભળતા પહેલાં શો અભિપ્રાય બાંધ્યો? હશે, પણ તો પછી તમારા પતિને શોધી કાઢવાના પ્રયત્નો કાં કરતાં નથી.'

'શોધ કરાવીને ને રાહ જોઇ જોઇને તો થાકી ગઇ!'

'શું તે આ અવનિ પર......'

'હા જીવતા છે એમ મારૂં મન સાક્ષી પુરે છે.'

'તો પછી હિંદુસ્તાનના બધાંય પેપરોમાં જાહેરાત કરી તેમનો પત્તો મેળવોને? ચાલો, હુંજ એ બાબતનો પ્રબંધ કરીશ.'

પછી તો હિંદના એકેએક પેપરમાં સુરેશે, જ્યોતિના પતિ વિષે શોધખોળની જાહેરાત કરવા માંડી. સુરેશ અંદરખાને ચાહતો હતો કે 'તે બિચારો પૃથ્વી પર હયાત જ ન હોય તો સારૂં?' બે ત્રણ માસ સુધી જાહેરાત થઇ પણ પત્તો ન લાગ્યો. જ્યોતિ વધુ નિરાશ થતી ચાલી, તેમ તેમ સુરેશનું અંતર આનંદથી નાચવા લાગ્યું.

એક વેળા જરા વહેલી સવારે સુરેશ જ્યોતિના ઓરડા તરફ ગયો. એનો વિચાર ઓરડામાં પ્રવેશ કરવાનો નજ હતો. કારણ કે એ જાણતો હતો કે જ્યોતિ હજુ નિત્યકર્મથી પરવારી નહિ હોય! તે બાગમાં સીગારેટ પીતાં પીતાં આંટા મારતો હતો, અને મનમાં જ્યોતિ સાથે પુનર્લગ્નની વાત કેમ આરંભવી તેની ગોઠવણ કરતો હતો! 'આટલા દિવસથી જાહેરાત થવા છતાંય પત્તો નથી તો ચોક્કસ એ સ્વર્ગે સિધાવ્યો હશે? એ કેવો મૂર્ખ માનવી હશે? આવી ચંદ્રમુખી ચતુરાને ત્યાગીને એ શા માટે ગયો હશે? મૂઢ અરસિક! જરૂર તે જીવતો તો નહિ જ હોય?'

એટલામાં એના કાને કોઇ પુરૂષના શબ્દો પડયા. જ્યોતિ તેની સાથે વાતો કરતાં ખિલખિલાટ હસતી હતી. બંને પ્રેમી વાર્તાલાપમાં મશગુલ હતાં.

સુરેશ ચોંક્યો ને ઉંચી એડીએ બારીમાંથી જોઇ ખાતરી કરી. જ્યોતિને પરપુરૂષના બાહુપાશમાં જોઇ સુરેશના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે ધમધમ કરતાં પોતાના ડ્રૉઇંગરૂમમાં ગયો ને પેલી રેકૉર્ડ બહાર કાઢી તેને પગ નીચે કચડતાં બોલ્યો.

'સુંદર નારી અને નાગણ એનો ભરોસો નહિ! કોને ખબર હતી કે જ્યોતી આવી બે........!' એટલામાં બારણું ઉઘડયું ને જ્યોતિ એક ચશ્માધારી સુકલકડી શરીર પણ તેજસ્વી ચહેરાવાળા યુવાન સાથે સુરેશના દીવાનખાનામાં આવી અને આવતાં જ બોલી.

'સુરેશભાઇ!' મારૂં વર્ષોનું તપ ફળ્યું, આપની મહેરબાનીથી મ્હારા...'

'કોણ?'

'જેની તમે છાપામાં શોધ કરાવી હતી તે વીસમી સદીના બુધ્ધુ દેવ!'

'અહો! કોણ હરિશભાઇ! તમે પણ જબરા હઠાગ્રહી આ બિચારાં જ્યોતિ બ્હેન......!'

'એ બધી આભાર વિધિ પછી થશે પહેલાં જરા ચાહ, નાસ્તો લ્યો; ક્યારે આવ્યા તે કહ્યું પણ નહિ? જ્યોતિ બ્હેન આવી જુદાઇ?'

'મોડી રાતે બારણું ઠોકતાં આવ્યા તે આપને ઉંઘમાંથી ઉઠાડીને શું કહું? હીમાલયમાં જઇ તપ કરવાને બદલે અલ્હાબાદની કોઇ બેંકમાં કારકુનગીરી કરતા હતા, ત્યાંથી આવ્યા છે. હવે તો આજે રાતની ગાડીમાંજ અલ્હાબાદ જઇશું. રજા માગવાજ આવ્યા છીએ!'

'અરે! એમ તે થાય? હરિશભાઇનો થાક તો ઉતરે?'

'પણ આ આપના પગ આગળ રેકૉર્ડના ટુકડા કેવા?'

'એ તો પેલી આપની રેકોર્ડ હાથમાંથી પડી જતાં તૂટી ગઇ!'

'તો ભલે એ ટુકડાજ સંભાળી રાખશો. મારી એટલીય યાદ આપની પાસે જળવાય રહે તો બસ છે!' આમ કહી રજા માગી, જ્યોતિ તેના પતિ સાથે મુસાફરીની તૈયારી કરવા ચાલી ગઇ. અને સુરેશ રેકૉર્ડના ટુકડા ઉઠાવી છાતી સાથે ચાંપી 'એ રેકૉર્ડના ટુકડા નથી પણ મારા હૃદયના ટુકડા છે!' એમ બોલી આરામચેરમાં પટકાઇ પડયો.



# ઇદ કે મહોરમ ?

"ઉંઘો છો કે ?" તેમણે ઉંઘમાં પાસું ફેરવતાં પૂછ્યું.

"ના. લેખકોના નસીબમાં નિરાંતની ઉંઘ હોય જ નહિ ! પલંગના માંકડોની જેમ છાપાંના તંત્રીઓ અમને નિરાંતે ઉંઘવાજ દેતા નથી ! ઇદ આવી કે ખાસ અંક માટે ઘોંચ પરોણુ કરે ! જન્માષ્ટમી આવી, દશેરા આવ્યો, દિવાળી આવી કે એમણે ખાસ અંક માટે આમંત્રણનું તીર ફેંકયુંજ છે ! અરે ! એ લોકો તો મહોરમ કે હોળી ઉપર પણ ચૂકતા નથી ને ?"

"તે શું ઝખ્ખ મારવા લેખક બન્યા ? બકાલાની દુકાન કાઢવી હતી ! તમારા કરતાં તો પાડોશવાળો પસવો કાછીયો સારૂં કમાય છે ! એક વરસમાં તો એણે એની ઘરવાળીને બે હજારના દાગીના ઘડાવ્યા ને તમે તો મને છેક બાવી જેવીજ રાખી !"

"ભણેલા, સુધરેલા, સંસ્કારી માણસો દાગીનામાં માનતા નથી. અણુઘડ બૈરાંજ દાગીનાનો ભાર ઉઠાવીને રાચે છે, ને નાત જમાતમાં નાચે છે !"

"કોણે કહ્યું કે અભણ બૈરાં નાચે છે? અરે! તમારી ભણેલી ગણેલી બૈરીઓ જ આજકાલ સ્કૂલ ગેધરીંગ અને ફંડફાળાને નામે નાચીને, નાટકો ભજવીને નામ કાઢે છે ને?"

"એ તો એક આર્ટ છે આર્ટ! તમારા જેવી એક બે ચોપડી ભણેલી, દસ બાર પોરીયાંની માતાથી એ આર્ટ અને કલા નહિ સમજાય!"

"અરે! એ તમારી કળા ગઇ ચૂલામાં! એ તમારી કળાવાળીઓને ચૂલોજ આવતો નથી ને? આખો દહાડો સારાં સારા સિનેમાની એકટ્રેસો જેવાં લુગડાં પહેરીને પફ પાઉડર ને લીપસ્ટીક લગાડીને પારકા ભાયડાઓ સાથે અલક મલકની વાતો કરતાં ફર્યા કરવું એમાંજ તમારી ભણેલીઓની કલા આવી ગઇ છે ને? એવી રખડેલ ઢોર જેવી ભણેલી કરતાં અમારા જેવી ઘરમાં રહીને ઘરને જાળવીને બેસી રહેનારી ઘરરખુ બૈરીઓ શી ખોટી?"

"ખોટી તો નહિં, પણ......!"

"તોએ તમારૂં પણ ને બણ પડતું મેલીને એવી એકાદ ભણેલી ગણેલીનેજ ઉઠાવી લાવોને?"

"સવાલ તો મુદ્દાનો છે. આજકાલ ઘણા ભણેલા ગણેલાઓ એવું કરે છે; પણ......"

"વળી પાછું પણ આવ્યું?"

"આવે જ? આ બાર જીવોનું તો પુરૂં થતું નથીને તેરમું પ્રાણી આ સંગ્રહસ્થાનમાં વધારો કરવા શી રીતે આણું?"

"કંઇ નહિ, આ બધાંને અનાથાશ્રમમાં પધરાવી દેજોને? નવું ઘર માંડવું હોય તો આગળ પાછળનો વિચાર કરવાની જરૂર પણ શી છે?"

"કેમ નહિ? અમે વિચાર ન કરીએ તો કોણ કરે? અમારા વિચારો ઉપર, અમારી કલમ ઉપર તો સમાજ અને દેશના ભાવિનો આધાર છે!"

"વાહ, જાણે મોટા લીડર ના જોયા હોય તો ? ઘરવાળીના હાથમાં તો એક વાલની વીંટીય નથી ને સમાજ તથા દેશને દોરવવા તૈયાર થયા છે ? ખરેખર ! તમારા જેવા લેખકોની હાલત તો ગાડા નીચે ચાલતી કૂતરી જેવી ગણાય !"

"મારા સહવાસમાં હવે તમે પણ ઠીક ઠીક જીભ ચલાવવા માંડી છે ને ?"

"એ તો કોઇની કલમ ચાલે તો કોઇની જીભ ચાલે ! પણ હવે મહેરબાની કરીને આવો કલમને વેચવાનો ધંધો પડતો મૂકો. વિદ્યાને વેચવાથી જ આપણું ઉંચું આવતું નથી !"

"વકીલો વિદ્યા વેચે છે. દસ્તાવેજ લખનારા વિદ્યા વેચે છે, નાટય-કારો વિદ્યા વેચે છે,સીનેમા લેખકો વિદ્યા વેચે છે સંપાદકો વિદ્યા વેચે છે; પ્રોફેસરો વિદ્યા છે; તો તેમનું કેમ ભલું થાય છે ને આપણું કેમ ન થાય ?"

"એ બધાય તમારી પેઠે ઝખખજ મારે છે ને ? તમારા એક એલ. એલ. બી. પાસ થઇને તવાઈ ગએલા વકીલ કરતાં તો અભણ દલાલો વધુ કમાય છે ! તમારા પ્રોફેસરો કરતાં તો જુના પુરાણા તાર કસબવાળા જુસબભાઈ વધુજ કમાય છે ! માટે હું તો કહું છું કે......!"

"આ ધંધો છોડી દઇને 'જુના પુરાણા' 'તાર કસબ'નો ધંધો કરૂં એમજને ?"

"તો આ રોજની ભેજાં દુઃખણ કરતાં તે ધંધો શો ખોટો છે ?"

"બેગમ સાહેબ, કલમની કીંમત, ઝાડુ હાથમાં પકડનારથી ન સમજાય ! મોટા મોટા તલ્વારધારીઓ પણ કલમથી રાંક છે !"

"એવું ભાષણ બીજાં કોઈને સંભળાવજો ને કાલથી ઝાડુ વાળનારી રાખી લેજો ! મોટું ઈજ્જતદારનું પૂછડું ના જોયું હોય તો ! કાલે ઊઠીને ઇદ માથા પર આવી છેને મારાં ને છોકરાંના લુગડાંનું તો ઠેકાણું નથી!"

"અરે! મુન્શીગંજ જિલ્લામાં તો લોકો નગ્ન ફરે છે; હજી તેવું તો નથી? બજારમાં લુગડાંનો કેવો દુકાળ પડયો છે; તે બેગમ સાહેબને ક્યાંથી ખબર હોય?"

"અરે! જાવ, કોને બનાવો છો? આ બધાં બૈરાં ક્યાંથી લુગડાં લાવતાં હશે? એ તો તમે ને તમારા ભાઇ ઓલ્યા પેપરવાળા એ બધાય જુઠ્ઠા! લોકો નગ્ન ફરે તો પોલિસવાળા તેમને પકડીને જેલમાં ન બેસાડે કે?"

"પોલિસ, તમારા જેવી કમઅક્કલ નથીને? લુગડાં તથા બે ટંક ખાવાનું તો જેલમાંય આપવું પડેને?

"એ તમારી બધી ફિલસુફી કોઇ સભામાં કે, લેખમાં વધારજો; અમારે તો કાલે ને કાલે ઇદનો સરંજામ જોઇએ!"

"પણ તે લાવશે ક્યાંથી?"

"જહન્નમમાંથી!"

"ત્યાં પણ આજકાલ સ્હેલાપથી જઇ શકાતું નથી!"

"ત્યારે પરણ્યા હતા શું ઝખ્ખ મારવા?"

"ઝખ્ખ મારી તે મારી; હવે કંઇ મારી તે ન મારી થવાની છે!"

"આ તમારાં, ઇદને દિવસે મારો જીવ ખાશે તે? લોકોનાં છોકરાં, સારાં સારાં લુગડાં પહેરે ને આપણાં છોકરાં તેમનાં મોઢાં જોયા કરે? બળ્યું. આખી ધાડની ધાડ છે; નહિતર પીયરમાં જઇનેજ ઇદ ઉજવત!"

બહુ સારું હવા ફેર થશે, ને આ રેશનીંગના સમયમાં ચોટ લા. દિવસનું અનાજ પણ બચશે!"

"લ્યો, ભાઇ સાહેબને કંઇ છે? આગળ બેઠે ધરાર ને પાછળ બેઠે ઉલાળ! તમારી છાતીની સામે રહેતાં કોણ ના પાડે છે! પીયર જાય મારી બલારાત! ને રેશનીંગમાં પુરૂં ના થતું હોય તો પેલા હરિશ્ચંદરની

ગ્રીસમમાં તેણે ઐરી છોકરાંને વેચ્યાં હતાં તેમ તમેય અમને ઉભે બજારે વેચી દોને ?"

"એમ કરવામાં ફાવું તેમ નથીને ? બાર-પંદર પોરીયાંની માને તો કોઈ રાખેજ નહિ ને આ ખાઉધરા બાળકોને રાખીને પણ કોઈ શું કાંદા કાઢે ? આ રેશનીંગના જમાનામાં કાલનો દુકાળ આજે લાવવાનું સાહસ કોણ કરે ?"

"આવી તમારી આડીઅવળી વાત જવા દો ને સાફ સાફ જણાવી દો કે ઇદ માટે કંઇ લાવવું છે કે નહિ ?"

"લાવવાની હોંસ કોને ન હોય ! પણ આવા દુકાળમાં અધિકમાસ જેવા સમયમાં તે ઇદ ઉજવવાની હોય ? કડકા કડકીમાં રોજની મોહરમ હોય ત્યાં ઇદનાં ભજીયાં કરવાનાં બેગમ સાહેબાને કોડ છે ! જાણો છો કે બંગાલમાં ૩૦ લાખ માણસો ભૂખથી મરી ગયાં છે. અને આપણે કયા મોઢે ઇદ ઉજવીએ ?"

"એટલે તમે શું એમ કહેવા માગો છો કે બંગાલમાં ૩૦ લાખ મરી ગયાં તો આપણે પણ તેમની પાછળ ગમમાં મરી જવું ? મોટા લાગણીવાળા ન જોય હોય તો, પરમ દિવસે તો દોસ્તોમાં મફતની ઉજાણી કરવા ગયા હતા. ફક્ત સારૂં સારૂં ખાવા ખાતર તો જ્યાં હોય ત્યાં મુશાયરામાં જાઓ છો ને વળી અમને દમ ભરાવો છો ? ભાઇ સાહેબ બ્હાર જઇને દિવાળી ઉજવે ને ઘરવાળાં ભલે હોળી ઉજવ્યા કરે !"

"આ ટગ—ઑફ—વૉર, હજી વધુ લંબાત પણ એવામાં ટપાલીએ પોક મૂકી, ના-બૂમ પાડી ! "તમારો મનીઑર્ડર છે." નરસિંહ મહેતાના મામેરામાં જેમ ભગવાને હુંડી મોકલાવી હતી. તેમ કોઇ સંપાદકે લેખનો પુરષ્કાર મોકલાવ્યો હતો.

"ભલા હાથમાં આવ્યા છો !"

"પણ પચ્ચીસ રૂપરડીમાં તે શી ઇદ ઉજવાશે ?"

"કાંઇ નહિ એટલાને તો ઠેકાણે પાડી આવો વળી કાલે બીજો કોઇ ઈદ કે દિવાળી અંકવાળો જાગશે."

"ભલે કહો શું શું લાવવાનું છે?"

"ત્રણ છોકરા માટે ટોપીને જોડા તથા એક એક જોડ કપડાં. પાંચ છોકરીઓ માટે ઓઢણી ને ઇજાર તથા કુરતાનું કપડું અને ચંપલ જોડ પાંચ. મારા માટે એક જોડ કપડાં, અને બીજું બધું તો ઇદના એક બે દિવસ અગાઉ થઇ રહેશે. હા...આ, અધમણ એકની સેવ, ને થોડાક પાપડ કરાવવા પડશે!"

"હજી કંઇ બાકી છે?"

"ઘણુંય બાકી છે; પણ તે ઇદથી બે દિવસ પહેલાં થઇ રહેશે!"

"થઇ તો રહેશે પણ શાનું થઇ રહેશે? કાપડીયાને, મોચીને, એ બધાય શું મારા કે તારા સગા લાગે છે કે આપી દેશે? તમે જેટલી યાદી આપી તે પુરી કરતાં આજે સ્હેજમાં, દોઢસો-પોણીબસો ખર્ચ થાય એમ છે, ને આપણી પાસે તો ફક્ત પચ્ચીસ રૂપરડી છે!"

"તો લ્યો. આ મારી એક છેલ્લી ચુડી છે તે વેચી લાવો; કંઈ ઈદ કર્યા વગર તે ચાલે?"

"સૌભાગ્યની છેલ્લી નિશાની પણ રહેવા દેવી નથી! શું હુ મરી ગયો છું કે તું હાથ બાંડા કરવા તૈયાર થઇ છે?"

"ઇદ જેવા એક નાના સરખા તહેવારને તમે મરદ સરખા મરદ થઇને; હિમાલયનો પહાડ ઓળંગવા જેવું મુશ્કેલ કામ સમજી બેઠા છો; પછી હું તમારી રોતી સુરત જોઇને, છતાં ધણીએ વિધવા જેવી દેખાવાનો પ્રયત્ન કેમ ના કરૂં?"

"ચાલ ભાઈ, તું છેક છેલ્લે પાટલે બેસે છે તો કોઇની પાસેથી ઉધાર-ઉછીના કરીને ગબડાવીશું પછી કાંઇ?"

"જો આવું પહેલેથી કહ્યું હોત તો; આટલી બધી માથાકુટ તો ન કરવી પડત ને ?"

"માથાકૂટની અહીં ક્યાં નવાઇ છે ? દિવાળી જેમ નજીક આવશે તેમ તેમ માથાકૂટ વધવાની. ચાલો હવે આપ ચૂલામાં જાવ ને હું લેખ લખવાના કામમાં પડું છું !"

"શું કહ્યું ! ચૂલામાં જાવ ?"

"ના, રસોડામાં. પણ હવે જલ્દી સિધાવોને."

તે ગયાં ને હું લેખન કાર્યમાં પડયો. કડકાઇમાં કલ્પના પવનવેગે આવે છે. હું ઝપાટાભેર પાનાં પર પાનાં ઢસરડી રહ્યો હતો ! ઢસરડવાનું એટલા માટે કહું છું કે પ્રેરણાના વેગને કલમની ગતિ પહોંચી શકતી ન હતી.

વિષય પૂરપાટ આગળ વધ્યે જતો હતો કે નાનો છોકરો બ્હારથી અંદર લેંઘીનું નાડું ઝાલીને આવ્યો ને બોલ્યો.

"બાવાજી નાડું બાંધી દયો !"

"જા તારી મા પાસે બંધાવી લે !"

એટલે તે અંદરથી બોલ્યાં.

"મ્હારે, ચૂલા પર કઢી ઉભરાઇ જશે !"

"લાવ ભાઇ ત્યારે હું બાંધી દઉં !" તેને નાડું બાંધીને બ્હાર મોકલાવ્યો; એટલામાં તો તે પુનઃ ભેંકડો તાણતો ઘરમાં પધાર્યો.

"હેં...એં...એં ! ચકલડી ડેવારો, ચકલડી ડેવારો !" બસ થઈ રહ્યું. મેં કલમ પટકીને એને ચકરડી અપાવવા બ્હાર જઇને ચકરડીવાળીને બૂમ પાડી. તે આવી. "એય, ચકરડીનું શું લે છે ?"

"સાર દોઢીયાં બાપા !"

"એક પાઇની ચકરડીના ચાર પૈસા ?"

"બાપા, લડાઇને લીધે ઇ બધુંય મોંઘું દાટ થઈ ગીયુંસેને ?" મેં ચોરીયાંની પીઠ થાબડી ને ચકરડીવાળાને હાલી જવા કહ્યું. "ચાલ હું બનાવી

દઉં છું." અને પછી લેખ લખવાનું બાજુ પર મુકી ચકરડી બનાવવા લાગ્યો. એણે પુનઃ બમણા વેગથી ભેંકડો તાણ્યો.

"એવી ધોલી નહિ, મારે તો લાલ-પીલી જોઈએ!" એણે એવા વેગથી આરંભ કર્યો કે ઘોડિયામાં સુતેલા નાના જીવમાં પણ જીવ આવ્યો, ને તેણેય રેડીયો પ્રોગ્રામ શરૂ કરી દીધો! એટલે મિસીસનું ચઢી વાગ્યું.

"તમે તે કેવા છો? લખવાનું બળ્યું પડતું મૂકોને? ક્યારના શું તમાશો જોયા કરો છો? છોકરાનું ઘોડિયું ખેંચોને?"

"પલાળ્યું છે તે મુંડાવીશું જને!" ગુજરાતનો આ ભવિષ્યનો સાક્ષર કલમને બાજુએ મુકી એક હાથે ઘોડિયું ખેંચતો હતો ને બીજા હાથે પેલા ચકરડીના ચાહકની પીઠ પંપાળી તેને ઠંડો કરવાનો પ્રયત્ન કરતો હતો, કે બીજો વરઘોડો આવ્યો. વચેટ દીકરો, રાડો પાડતો આવ્યો; "ઓ બાપરે!"

"તારો બાપ હજી મરી નથી ગયો; પણ જીવતો છે! શાનો ં: પાડે છે?"

"પતંગ લૂંટતાં, પેલા કાલુમિયાંએ મારા હાથમાંથી દોરી ઝુંટવી લેતાં હાથ કપાઈ ગયો રે......એ......એ!"

"તેમાં રાડો શાનો પાડે છે? લૂંટવા ગયો તો કપાય પણ ખરો!" ગરબડ સાંભળીને અંદરથી કીકાની બા તેની મદદે દોડી આવ્યાં ને બોલ્યાં.

"શું કપાઈ ગયું છે?"

"આ તમારા અવળચંડા દીકરાએ દોરી લૂંટતાં હાથ કપાવ્યો!"

"એનો તો જીવ જાય છે ને તમે બાપ જેવા બાપ થઈને જોયા કરો છો?"

"તો શું હું પણ પોક પાડું!"

"માટીડા, બધાજ પત્થર જેવા સખત દિલના હોય છે! એને પાટો તો બાંધો!" પાટો તો બાંધવા ચીંથરાની શોધખોળ કરી તો તેય ન મળ્યું જેથી અકળાઈને એક જુનો પાયજામો વળગણીપર સુકાતો હતો તેના પાંયચાને ફાડીને પાટો બાંધ્યો, ને ઘરમાહ્ય દવાખાને જઈ ડાક્તર પાસે મલમ લગડાવી પુનઃ પાટો બંધાવ્યો.

આવીને જોઉં છું તો લખેલાં કાગળીયાંનીજ પેલા બીજા બારદાને ચકરડી બનાવી હતી! લેખની એવી હાલત થએલી જોઈને મારૂં મગજ પણ ચકરડી ખાવા લાગ્યું! લ્યો, કહો હવે આવા સંજોગોમાં ઈદઅંકમાં તે શું હું મારા બાપનું કપાળ મોકલું?

બિરાદરો! ભલે તમે મસ્જીદના મુલાં કે બાંગી બનજો; દરગાહના મુજાવર બનજો, મંદીરના બાવા બનજો; પણ મહેરબાની કરીને હરગીજ, હરગીજ, લેખક અને તેય ગુજરાતી ભાષાના લેખક તો બનશોજ નહિ; નહિતર તમારી આખી જિંદગી દિવાળીને બદલે હોળી જેવી; કે ઇદને બદલે મહોરમ જેવીજ વીતશે! અસ્તુ

# બાપુને ખુલ્લો પત્ર.

આજ કાલ ખુલ્લા પત્રો લખવાની પ્રથા કૂદકે અને ભૂસકે આગળ ને આગળ વધતી જાય છે. એ આગળ વધી વધીને ઠેઠ કાલાપાના દરિઆમાં જઈને પડે તે પહેલાં એનો લાભ મેળવીને કૃતાર્થ થાઉં એજ હેતુથી ખુલ્લો પત્ર લખવાને તૈયાર થયો છું. વળી બંધ પત્ર લખવામાં તો ઓછામાં ઓછો એક આનો અને છ પાઈ ખર્ચ લાગે અને ખુલ્લા પત્રમાં ટીકીટનો ખર્ચ લાગતો નથી તો આ કડકા કડકીના સમયમાં આર્થિક દૃષ્ટિએ પણ ખુલ્લો પત્ર વિશેષ ફળદાયિ છે. બંધ પત્રમાં ટપાલીને ટાંટીઆ તોડવા પડે છે અને વળી તેને એકજ માણસ વાંચી શકે છે ત્યારે ખુલ્લા પત્રને હજારો માણસ વાંચીને જ્ઞાન કે ગમ્મત મેળવે છે.

કોઈ ઘાંચીગોલાને ખુલ્લો પત્ર લખે છે, કોઈ કુંભાર કે હજામને લખે છે, કોઈ પોતાની પત્નિને ખુલ્લો પત્ર લખે છે તો કોઈ બટલર, બબરચી કે રામા, મોટીને ખુલ્લો પત્ર લખે છે, તો આપણે બાપુજીને ખુલ્લો પત્ર લખવા તૈયાર થયા છીએ. બાપુજી એટલે ગાંધીજીને ઉદેશીને લખું છું એમ સમજી કોઈ કોંગ્રેસમેને ઉંચા નીચા ન થવું. આ તો જેમ શાહનામાથી ફીરદોસી ચાચા, રોજ નીશિથી ખ્વાજા હસન નિઝામી સાહેબ, "મધર ઈંડીયા"થી

મીસ મેયો, રેંટીયાથી ગાંધીજી, લાંબી દાઢી અને ચોખુંટ લાંબી ટોપીથી પીર મોટામીયાં ને લાંબા ચિરૂટથી ચર્ચીલ સાહેબ પ્રખ્યાત થયા છે; તેમ સટ્ટાવાળાઓને નંબર આપવામાં બાપુજી ઝંડુશા વલ્દે ઝધડુશા પ્રખ્યાત થયા છે. તેમની ભારે સેવાનાં વખાણ કરવા ખુલ્લો પત્ર લખી રહયો છું. લેખક.]

બાપુજી ઝંડુશા ! આપ ગુજરાતમાં ભલે પધાર્યા આપના પધારવાથી ગુજરાત, કાઠિઆવાડમાં ધરેધર તંબુરા વાગતા થઈ ગયા છે. અસહકારની રેંટીયા પ્રવૃત્તિ કરતાં આપની તંબુરા પ્રવૃત્તિ દિનપ્રતિદિન આગળ વધતી જાય છે. આપણી એ ખૂશનસીબી છે કે તંબુરાને પ્રતાપે ભારતથી રૂઠેલા ભગવાન પાછા મનાઇ જશે. તંબુરા દ્વારાજ આપ તબલીગ કરવાની ધગશ રાખો છો એ આપની આત્મશ્રદ્ધા માટે અમને માન છે. બિચારા મવલવીઓ તબલીગને માટે કિતાબો ફેરવી ફેરવીને નાહક થાકીને ઠેં અને બોલી બોલીને એટલે કે વાઅઝો કરી કરીને ફેં થાય છે ! તિલાવતની જગ્યાએ તંબુરો પકડાવી આપે આપના મુરીદોનો રસ્તો સરળ કરી દીધો છે તેથી દિવસે દિવસે મુરીદોના લશ્કરમાં વિશેષ ભરતી થતીજ જાય છે.

ભીલ, વાધરી, કોળી, ઢેડ, ચમાર વગેરેને પણ મુરીદ બનાવી આપે અલૌકિક ઐકયતાનું ઉદાહરણ રજુ કર્યું છે. પચ્ચીસ છવ્વીસ વરસથી ગાંધીજી અને તેમના ગોઠીયા ઐકયતા માટે ધમપછાડ કરી રહયા છે; છતાં તેમનું કંઇ વળતું નથી અને આપે એ મહદ્ કાર્ય ધડીના છઠ્ઠા ભાગમાં પતાવી નાખ્યું છે ! ગાંધીજીની તકલી એક વરસમાં એમના શિષ્યો પાસેથી અદૃષ્ય થઈ ગઇ; ત્યારે આપના મુરીદોના મંજીરાનો રણુકાર ઉત્તરોત્તર વધતો જ જાય છે.

ઇબાદતના બધા રસ્તાઓમાં આપનો બતાવેલો રસ્તો સૌથી સહેલો છે એટલું તો દરેકને કબુલ કરવું પડશે. ફકત સવાપાંચ રૂપિઆની નિયાઝ હાસિલ કરી આપ મુરીદને ખુદાની સાથે મેળવી આપવાની કબુલાત આપો છો એ ઓછો આનંદનો વિષય નથી ! સસ્તામાં સ્વર્ગ અપાવવાની આપની કીંમતની કીંમત કોણ કરી શકે !

પેલા એક નાલાયક પેપરવાળાએ એવો ભીડો માર્યો હતો કે "આપ દરગાહ ઉપર મુરીદોને બતાવવા તિલાવત કરો છો તેમાં ઘણી વખત ઉંધો સીપારો આપના હાથમાં પકડેલો હોય છે! ભલે કોઈ અદેખાઈથી ગમે તેમ કહે પણ ઉંધા સીપારે કુરઆન ખ્વાની કરવી એ કંઈ જેવી તેવી પ્રેક્ટીસવાળાનું કામ નથી!

આપનો બબરચી ફરમાવે છે કે "આપ સીધે સીધા અરબી ખાનદાનમાંથી ઉતરી આવેલા છો એટલે અરબી ભાષા એ આપના બાપ દાદાની ભાષા હોવાથી એ આપને વારસામાં મળીજ હશે પછી અલેફનું નામ ભાલોએ ન આવડે છતાં કયો બેટી બાપ આપને અભણ કહેવાની હીંમત કરી શકે એમ છે!"

આપના લાખો મુરીદો તરફથી આપને જે મેહસુલ ભરવામાં આવે તે પૈસાનો આપ જે પરોપકારી કાર્યોમાં ઉપયોગ કરો છો તેને માટે તારીફ કરવાના શબ્દો મારી પાસે તો નથી જ. ચાંદરાત, જુમેરાત કે અગીઆરમીઓ ઉપર વરસમાં કેટલીએ વેળા ઓરસ ભરી આમ લોકોને સંત સમાગમનો લાભ આપો છો અને કબરમાં સુતેલા પીરોની રૂહને આનંદ પહોંચાડવા તથા પ્રેક્ષકોને સવાબે દારૈન હાસિલ કરાવવા ઓરસોમાં વારંવાર પેલી અત્રનિની અપ્સરાઓ યાને દુનિયાની હુરોને જમા કરી આનંદનો અખાડો જમાવો છો એ ઘડીભર સેકંડહેંડ જન્નતનો ભાસ આપે છે (!) આ રીતે એ પતિત બ્હેનોને રૂપિઆના ઢગલે ઢગલા આપીને તથા મુરીદો પાસે અપાવીને જે આનંદ માનો છો તેને પેલા કહેવાતા સુધારકો ભલે હસી કાઢે પણ અમે તો પરોપકારી દ્રષ્ટિએ વિચારતાં એ પતિત બ્હેનોને ઉદાર ભાઈઓ તરફથી અપાએલું મોસાળુંજ સમજીએ છીએ! અને અસહકારીઓની દ્રષ્ટિએ નિરખીએતો એ આપણી સ્વદેશી બ્હેનોનો ઉદ્ધાર કરવો એ આપણી ફરજ છે અને તે આપ બરાબર બજાવો છો તે બદલ કોંગ્રેસ આપનો આભાર માને છે!

દરગાહની આગળ થાંભલા ઉપર લટકાવેલી પેલી ટપાલના ડબ્બા જેવી લિલ્લાહ પેટીમાં પુરાએલા આત્મા વિષે અનેક ક્ષુદ્ર જીવો એક બીજાના કાનમાં ગુસપુસ કરે છે; પણ એવી ગુસપુસની દરકાર ન રાખતાં એ લિલ્લાહ પેટીના નાણાં બીજા બાપુઓના લાભાર્થે ગાંજો ભાંગ ખરીદવામાં વપરાય એ આપની મહેમાનદારી વખાણવા યોગ્ય છે! લિલ્લાહ પૈસાથી મદ્રેસા ખોલવા એતો ઉંચી ઇજારવાળા મુલ્લાંઓનું કામ! "બહુ પઢવા–ભણવાથી ઇન્સાન ખુદાને ભૂલી જાય છે! ભણેલા મનુષ્યોમાંથી કેટલાક નેચરીયા બની ગયા છે. અરબીમાં આગળ વધેલા કેટલાક મવલવીઓ વહાબી, કાદીયાની વગેરે બની જાય છે. વળી આજકાલ મવલવીયોના મસલા મસાઇલના ઝઘડાથી મુસલમાનોમાં અનેક પક્ષ પડયા છે એ બધું જોતાં બિલકુલ ઇલ્મથી અળગા રહેવું એમાંજ ઇમાનની સલામતી છે!" આપનો એ અભિપ્રાય "તરક્કીયે ઇસ્લામ" નામના પેપરમાં વાંચતાં ધન્યવાદનો ટેલીફોન કરવાનો વિચાર હતો પણ ખિસ્સામાં કબ્જનું રણ દેખાયું તેથી એ વિચાર માંડી વાળવો પડયો.

"તસ્બી તોડ, મુસલ્લા ફોડ
કિતાબેં ડાલ પાનીમેં;
રહે ઉમ્મી તો હરદમ
શાદ હોગા ઝીંદગાનીમેં!"

(નોટ–ફાડને બદલે ફોડ એ કાવ્યના પ્રાસ ખાતર વપરાયું છે.)

એ આપનો અણમોલ અભિપ્રાય લોકો અને કેળવણીખાતું સમજે તો મદ્રેસા ને નિશાળોનાં લશ્કરાંજ નીકળી જાય! જેથી સરકાર અને પ્રજાના લાખો બલ્કે કરોડો રૂપીઆ બચી જાય. અત્યારની આર્થિક ઉપાધીને ટાળવાનો આપનો આ ઇલાજ ખરે! એક આશિર્વાદ સમાન છે.

સાંભળ્યું છે કે હાતિમતાઇ અનેક હાજતમંદોના સવાલ પુરા કરતો હતો, તેમ આપના દરબારમાંએ આંક ફરકવાળા, સટ્ટાવાળા, રેસવાળાનાં

ટાળે ટાળાં આવે છે અને નંબરો મેળવી નસીબ અજમાવી આબાદ થાય છે (!) આપની આ સખાવત અને દરિયાદિલી જોતાં થોડાક દિવસો-માંજ હિંદનો દિ ફરી જશે એમ અનુમાન થઇ શકે છે. અમારૂં તો માનવું છે કે મીંડી, છક્કા, પંજામાં આપો દેશ અમેરિકાની બરાબરી કરી શકે તો કંઇ નવાઇ નહિ!

પતિત બ્હેનોની ઘરાકી વધે એટલા માટે તેમને લીલી દોરીનાં તાવીજ આપો છો એ આપની હમદર્દી માટે ભવિષ્યમાં પતિત બ્હેનોની પરિષદ ભરાય તો જરૂર તેમના ઉદ્ધારક તરીકે આપને સુવર્ણ ચંદ્રક અર્પવામાં આવે! જે બાનુઓને સંતાન પ્રાપ્તિ ન થતી હોય તેમને લાલ દોરીના તાવીજ આપો છો, અને કોઇ યુવતિને તેના ધણીને વશ કરવાનું મંત્ર શીખવો છો, તો કોઇ સામા માણસને કંઇ પણ નુકસાન થાય એ પ્રકારનું તાવીજ આપો છો એ આપના પરદુઃખભંજન પણાનું સર્ટિ-ફિકેટ નહિ તો બીજું શું?

શરીઅતના પુરાણા ફરમાનોને અભરાઇપર મૂકી આપ વીસમી સદીના સુધારા પ્રમાણે કિલનશેવ કરાવો છો એ માટે સુધારકોની એસો-સીએશન આપનો આભાર માને છે. બીજા બાપુઓ ભલે રેશમની કે મખમલની કફનીઓ પહેરે પણ આપ તો પરદેશી વસ્ત્રોનાં કડક અસ્રીદાર કોટ પાટલુન પહેરો છો, એ આપની બ્રીટન પ્રત્યેની વફાદારી બદલ ભવિષ્યમાં ખાન સાહેબનો ખિતાબ મળે તો ડીનર પાર્ટિમાં આ સેવકને ન ચુકશો!

આપ આટલું બધું કરી ચૂકયા છો તો થોડુંક આપના ધ્યાનમાં વધુ ઉમેરો કરવાની રજા લઉં છું. નાળિએર અને મલિદો ચઢાવવાની પુરાણી પ્રથાને ત્યાગિ તેને બદલે પાર્સીંગ શો, સેંટ, લવંડર એવું એવું આપને ઉપયોગી સાધન ચઢાવવાની મુરીદોને તાલિમ આપવી. કારણ કે એથીજ મુજાવરનો આત્મા પ્રસન્ન થશે અને મુજાવરનો આત્મા પ્રસન્ન થતાં પીરોને પણ પ્રસન્ન થવુંજ પડે!

સુધારકો, છાપાંવાળાઓ, મૌલવીઓ વગેરે માનવ પ્રાણીઓ સામેનો આપનો હંમેશનો મુદ્રાલેખ :

"ડંડા ઉંચા રહે હમારા;
ખોપરા ગંજા કરે તુમારા"

ખરેખર ! આપના વીરત્વની મારા મગજ પર છાપ પાડે છે અને તે છાપના આધારેજ કહું છું કે સ્વરાજની સરકારમાં જ્યારે નર્યાજ હિંદી લશ્કરની જરૂર પડે ત્યારે બાપુઓની બટાલીયને પ્રથમ પસંદગી આપવાની સ્વરાજના ભવિષ્યના પ્રેસિડન્ટને અમારી ભારપૂર્વક ભલામણ છે.

અત્યારે ભણેલા ભૂખે મરે છે અને અભણો ખુશીથી મહેનત મજુરી કરી પોતાનું પેટ ભરે છે. એ નજરે નિહાળી આપના મુરીદોને સદંતર અભણ રહેવાની ભલામણ આપો છો, એ ઘણી ઉપયોગી છે, આપને અને આપના વારસોને પણ ! છેવટમાં આપની અને આપની જમાતની તરક્કી થાય એવું ઇચ્છતો —આપનો

સેવક "એકાર"

---

# લડાઈમાં લાભ.

લડાઇમાં પણુ લાભ હોય છે એમ કહીએ તો સીધેસીધું તમારે ગળે નહિ ઉતરે; પણુ તમે જરાક મોહલ્લાના કોઇ લાંબા ડગલાવાલા ને મોટા પેટવાળા શેઠીયાને ખાનગીમાં પુછી જોજો કે લડાઇથી લાભ ખરો કે નહિ? એ લોકો તરત જ કહેશે કે શાંતિના ધોળાં બજાર કરતાં લડાઇના કાળાં બજારમાં ધૂમ કમાણી હોય છે ને કોઇ કોઇ અમલદારોનાં પેટમાં ય જે ફુગાવો દેખાય છે એ બધો પ્રતાપ લડાઇનો છે!

[ લેખક ]

ઉપરોક્ત હેડીંગ વાંચીને ઘણા વાંચકો ભેંસને જોતાં ઊંટ ભડકે તેમ ભડકી જશે કે વળી લડાઇમાં તે લાભ હોય? ન હોય તો લોકો ઝખ્ખ મારવા લડાઇની વરસીઓ નહિ પણુ સાલગિરહો ઉજવે છે? અલબત્ત લડાઇથી ઘણાઓને લાભ થતા હોય છે! તમારાજ મહોલ્લાના કોઇ મોટાપેટ ને લાંબા ડગલાવાળા શેઠીયાનેજ ખાનગીમાં પુછી જોજોને કે લડાઇથી લાભ થાય છે કે નહિ? ધોળાં બજારો કરતાં લડાઇને લીધે જન્મેલાં કાળાંબજારો દસદસ ગણી કમાઇ કરાવી આપે છે! લડાઇને લીધે તો અમલદારોનાં પેટમાંય ફુગાવો વર્તાય છે!

દેખીતી રીતે ધરતીકંપ, જ્વાળામુખી, પ્લેગ, કોલેરા, રેલ, આગ, લડાઈ વગેરે આફતરૂપ દેખાય છે; પણુ એની બીજી બાજુ તપાસીશું તો આફતમાં પણુ જાફતનાં દર્શન થશે! હાલમાં બીજી આસ્માની સુલ્તાની-ઓની વાત પડતી મુકી ફક્ત લડાઇનીજ વાત કરીશું. મરહૂમ હીટલર

જેવા મહાનુભાવને પ્રતાપે જગતમાં લડાઇ જીવતી થઇ, અને તમે એ લડાઇનાં વર્ણનો વાંચવામાં ખાવાપીવાનું ભાન ભૂલી, જેમ લયલાની પાછળ મજનું દીવાનો થયો હતો તેમ; તમે છાપાંની પાછળ આદુ ખાઇને લાગ્યા હતા, અને હજુય ચાલી રહેલી જાપાનની લડાઇ વાંચવા પણ બાઘાની જેમ રોજ છાપાંની રાહ જોઇને બેસો છો!

લડાઇ એ એવી વસ્તુ છે કે એને દૂરથી જોવામાં સાંભળવામાં કે વાંચવામાં મઝા પડે છે. લોકો ગમે તેવી બોધદાયક નવલિકાઓ, કે ગમે તેવાં રસભર કાવ્યો કરતાં હજુય લડાઇનાં સમાચાર વાંચવાને ઘણા તલ પાપડ થાય છે! એક રેડીયોનીજ વાત કરોને? જે જે સ્ટેશનો પર સંગીતના પ્રોગ્રામો હોય તેની ચાવીઓ ધડાધડ બંધ કરી લડાઇના સમાચાર સાંભળવાજ લોકો ઉત્સુક જણાતા. હીટલર મરી જતાં કે પુનઃ ભૂત થતાં, આ જર્મની હારી જતાં લોકોને જેટલો ખેદ નહિ થયો હોય તેથી વધુ ખેદ છાપામાંથી લડાઇના સમાચારોનું મહત્વ ઓછું થતાં થયો છે!

પ્રશ્ન એ થાય છે કે લડાઇ ક્યારે જન્મે છે? જ્યારે ભૂમિ પર ભાર વધી જાય છે ત્યારે કુદરતી રીતેજ ધરતીકંપ, ભયંકર રોગચાળો, કે લડાઇ ફાટી નીકળે છે. લડાઇનું કારણ ગમે તે હોય, લડાઇનું બ્હાનું ગમે તે બતાવવામાં આવે પણ જો તમને વિજ્ઞાન કરતાં ભગવાનમાં વધુ શ્રદ્ધા હોય તો માની લેજો કે ભૂમિ પરથી ભાર ઓછો કરવાનો ભગવાનનો વિચાર હોય છે ત્યારેજ હીટલર, સ્ટેલીન, ચર્ચીલ, કે રૂઝવેલ્ટ જેવા માનવોને મોકલી આપે છે. અને પછી જર, જમીન, જોરૂ; અથવા તો નાઝીઇઝમ, બોલ્શેવીઝમ કે ઇમ્પીરીયાલીઝમને બ્હાને લડાઇ સળગાવી દે છે!

લડાઇ જે મુલકમાં થાય ત્યાં તો 'સત્યાનાશ ને ઓટલા મસીત' વળી જાય છે. રક્તની સરિતાઓ વહી જાય છે ને માનવીનાં મસ્તક તુમડાંની જેમ તે સરિતાઓમાં તરતાં થાય છે. કાગડા, કુતરાં, શિઆળવાં, ગીધ, મગરને માછલાંને ઉજાણી મળી જાય છે. અને પુરાણી સંસ્કૃતિના કિલ્લા જમીનદોસ્ત થાય છે. હજારો વરસોનું કર્યું કારવ્યું ધુળમાં મળી જાય છે; પણ છાપાંના કેમેરામેનો લડાઇના દ્રષ્યો ઝડપીને અને રિપોર્ટરો મરી મસાલા સાથે રિપોર્ટો મોકલાવીને તથા રૂટર વગેરે પ્રેસ એજન્સીઓ ભીંડાનાં પારસલો મોકલાવી પોતે તો માલામાલ થઇ જાય છે; સાથે છાપાના

પ્રોપ્રાયટરો ને પણ માલામાલ કરી દે છે. બસ એક લડાઈના જ નામ પર જગતનાં અનેક બજારો તેજી પર આવી જાય છે. આજે જગતમાં જે વાડી બંગલાઓ તમે જુવો છો તેમાંના ૭૫ ટકા તો લડાઇના પ્રતાપેજ બંધાયા હોય છે! સોનાના ભાવ ચાર ગણા વધી ગયા છે. છતાં વહેપારીઓ ને અમલદારોની પત્નિઓ ઘરેણાં ઘડાવતાં જરાય અચકાતી નથી! અરે! કાલ સુધી પાઉંના ટુકડા ને એકાદ કપ ચાહ પર ગુજરાન કરનાર ફરફરીયાંના એડીટરો આજે મોટરમાં મ્હાલતા ને સેકંડ કલાસમાં મુસાફરી કરતા જોવાય છે, એ લડાઇનો જ પ્રતાપ છે ને! કાલ સુધી લોકો નોકરી માટે માર્યા માર્યા ફરતા હતા; આજે લડાઇને લીધે નવી ખુલેલી ધર્મશાળાઓ કે પાંજરાપોળો રૂપ કંટ્રોલ રેશનીંગ, ને સપ્લાઇખાતાંને પ્રતાપે મકાઇજુવાર શેકી ખાય એવા કે જેમના હાથનાં કોઈ બે બોર પણ ન ખાય એવા કોટ-પાટલુનિયા યુવાનો નોકરીના ખીલે બંધાઈ ગયા છે એ લડાઇનોજ પ્રતાપ નહિ તો બીજું શું છે?

લડાઇને લીધેજ કાલના ઘણાયે ગાંગા તેલીઓ આજે રાજા ભોજ થઇ પડ્યા છે! અલબત્ત લડાઇનો તમાશો દૂરથીજ ડુંગરની જેમ રળિયામણો લાગે છે, બ્હારની લડાઇના સમાચારો વાંચ્યા પછી ઘરની ગમે તેવી લડાઇઓ પર ઝાઝું ધ્યાન ચોંટતું નથી; જેથી કેટલીયે વાર ઘરવાળી હવામાં ગોળીબાર કરીને થાકી જતાં; આપોઆપ ગૃહમોરચો ઠંડો પડે છે! બૈરી કે છોકરાનાં કપડાંનો સવાલ ઉઠતાં, ઝટ બળાપો કરતો ધણી બોલી ઉઠે છે કે; "અત્યારે કપડાંની અછત છે કફનનુંય કપડું મળતું નથી તો પહેરવાનું તો ક્યાંથી મળે?" આથી પરોક્ષ રીતે કરકસરનું શિક્ષણ મળી જાય છે; અને ફેશનની વૃત્તિ પર થીંગડાં મારીને ચલાવવાની વૃત્તિનું ચઢી વાગે છે! અનાજ અને ખાંડ-ઘીને અભાવ, વારંવાર મિષ્ટાન ઉડાવવાના કે જરા કોઈ આવ્યું તો પ્રાયમસ પેટાવી ચાહ ઉકાળવાના પ્રસંગો પણ ઓછા થાય છે. ખાંડની અછતથી એક લાભ થયો છે પણ કેટલાક 'પાડાનું પૂછડું ઝાલ્યું તે ઝાલ્યું' કરનારા ગોળની ચાહ પીને પણ સંતોષ માને છે ને! રેશનીંગની કસરથી અને સડેલા અનાજને પ્રતાપે ધારવા કરતાં ઓછું જ ખવાય છે; જેથી હજમ થવાની દવા કે ચુરણની ગોળીઓ યા ફ્રુટ સોલ્ટની આવશ્યકતા રહેતીજ નથી! 'ઓછું ખાવાથી તંદુરસ્તી વધે છે,'

એ સુત્ર હવે લડાઇને કારણે લોકોને સમજાયું છે. બંગાળ જેવો એકાદ ભૂખમરાનો અપવાદ બાદ કરતાં લડાઇએ આપણને આર્થિક દૃષ્ટિએ પણ લાભજ કરાવી આપ્યો છે!

પરદેશથી આવતી ફેશનની સામગ્રી, લડાઇને લીધે બંધ થતાં દેશી માલને ઉત્તેજન અપાઇ રહ્યું છે. લડાઇને લીધે કેસ્ટર ઓઇલની અછત થતાં દેશી દીવેલનો જુલ્લાબ લોકો લેતા થયા છે! પેરીસનાં તેલ ને બદલે દેશી ધુપેલમાં રસ લેતાં થયા છીએ! બાળકો જર્મનીના વાજાંને બદલે દેશી પપુડી વગાડીનેજ સંતોષ લે છે. સાહેબો, કાગળને અભાવે ઑફિસમાં પણ સ્લેટ વાપરતા થયા છે! વિલાયતી ચોકલેટને બદલે ગોળનાં વડાંથીજ છોકરાં સંતોષ પકડે છે!

લડાઇને લીધે ટ્રેન અને ડબ્બાઓની અછત થતાં લોકો ૧૦ માણસને બેસવાની જગ્યામાં ૪૦-૪૫ માણસો પણ સમાઇ શકે છે, એવું બતાવી માણસ રબરના બનેલાં છે એની સાબિતી આપી રહ્યા છે. વાનર, માણસ જાતનો દાદો છે એવી ડારવીનની થીયરીને નહિ માનનાર; લોકોને પણ હવે થર્ડકલાસમાં લટકી રહેતા પેસેંજરોને નિરખ્યા પછી કાન પકડીને માનવું પડયું છે કે બેશક આપણે વાનરોનાજ વારસદારો છીએ! અને રેલ્વેવાળા મદારીઓ પણ થર્ડકલાસના જીવોને માંકડાં સમજીનેજ તેમની સાથે એવો વર્તાવ કરી રહ્યા છે! એ ઉપદેશકના અવતારો ઉલ્ટાના દાઝયા પર ડામની જેમ ઉપદેશ આપતા ફરે છે કે "મુસાફરી ઓછી કરો અને તમારા પૈસા બચાવો!" લ્યો જાણે લોકો કેમ મોજને માટેજ ઉંધા—અધુકડા પડી મુસાફરી કરતા હશે? આમ લડાઇએ થર્ડકલાસના પેસેંજરોના શરીર કસરતબાજ બનાવીને પણ રેલ્વે ખાતાને કરોડોનો તડાકો કરી દીધો છે!

હા, લડાઇને લીધે લાંચ રૂશ્વતો વધી ગઇ છે; પણ લોકોનાં ગજવાં પણ લાંબા પહોળાં થઇ ગયાં હોઇ; ધરમ—દાન કરતા હોય તેમ ખુશીથી આપ્યેજ જાય છે ને? અલબત્ત એક દેશની લડાઇ બીજા દેશ માટે કોઇનું ઘર બળે ને બીજાને તાપણું થાય એવી નીવડે છે. પણ તેમાંય તટસ્થતા, શબ્દ તો લડાઇના જમાનામાં જાદુઇ અસર કરનારો નીવડયો છે. જે દેશો તટસ્થતાની વાતો કરે છે. તેને બંને બાજુથી કમાવાનું હોય છે! તેમની નીતિ "શેખ ભી ખુશ રહે, શઇતાન ભી નારાજ ન હો!"

જેવી હોય છે. એકને દારૂગોળો કે પેટ્રોલ વેચે તો બીજાને ધાબળા કે કામળા વેચે ! એકને ઝેરી ગેસ વેચે તો બીજાને ગેસ મારક વેચે ! એકને વિમાન વેચે તો બીજાને વિમાન તોડનારી તોપ વેચે છે ! આમ "વર મરો કે કન્યા મરો; પણ ગોરનું તરભાણું ભરો"ની જેમ તટસ્થતાવાળા ખાટી જાય છે ! ઘણી વેળા એ તટસ્થતાનાં ભૂતજ લડાઇના તૂતને જંબાવતાં હોય છે !

લડાઇમાં કામળનો કવોટા નીકળતાં લોકોમાં પ્રેમપત્રો અને જાહેરપત્રો લખવાનું ઓછું થતાં પ્રેમનો કે જાહેરમાં પડી પ્રકાશમાં આવવાનો ઉન્માદ ઓછો થતાં લોકો કામ ધંધે લાગી ગયા છે ! લડાઇમાં પેપરોનું કદ ઓછું થતાં તેની કીંમત વધતાં લેખકોની પણ કીંમત વધી છે, અને ફિલ્મોમાં લાયસન્સ નીકળતાં કલાકરોની પણ કીંમત વધી છે ! ભીંડામારૂગોના ભાવ પણ વધી ગયા છે ! લડાઇ પતી જતાં તે પછીના શિઆળામાં ગરીબોને ટાઢે મરવાનો વારો નહિ આવે. મરી ગએલા સોલ્જરોના ગરમ કોટ ગરીબ મજુરોને પણ સસ્તામાં સાંપડશે ને ગરીબ દુબળા કે હળપતિઓ પણ કર્નલ જનરલો કે ફિલ્ડમાર્શલો જેવા દેખાશે ! અનેક ગરીબોના ઘરો મરી ગએલા સોલ્જરોના ધાબળાને કામળાથી હુંફ મેળવશે અને જુના-પુરાણા માલના સોદાગરો નવી તિજોરીઓ વસાવતા થશે !

લડાઇમાં બીજું બધું મોંઘું થઇ જાય છે; પણ પ્રાર્થના સસ્તી થઇ જાય છે ! જેમ હોજરી બગડી જાય તો જુલાબની જરૂર પડે છે; તેમ જગતને વિજ્ઞાનની, અકકલની, પૈસાની ને લશ્કરની બદહજમી થઇ જાય છે, ત્યારે જુલ્લાબને બદલે લડાઇને મોકલે છે ! જેમ જુલ્લાબ લીધા પછી શરીર હલ્કું બની જાય છે તેમ લડાઇ પછી જગત હલ્કું બની જાય છે ! લડાઇના સરજનહારો જગતની તંદુરસ્તી વધારવાજ તેની ઉપર લડાઇનાં જુદાં જુદાં ઇન્જેકશનો અને ઓપરેશનો કરીને જગતને સુધારી દે છે ! આમ લડાઇ જગતના ભલાને માટેજ લડાય છે ને જગતમાંથી કચરો-પૂંજો સાફ થઇ પાકું જગત હથેળી જેવું ચોકખું બની જાય છે ! અસ્તુ

---

# ૧૫૬ વરસ પછી.......

ઈસુનું ૧૯૪૪મું હવે સમાપ્ત થવા આવ્યું છે. વીસમી પછી એકવીસમી સદી પૂર્ણ થઇ બાવીસમી સદી બેસવાને હવે ૧૫૬ વરસની છે. વિજ્ઞાનની પ્રગતિ અને જમાનાની ઝડપ જોતાં આ ૧૫૬ વરસમાં દુનિયાં ઘણી આગળ વધી જશે. એકવીસમી સદીના અંતમાં અને બાવીસના આરંભમાં દુનિયા કેવી હશે તેનો ચિતાર રેશનીંગના સડેલા અનાજ અને ડાલડાના ઘીથી મેળવેલી મગજ શક્તિને આધારે રજુ કરૂં છું. અને ખરૂં પુછાવો તો હિંદીઓએ, ગુલામ હિંદીઓએ, અપંગ હિંદીઓએ વર્તમાનમાં ઝખ્ખ મારવા કરતાં ભાવિનાં સ્વપ્નાંઓમાં રાચવું એજ ઠીક છે!

જુવો, જગતની સમતુલા જાળવવા માટે ત્રીજું મહાભારત યુદ્ધ તો અનિવાર્ય છેજ અને તે કોઇની પંદર વર્ષિય યોજનાની જેમ વધુમાં વધુ પંદર વર્ષે તો આવીને ઉભું રહેશે, અને તેમાં સમસ્ત જગતના યાને જગતના માનવીઓનાં સાંધા તૂટી જશે એટલે એકવીસમી સદીમાં બધાંય માનવીઓ વગર સાંધનાંજ હશે! ને બાવીસમી સદીમાં બધાંય વગર વાંધાના હશે! છતાં સાંધાની જરૂર પડશે તો ઇલેકટ્રીકના તારેથી પુરી પડાશે. જગતમાંથી રસોઇયાઓ, બબરચીઓ, બટલરો, રસોડાં અને ચુલાનોજ નાશ થશે; તો પછી લૅાજ કે વીશીઓ તો શાનીજ રહે? કારણ કે દાક્તરો અને વિજ્ઞા-

નીઓ ભેગા બળે એવી ખોરાકની ટીકડીઓ બનાવશે કે સાંજ સવાર ફક્ત બે ટીકડી ખાઇ લીધી કે ખોરાકની આવશ્યકતાજ નહિ રહે, રેશ-નીંગની ચિંતાજ નહિ રહે! વળી દવાનાં ફક્ત બે ત્રણ ટીપાં પી લીધાં કે ચાહ, પાણી, કોલ્ડ્રીંગ, કોફી વગેરે કશાય પીણાની જરૂરત બાકી નહિ રહે! પેલાં બે ત્રણ ટીપાં આખા દિવસની તરસ મટાડી દેશે. તો પછી વોટરવર્ક્સ, પાણીના નળો, કૂવા-વાવ વગેરેની પણ ઝાઝી જરૂર નહી રહે. હા, ફક્ત વાપરવા માટે પાણી જોઇશે. પણ ભૂલ્યો! ફક્ત પીણાંમાં શરાબ બાકી રહેશે. કારણ કે શરાબમાંજ હંમેશાં પ્રેરણાદેવી ડુબેલી રહે છે; તેથી કવીઓ, સાહિત્યકારો, ફિલ્સુફો, વિજ્ઞાનીઓ અને રિટાયર્ડ થયેલા આશકોને પ્રેરણા મેળવવા કે ભુલાવવા એવી જરૂર પડવાનીજ જેથી હાલ જેમ ઠેરઠેર પાણીના નળો, મ્યુનિસીપાલીટીઓ તરફથી મુકાય છે; તેમ એકવીસમી સદીમાં શરાબના નળો મુકાશે, વૉટર ટેક્ષને શરાબનો ટેક્ષ લેવાશે.

માણસોને બદલે ઘરો ફરતાં હશે અને ટ્રંક કે બિસ્તરામાં મૂકી શકાય એવા ફોલ્ડીંગ પણ હશે. ને ઘરોમાં વિજળીક યોજના એવી હશે કે શિયાળામાં ગરમ અને ઉનાળામાં ટાઢાં રહેશે. રેડીયો અને ટેલીવીઝનો એકવીસમી સદીના આરંભમાં એટલી બધી પ્રગતિ કરી હશે કે કોઇને છાપાં વાંચવાની કે સીનેમા જોવા જવા માટે થીએટર જવાની તકલીફ પણ નહીજ લેવી પડે? ચશ્માજ એવા પ્રકારના બનશે કે તેની દાંડીમાં રેડીયો સેટની ગોઠવણ હોઇ આખા જગતના સમાચારો તમારા કાનમાં આવતાંજ રહેશે અને ચશ્માના કાચમાં એક ખૂણે ટેલીવીઝનની ગોઠવણ હોઇ જગતના બધાય બનાવો તમારી આંખની સામે આવી ઉભા રહેશે, છાપાંવાળાઓ અને સીનેમાવાળાઓનો ધંધો પડી ભાંગવાથી એ બધા પાંજળાપોળમાં દાખલ થઇ જશે! જગતમાં કોઇ ક્ષય કે ચેપી રોગના દર્દીઓજ નહીં હોય, અને હશે તો તેમનો હડખાયા કુતરાં, મેલેરિયાના મચ્છર કે પ્લેગનાં જંતુની જેમ નાશ કરી નાંખવામાં આવશે. દરેક માણસે કેટલી હવા લીધી છે તે નકકી કરવા માટે દરેક માણસનું બૈરાંની

જેમ નાક કોચી કાંટો પહેરાવવામાં આવશે ને કાંટામાં મીટર મૂકી હવાનું પ્રમાણ નક્કી કરી તે પ્રમાણે એઈર ટેક્ષ યાને હવા વેરો લેવામાં આવશે!

ઘરનાં ઘરડાં ડોસાં ડગરાંઓ જુના વિચારનો ફેલાવો ન કરે, અને ખાંસી કે દમના જોરે જગતનાં વાયરલેસ સ્ટેશનોને ધણધણાવી મૂકી ડીસ્ટર્બ ન કરે માટે તેમને બધાંયને આંદામાન ટાપુમાં નજર કેદ રાખવામાં આવશે. લગ્નો તો હોયજ નહીં! જાનવરોની જેમ માણસોય ગમે ત્યાં ચરી લેશે, યાને છુટક પ્રેમ કરી લેશે! લગ્ન ગોઠવનાર મહારાજો, નિકાહ પઢાવનાર કાઝીઓ અને મૅરેજ કરાવનાર પાદરીઓ કે સીવીલમૅરેજના રજીસ્ટ્રારો; લગ્નને બદલે ઉઠામણાની સંસ્થાઓ સ્થાપશે. લગ્નોને અભાવે સાસુ, વહુ અને નણંદ, ભોજાઇના ઝઘડાજ મટી જશે. ને લગ્ન ન હોય તો પછી પુનર્લગ્ન તો હોયજ શાનું?

ગાડીઓ મોટરોની જમીન પર જરૂર નહી રહે, તેમ દરીયામાં સ્ટીમરોનીય જરૂર નહી રહે, કારણકે બધો વ્યવહાર આસમાનમાં સ્થપાશે. વિમાની માર્ગેજ બધી અવરજવર થશે. બલ્કે વિમાનની પણ જરૂર નહી પડે, યુવતીઓ વીજ્ઞાનની રંગબેરંગી પાંખો ધારણ કરી તીતલી કે પતંગીયાની જેમ ઉડતી ફરશે, અને યુવકો પર પીઠ પર પાંખો લગાવી ભ્રમરની જેમ આ ફુલથી પેલા ફુલ પર ભટકયા કરશે, ના ઉડ્યા કરશે! અને આમ હવામાં અદ્ધર માનવો ઉડશે એટલે હવામાંજ (એકસીડેન્ટો પણ થશે. વાદળાં વરાળનાં બને છે ને? તો આસ્માનમાં અદ્ધર સ્ટીમીંગ બાથો રચી લોકો વાદળાંની વરાળમાંજ સ્નાન કરી લેશે ને ધોબીઓ કપડાં પણ વરાળથીજ ધોશે. જગતમાં ધરતી પરથી વરાળ યંત્રો ઓછા થતાં આકાશમાં એનું કામ વધશે!

લોકોના માનસો છેક્જ અહિંસાવાદી થઇ જશે, યાને કે લોકોમાં છેકજ લડવાની તાકાતજ નહી રહે! કારણ કે જર, જમીન ને જોરૂ, એ ત્રણ કજીયાનાં છોરૂં! પણ એ ત્રણમાંથી એકેનીય આવશ્યકતાજ એકવીસમી સદીમાં નહી રહે ને! જુવો અનાજની જરૂર નહી રહે એટલે જમીનની ન રહે ને લગ્નની જરૂર નહી એટલે જોરૂની પણ જરૂર

નહી ! હવે બાકી રહ્યું જર તો એ જરને કારણે જે એટલે કે તે વેપારી બજારો હાથ કરવાજ છેલ્લા ત્રણ મહાભારત યુદ્ધો થયાં હોઇ જર તો જગતમાંથી બૉયકોટ થશે અને તેના સ્થાને વિનિયમ કે અદલા બદલાની પુરાણી પ્રથા પુનઃ દાખલ થશે. પૃથ્વી ગોળ હોઇ પુરાણી પ્રથા દાખલ થાય એમાં કંઇ આશ્ચર્ય નથી, કારણ કે ગોળાની ઉપર તો પ્રગતી પણ પીછેહઠ ગણાય ને પીછેહઠ પ્રગતિ ગણાય : વિનિયમમાં તમે ન સમજ્યાં હોય તો સમજી લ્યો કે રશિયામાં કોઇને હીંદની ભેંસની જરૂર છે તો તે રશિયામાંથી એકાદ ધોળું રીંછ મોકલાવીને અહીંથી ભેંસ મંગાવી લે ! ચીનમાં કોઇને વિલાયતી વાંદરાની જરૂર હોય તો વિલાયતમાં પાંચ દસ તોલા અફીણ કે પાંચ–દશ ચીની ચલાણાં મોકલાવીને વિલાયતથી વાંદરો મંગાવી લે ! હીંદમાં કોઇને કાળી બૈરીની જરૂર હોય ને એબીસીનીયામાં કોઇને મકકાઇ ભુટ્ટાની આવશ્યકતા ઉભી થાય તો હીંદી કાછીયો પેલા એબીસીનીયાના સીદીને એકાદ કોથળો મકકાઈ ભુટ્ટા મોકલાવે તેના બદલામાં પેલો એબીસીનીયાની એકાદ સીદણની હીંદમાં નિકાશ કરે ! કોઇ ઇરાની આપણને ગુલાબનું ફુલ ભેટ આપે તેના બદલામાં આપણે તેને એકાદ ગાંજાની ચલમ ભેટ આપીએ ! કોઇ જર્મન આપણને અસ્તરો આપે તેના બદલામાં આપણે તેને એકાદ ગધવું આપીએ ! આવી અદલા બદલીનું નામ વિનિમય કહેવાય !

વસ્ત્રો તો પારદર્શક કાચનાંજ હશે એટલે નગ્નતા વિચરવી કે જોવી એ પાપ નહિજ ગણાય ! પણ જ્યાં ધર્મ—સ્થળો વિમાનોના તબેલા બની જશે, ધર્મશાસ્ત્રો ઉધઇનો ખોરાક બની જશે; ત્યાં પાપ—પુન્યની તો વાતજ કયાં રહી ? પાપ—પુન્ય. સ્વર્ગ—નર્ક યાને દોજખને જન્નતની વાતો કરનાર પંડિતો, શાસ્ત્રીઓ, મોલ્વી મુલ્લાંઓ, પીરો, ફકીરો, દસ્તુરો કે પાદરીઓને તો પરણે નાસ્તિક બનાવી સહરાના રણમાં ધકેલી દેવામાં આવશે ! જ્ઞાનદેવનું નામ લેનારને કોટમાશલ કરી, કામદેવની આરાધના કરનારનાં સન્માન કરવામાં આવશે ! દેવ દેવીઓ કે પીર ફકીરોને સ્થાને પ્રેમીઓ પૂજાશે. જ્ઞાનની કોલેજોના સ્થાને, પ્રેમાલયો

લવયુનીવરસીટીઓ ને પ્રેમ મંદીરો સ્થપાશે, ને તેમાંથી પારંગત થએલાઓને પ્રેમની જુદી જુદી ડીગ્રીઓ અપાશે! શીરી—ફરહાદ, લયલા—મજનું, રોમીયો—જુલીયેટ, વીરેન્દ્ર દેસાઇ—નલીની જયવંત, શાંતારામ—જયશ્રી, વગેરેનાં બાવલાંઓ ઠેરઠેર પબ્લીક ગાર્ડનોમાં મૂકાશે!

વરસોનાં વારસ સુધી પ્રેમનું એકનું એક પુછડું પકડી રાખનારને સમાજમાંથી અનફીટ કરી મૅડહાઉસમાં મોકલવામાં આવશે. બહુ બહુ તો એક પ્રેમ ત્રણ—ચાર અઠવાડીઆંજ નભવો જોઇએ! ફિલ્મની દુનિયાંથી ઉલ્ટી પ્રેમની દુનિયાં ગણાશે. વધુ અઠવાડીઆં ફીલ્મની દુનિયાંથી ઉલ્ટી પ્રેમની દુનીયાં ગણાશે. વધુ અઠવાડિયાં ચાલનાર ફિલ્મ જેમ સફળ ગણાય છે; તેમ વધુ અઠવાડિયાં નભનાર પ્રેમ નિષ્ફળ ગણાશે. કેલેન્ડરમાં રોજ તારીખનું પાનું બદલાય; તેમ દરરોજ પ્રેમી બદલાય એવી સોસાયટી ગર્લ્સનું ત્યારે માન હશે; સતની વ્યાખ્યા તો ત્યારે તદ્દન ઉલ્ટીજ થઇ ગઇ હશેને? સેંકડો પ્રેમીઓ બદલનાર સોસાયટી બાનું સતી કહેવાશે ને સેંકડો પ્રેમીકાઓનો ભક્ત સતો કહેવાશે! કાળાં બજારને સ્થાને ધોળા બજારો સ્થપાશે ને બધાજ લોકો સાફ ધોએલા મૂળા જેવા બની જશે!

જગતમાં લડાઇ ઝઘડાજ નહીં રહે એટલે કોરટ—કચેરીઓ અને વકીલ—સોલીસીટરજ નહી રહે! તો પ્રશ્ન એ થાય છે કે એ બધા કોરટોના કલાર્કો, શિરસ્તેદારો, મેજીસ્ટ્રેટો, મુન્સફો, જજો, વકીલો, બેરીસ્ટરો, કજીયા દલાલો કરશે શું? વિનિમય અને અદલા બદલાની કચેરીઓ યાને એકસપોર્ટ—ઇમ્પોર્ટની ઓફીસોમાં કામ કરશે કોઇ ડીનરપાર્ટીના શોખીન ખિતાબધારીને જરૂર હશે તો ચીનથી ઉંદર કે દેડકાંનાં અથાણાં મંગાવીને દેવાનું કે કોઇ દેશી રાજાને માટે જીબ્રાલ્ટરથી ઉટાંગ–ઉરાંગ વાંદર મંગાવી દેવાનું તો ફ્રાન્સની માંયકાંગલી ખચ્ચરોની ઓલાદ સુધારવા માટે પંજાબમાંથી મજબુત ખચ્ચરો મોકલવાનું એવાં એવાં અગત્યનાં કાર્યો એ કરશે!

પ્રેમ ખૂબ સસ્તો થશે એટલે નામર્દી નપુંસકત્વના હકીમોનું જોર વધશે. વરસાદના મેંડક કે છાપાંના ફેરીયાની જેમ ગલીએ ગલીએ શક્તિ-

વર્ધક દવા વધારનારા હકીમો ફરતાજ રહેશે અને પરોપકારાર્થે એવી દવાઓ આપતા રહી બુઢ્ઢાઓને જુવાન બનાવી કાયાકલ્પ કરાવતાજ રહેશે! પ્રેમ સિવાયનાં બીજાં બધાંય પુસ્તકોની હોળી સળગાવવામાં આવશે; જેથી શૃંગારરસ સિવાયના બાકીના આઠેય રસ આપો આપ સુકાઇ જશે; જેમ આજે કોઈ લ્હેરીને રસીક ભણેલો ખાનદાની ભાયડો બીજી ભણેલી બૈરી કરતાં પહેલી બૈરી ઉભીને ઉભી સુકાય છે તેમ ]

વ્યવસ્થા માટે સિપાઇઓની જરૂર નહી પડે. કારણ કે કોઇના ગજવામાં કંઇ ચોરવા જેવુંજ નહીં હોય; પછી ચોર તો હોયજ શાના? મારામારીથી તો જગત કંટાળી ગયું છે એટલે એનું તો કોઇ નામજ નહી લે, અને રસ્તાનો વ્યવહાર તો આકાશમાં ઉભો ઉભો, એક માણસ પણ સૂર્યનાં કિરણોમાંથી જુદા પાડેલા મેઘધનુષ્ય યાને સ્પેકટ્રમના સાત રંગોની વિજ્ઞાની બત્તીઓથી જાળવી લેશે! ઇલેકટ્રીક યોજનાથી મરેલા મૂડદાં જીવતાં થશે; તો પછી એક્સીડેન્ટથી કોઇને ડરવાની જરૂર પણ કયાં રહી? કોઇને વારસદારની જરૂર હશે તો ટ્યુબદ્વારા મનપસંદ વારસદાર પેદા કરી શકાશે! જેવા રંગનું, જેવા આકારનું, જેવા રાગનું, જેવા રૂપનું બાળક ઉત્પન્ન કરવું હશે તેવું વિજ્ઞાનીક દાકતરો ટ્યુબદ્વારા પેદા કરી દેશે!

છેવટમાં એજ કે બાવીસમી સદીની દુનીયામાં લુચ્ચાઇ, લફંગાઇ, દોંગાઇ, છળ, કપટ, ઢોંગ કશુંજ નહિ હોય. બધાના દિલ નિર્મળ કાચ જેવાં ને ફુલ્સકેપ કાગળો જેવો કોરાકટ હશે. ખુદા, ભગવાન કે ગૉડ સાથે એ દુનિયાંને જરા પણ સંબંધ નહીંજ હોય. વધુ ખાતરી માટે લ્યો વાંચો ઇ. સ. ૨૧૦૦ના એક ગૃહસ્થની ડાયરીનું એક પાનું.

卐

તા. ૧-લી ડીસેમ્બર ૨૧૦૦

**સ**વારે ૬ વાગે ઉઠયો. ચાર વાગ્યે રાબેતા મુજબ સુતેલો. હું એ વિચારૂં છું કે રોજ બે કલાક ઉંઘવામાં તો જીંદગીનાં ઘણાં વરસો બરબાદ જવાનાં? જો વિજ્ઞાનીઓ જરા વધુ મહેનત લઇને એવી શોધ કરે કે દિવસમાં ફક્ત અર્ધો કલાક ઉંઘ લેવાથીજ મગજને આરામ મળી જાય! સો વરસ પહેલાંના પુસ્તકો વાંચવાથી જણાય છે કે તે જમાનામાં આળસુ લોકો છછ-આઠ આઠ કે દસ દસ કલાક ઉંઘતા હતા! પણ એમાં તેમનીય શી કસુર? તે વખતના વિજ્ઞાનીઓએ તેમને બતાવ્યુંજ નહિ હોય કે મગજને ફક્ત બે કલાકનાજ આરામની જરૂર છે.

સવા છ વાગે સ્નાનાદિથી પરવારી, રેડીયોની ચાવી ફેરવી. ખબરો સાંભળી. સૌથી વધુ ધ્યાન ખેંચે એવી ખબર એ છે કે અમેરિકા અને હિંદુસ્તાનની વચ્ચે દરિયાની નીચે ટયુબ રેલ્વે નંખાઇ છે; અને તેનું ઉદ્ઘાટન થઇ ગયું છે. ઇન્ટરનેશનલ લીગના પ્રમુખે ઉદ્ઘાટન કરતાં કહ્યું હતું કે 'આ રેલ્વેની મારફતે હિંદુસ્તાનથી અમેરિકા ફક્ત અર્ધા કલાકમાં પહોંચી શકાશે.' જો કે વિમાનની મારફતે તો એક કલાક લાગે છે! પુરાણાં સો વરસ પહેલાંનાં પુસ્તકો વાંચતાં જણાય છે કે તે જમાનામાં 'પેપરો' છપાતાં હતાં. જો એ સાચું હોય તો એ પેપરોના વાંચનારાઓ ઉપર મને દયા ઉપજે છે; કે તેમને વાંચતા કેટલી બધી તકલીફ ઉઠાવવી પડી હશે! અત્યારે તો એવી બધીય ફરજ રેડીયો બજાવે છે, અને આપણે તેને રહેલાઇથી સાંભળીએ છીએ.

સાડા છ વાગે ચાહ પીને ૨૫ મિનિટ માટે મુંબઇથી ન્યુ દિલ્હી જરા ફરી આવ્યો. મુંબઇથી દિલ્હી ૧૦ મિનિટમાં પહોંચાય છે. અને પાંચ મિનિટ ત્યાં ફરવામાં વીતાડી. ટ્રેન ફક્ત ભુસાવળમાંજ એક મિનિટ થોભે છે; જો ત્યાં ન થોભે તો ફક્ત ૯ મિનિટમાં પહોંચી જવાય! એક મિત્રની મુલાકાત કરીને તરતજ પાછો ફર્યો, મુંબઇમાં સળગાવેલો ચિરૂટ પુનઃ મુંબઇ આવ્યો તોય પુરો થયો ન હતો!

સાત વાગે અમારા પાડોશીનો છોકરો રમતાં રમતાં છત પરથી નીચે પડયો ને પડતાંજ બેહોશ થઇ ગયો. છોકરાની માએ તેને ઇંજકશન દેતાં તરતજ તે શુદ્ધિમાં આવ્યો. અમારી ગવર્નમેન્ટ ભવિષ્યની માતા બનનાર દરેક છોકરીને સ્કુલમાં એક વર્ષ ફરઝીયાત મેડીકલની તાલીમ પણ આપે છે, જેથી આવા વખતે તે કામ લાગે.

સાડી સાત વાગે હું મારી લાયબ્રેરીના રૂમમાં ગયો. નવાં પુસ્તકો જે હાલજ મંગાવ્યાં હતાં તે ઉઘાડીને જોયાં. એ પુસ્તકો એલ્યુમિનિયમના કાગળ પર છપાએલાં હોઇ ઘણાંજ સફેદ અને ચમકદાર છે. મારી લાયબ્રેરીમાં કેટલાંક જુનાં પુરાણાં પુસ્તકો છે જેના કાગળો ઘાસ કે ચિથરામાંથી બન્યા હોવાનું વાંચ્યું છે! એ પુસ્તકો વાંચતાં જણાય છે કે હિંદુસ્તાનના લોકો વેદ–કુરાન વગેરે પુસ્તકો ખાસ વાંચતા હતા; અને તે પુસ્તકોને સંભાળી રાખવા માટે મોટી મોટી ઇમારતો બાંધતાં જેને મંદીર અને મસીદ કહેવામાં આવતાં હતાં. અને લોકો એ મંદિર અને મસીદના નામે લડતાં પણ હતાં!

નવ વાગ્યા સુધી લાયબ્રેરીમાં રહ્યો, સવા નવ વાગે ઘરવાળીએ જમવા બોલાવ્યો. ખાણાના મેજપર ચાહ અને વિટામીનની ત્રણ ટેબલેટસ હતી, તે ત્રણ ટેબલેટસ વિટામીન એ. બી. સી. ની હતી. તે ત્રણે ટીકડીઓ ખાધી અને ઉપરથી ચાહ પીતાં ધરાઇ ગયો. વિટામીન તો એ.થી લઇને ઝેડ સુધીનું નીકળ્યું છે. પણ મને સી સુધીનીજ જરૂર પડે છે. મ્હારી પત્નિ ચાહ બનાવવાનાં હુશિયાર છે. એ મારી અઢારમી પત્નિ છે! એના પહેલાં બીજી સત્તર પત્નિઓ સાથે ડાઇવૉર્સ કરી ચુકયો છું! અને મારી પત્નિનો હું બારમો પતિ છું; એટલે કે મારી પહેલાં એ અગિયાર ધણી કરી ચુકેલી છે! વાંચવામાં આવ્યું છે કે પહેલાં કેટલાક બેવકુફ પુરૂષો આખી ઝિંદગી સુધી એકજ પત્નિને પકડી રાખતા અને તેમની બેવકુફ પત્નિઓ પણ એકજ પુરૂષને પનારે પડી રહેતી! અને તે બેવકુફ સ્ત્રીઓને તે વખતની ઘેટાવરણ પ્રજા સતી તરિકે પૂજતી!

મારી પત્નિને મારી સાથે લગ્ન કરતાં પહેલાં આગલા ધણીઓથી છ બાળકો પેદા થયાં છે. પણ તેને બાળકોથી કંટાળો પેદા થતો હોઇ સંતાન પેદા થતાંજ એ નર્સીંગ હોમમાં સોંપી દે છે! અમારી ગવરમેન્ટ તરફથી ગામોગામ એવાં સરકારી નર્સીંગ હોમ ઉઘાડવામાં આવ્યાં છે અને ત્યાં બાળકોનું સારી રીતે પોષણ થાય છે એટલે માબાપને કશીય ચિંતા કરવાની રહેતી જ નથી!

દસ વાગે ઓફીસમાં ગયો. અમારી પેઢી એક્ષપોર્ટ ઇમ્પોર્ટનું કામ કરે છે. અમે પરદેશ ખાતે વિટામીન બનાવવા ઘઉં, રૂ અને ઊન ચઢાવીએ છીએ, અનેપરદેશોમાંથી આપણા મુલકનાં ઢોરની ઔલાદને સુધારવા ઉંચી જાતના સાંઢ અને પાડા આયાત કરીએ છીએ! ટેસ્ટ ટ્યુબનો ધંધોય અમે કરતા હતા પણ તે હાલમાં ગવરમેન્ટે લઇ લીધો છે. ગઇ સાલની લડાઇમાં એટમ બોમ્બ ફેંક્યા હતા જેથી પશ્ચિમ હિંદમાંથી ઘણાં ઢોરો તથા માણસોનો નાશ થયો હતો. જેથી ગવરમેન્ટે કાયદો કર્યો છે કે દરેક પુરૂષે પાંચ પાંચ બૈરી કરવી, પણ એ સામે બૈરાંઓએ વિરોધ ઉઠાવ્યો છે; કે "આબાદી વધારવા માટે અમે નાહક શા માટે વધુ તકલીફ ઉઠાવીએ? અમે તો સંતાન પેદા કરવાનીજ વિરૂદ્ધ કરીએ છીએ, જો ગવરમેન્ટને વસ્તી વધારવી હોય તો સાયન્ટીસ્ટોની પાસે એવી કોઇ શોધ કરાવે કે પુરૂષોને પેટે સંતાન જન્મે!"

ચાર વાગ્યા સુધી ઓફિસમાં રહ્યો. સાડા ચાર વાગે ઘેર ગયો. પત્નિ મારી રાહ જોઇને બેઠી હતી; કારણ કે આજે મારી વરસગાંઠ હતી. મને ૧૩૦ વરસ પુરાં થયાં છે ને આજે ૧૩૧ મું વરસ બેઠું છે. ઇ. સ. ૧૯૭૦ માં હું પેદા થયો હતો. આજે મારી સાલગ્રેહને લીધે મારા તથા મારી પત્નિના અનેક મિત્રોને ટીપાર્ટી આપી છે.

બરાબર પાંચ વાગે મિત્રો પધાર્યા. તેમને માટે ફળોની ટેબ્લેટસ, વિટામીનની ટીકડીઓ, ચાહ, અને મોઢું સાફ કરવા માટે થોડીક પીપરમેન્ટ ને મિઠાઇ પણ મૂકી હતી. એક કલાક સુધી ગપ્પાંમાં વખત ગાળ્યો; પછી અમે સહેલ કરવા કલકત્તા પહોંચી ગયાં, ત્યાં ચોરંગીમાં અર્ધો કલાક

સહેલ કરી. ચૌરંગીના ચોકની મધ્યમાં એક પ્રચંડ પ્રતિમા ઉભી કરેલી છે; તેની ઉપર 'નેતાજી' લખેલું હતું. અમે લોકોને પૂછ્યું તો તેમણે કહ્યું કે દોઢસો વરસ પહેલાં અંગ્રેજોની સામે આ 'નેતાજી'એ આઝાદી જંગ શરૂ કર્યો હતો. પણ જાપાન પર એટમ બોમ્બ પડવાથી, જાપાન હારી ગયું. તેની સાથે 'નેતાજી'ને પણ ફતેહ ન મળી. એમની ફોજને અંગ્રેજોએ પકડી હતી. ચૌરંગીની સહેલ કરી પાછા મુંબઈ પધાર્યાં આઠ વાગતાં ડીનર લીધું અને પછી અમારા ચંદ્રનાજ ડેન્સીંગ હૉલમાં બધાં નાચવા ગયાં.

સ્ત્રીઓએ બધાં કપડાં કાઢી નાખ્યાં હતાં નગ્ન નાચ થયો હતો, જુનાં પુસ્તકો વાંચતાં જણાય છે કે પહેલાં તો સ્ત્રીઓ આખા શરીરે કપડું લપેટતી હતી તેને પુરુષો કહેતા! આજે તો ઠંડી અને ગરમીના કારણેજ સ્ત્રીઓ નહિ જેવાં કપડાં પહેરે છે બાકી બજારમાં પણ નગ્ન નાચ પછી અમારી પાર્ટી સીનેમામાં ગઈ. ટેલીવીઝનમાં મીસ કામિની બોઝનો નાચ જોવા લાયક હતો. એનું સંગીત પણ ઘણું કર્ણપ્રિય હતું! તપાસ કરતાં જણાયું કે પાંચ પેઢીથી એમનો ડેન્સ કરવાનેજ ધંધો છે. એમના પૂર્વજોમાં ૧૫૦ વરસ પહેલાં સાધના બોઝ નામે મશહુર ડેન્સર થઇ ગઇ હતી.

દસ વાગે બધાંને સીનેમામાં પડતાં મૂકીને હું ઘેર આવ્યો. કારણ કે ટપાલનો ટાઇમ થઇ ગયો હતો. ટપાલ વાંચી તેમાં મિસીસ શર્માનો પણ પત્ર હતો. તેમાં લખ્યું હતું કે; "તમારૂં મૅરેજ થયાને બે વરસ વહી ગયાં છતાંય તમને સંતોષ થયો નથી? હું તમારી સાથે મૅરેજ કરવા તૈયાર છું અને મારો પતિ પણ બીજી પત્નિ શોધી લેવાની તજવીજમાં છે." પત્ર વાંચતાં મને વિચાર થયો કે મારી પત્નિને પુછી લઉં, જો તે ખુશી હોય તો તેને મી શર્મા સાથે ગોઠવી દઉં અને હું મિસીસ શર્મા સાથે પરણી જાઉં!

અગીઆર વાગે રેડીયોની ચાવી ફેરવીને ખબર સાંભળી રેડીયો પર આખા દિવસની ખબરો અર્ધા અર્ધા કલાકે સંભળાવવામાં આવે છે. રેડીયો

પર એક નવી શોધની જાહેરાત થઇ કે; "અમેરિકાના એક સાયંટીસ્ટે એવી શોધ કરી છે કે તેના આધારે માણસ એક હજાર વરસ જીવી શકે અને જુવાન પણ રહી શકે, અને જો કદાચ કોઇ એકસીડેંટથી તે મરી જાય તો પાંચ-દશ મિનિટમાં પુનઃ જીવતો કરી શકાય!"

ખબરો સાંભળ્યા પછી બાર વાગે મિસીસના બેડ રૂમમાં ગયો આડીઅવળી વાતો કરી. પછી મેં મિસીસ શર્માનો કાગળ તેને બતાવ્યો; તેણે મિસીસ શર્મા સાથે મારાં લગ્ન થાય તેમાં તો ખુશી બતાવી; પણ પોતે મીસ્ટર-શર્મા સાથે લગ્ન કરવાની નાખુશી બતાવી. તેણે કહ્યું કે "મીસ્ટર શર્માનો દેખાવજ રોઝ જેવો છે એવાની સાથે તે કોણ પરણે? હું એક અઠવાડિયામાં નવો પતિ ચુંટી કાઢીશ, ત્યાંસુધી તમે ધીરજ રાખશો!" મારી પત્નિને હું ખૂબ ચાહું છું, અને તેય મારા પ્રત્યે ઘણો પ્રેમ રાખે છે; પણ બે કરતાં વધુ વરસ એકજ પુરૂષ પ્રેમનો અધિકાર ભોગવ્યા કરે, એ બીજાઓના માટે અન્યાયરૂપ ગણાય; તેથીજ ન છુટકે હું એ પત્નિને છોડી પુનઃલગ્ન કરવા તૈયાર થયો!

રાત્રે એક વાગ્યે હું સ્ટડીરૂમમાં ગયો. એક બે નવાં આવેલાં માસિકો જોયાં. બે વાગ્યા સુધી વાંચ્યું. બે વાગ્યા પછી કાગળોના જવાબો લખ્યા. મિસીસ શર્માને લખ્યું કે "હું તથા મારી પત્નિ ખુશીથી અલગ થઇશું. ચોક્કસ એક અઠવાડિઆ પછી આપણે પરણી શકીશું!" ત્રણેક વાગતાં સુધી કાગળોના જવાબ લખી લખીને થાકી ગયો; જેથી મોટરમાં વરલી તરફ લટાર મારીને પુનઃ ઘર તરફ આવ્યો. ચાર વાગ્યા સુધી રાબેતા મુજબ બધાં બજારો ધમધોકાર ચાલતાં હતાં. લોકો ચારથી છ સુધીજ સુવે છે. હું પણ બરાબર ચારના ટકોરે બેડરૂમમાં જઇને સુઇ ગયો.

# અતિથિ દાનવો ભવઃ!

[ જ્યારે રેશનીંગ ન હતું, ત્યારે તો અતિથિ દેવો ભવઃ ગણાતા; પણ જ્યારથી રેશનીંગનાં મંડાણ થયાં છે ને રોજનું અધોશેરના હિસાબેજ લોકોને અનાજ મળતું થયું છે; ત્યારથી એ અતિથિ યાને પરોણા દેવો નહિ પણ દાનવો જેવા બલ્કે જમદૂત જેવા લાગતા થયા છે.

"રેશનીંગનો દોર છે ઘરમાં ન આટો છે ન દાળ,
તેલ, ઘી, ચોખ ને બળતણનો જણાયે છે દુકાળ,
મોત આવે તો ખુશીથી વૅલકમ લોકો કહે,
પણ પરોણાને નીરખતાં પેટમાં પડતી છે ફાળ!"

—લેખક]

**જ્યાર**થી 'હળવે હળવે પેસવું અને ઘરધણી થઇને બેસવું"ની નીતિ ગ્રહણ કરીને ઇસ્ટ ઈંડીયા કંપનીએ સુરતમાં આવી ધામા નાખ્યા, અને જેણે જેણે આંગળી આપી તેનું પ્હોંચું પકડવા માંડયું; ત્યારથી લોકોમાંથી અતિથિને દેવ તરીકે ગણવાની ભાવના નષ્ટ થતી ચાલી છે. ઇસ્ટ ઇન્ડીયા કંપનીના આગમન પછી અતિથિ **દેવ** તરીકે નહિ પણ **માનવ** તરીકે પૂજાવા લાગ્યા; પણ છપ્પનીયા કાળ પછી તો એ અતિથિઓ **માનવરૂપ** મટીને **દાનવરૂપ** ભસવા લાગ્યા; જેથી પરિણામે ગૃહસ્થોને

પોતાનાં ઘરનાં બારણાંઓ ઉપર **"નો એડમીશન વિથાઉટ પરમીશન"** નાં પાટીયાં ટાંગવાં પડયાં છે!

આમ થવાનું કારણ શું? અતિથિ. અતિથિ ધર્મ ભૂલ્યા. જેના છાંયડામાં રહે તેવી મનોદશા થાય. એ ન્યાયે કંપનીની રાજનીતિ અતિથિઓમાં ઉતરી. ગ્રામ્ય જનતાએ તળપદી કહેવત જોડી કાઢી. "પહેલે દા'ડે પરોણો બીજે દા'ડે પધ, ત્રીજે દા'ડેરે તેની અકકલ ગઈ!" છતાં નફફટ પરોણાઓ પર તેની અસર ન થઈ અને તે ખરા અર્થમાં પરોણા સાબીત થયા! જેમ બળદને આરવાળા પરોણા વડે પાંસરા કરવામાં આવે છે; તેમ એવા પરોણાઓ યજમાનને પાંસરા કરવાજ તેમને ઘેર ધામા નાંખે છે. મેગેસ્થીનીસે હિંદની પરોણા ચાકરીનાં ભારો ભાર વખાણ કર્યાં હતાં; પણ ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ, ઇન્ડીયનને પરોણાચાકરીની ખો ભુલાવી દીધી! જો કે એ મહેમાનદારી ભારે પડવાથી કેટલાક આકળા યજમાનો ૧૮૫૭માં ઉકળ્યા હતા; પણ અંતે મહેમાનોની કુનેહને લીધે તેમને ઠંડા પડવું પડયું. ત્યારપછી તો એનું અનુકરણ કરનારા ઠેર ઠેર નીકળી પડયા. ભલેને કવિઓ ગાયા કરે છે કે : **"મહેમાનો હો વ્હાલાં પુનઃ પધારજો"** છતાં લોકોને મહેમાનોનો સત્કાર કરવામાં જપ્તી કરવા આવેલા બેલીફનો સત્કાર કરવા જેટલોજ આનંદ થાય છે! કારણ એટલુંજ કે ધંધાની મંદી અને વખતની કીંમત વધી ગઈ છે. પૃથ્વીનો વિસ્તાર ઘટતો ગયો છે; તેમ તેમ વસ્તી વધતી ગઇ છે. ટુંકાણમાં કહીએ તો ઘર સાંકડું હોય, અને પ્રભુના પયગંબરોની ફોજ મોટી હોય ત્યાં અતિથિને કઈ અભરાઈ ઉપર ગોઠવવા? ઘરમાં બાર હાથનો બાંપુ ફરકતો હોય, બાળકોને બાપા નામનું પ્રાણી જ્યાં શીંગડાં ઉગામતું હોય; ત્યાં પરોણા પધારે તો તેમને કયા ખૂણામાં મૂકવા!

અતિથિની વ્યુત્પત્તિ કરીએ તો અ+તિથિ એટલે કે વાર કે તિથિ જોયા વગર એકાએક યજમાનના ઘરપર છાપો મારે તેનું નામ અતિથિ! આ ઉપરથી સાબિત થાય છે કે યજમાનના ઘર પર અણધારી આફતની

જેમ એકાએક બારણું ઠોકીને પધારે તેજ ખરા અતિથિ ગણાય. પગ-મુસાફરી કરીને આવે કે ગાડામાં આવે તો બેચાર દિવસ થાક ખાવા એ લોકો યજમાનને ઘેર ધર્મશાળા સમજીને પડી રહે એ બનવા જોગ છે; પણ આ મોટર અને વિમાનના જમાનામાં બે ત્રણ દિવસ કાઢવા તે બેત્રણ વરસ વિતાવવા જેવું લાગે! જાણે યજમાન પણ બેકાર હોય ત્યારે તો કાંઇ વાંધો નહિ; પણ કામ ધંધાવાળાનું શું? હશે, અણધારી આફત કે આસ્માની સુલ્તાની તરીકે પરોણાઓને યજમાનો સમજી લે તો બસ છે!

પરોણાના પણ અનેક પ્રકાર છે. જેમની જીભ વશ ન રહેતી હોય અને ઘરમાં તેને વશ રાખવાનું સાધન ન હોય તો ન છૂટકે બહારવટુ બેઠા સગાં સંબંધી કે મિત્રને ત્યાં જઈ ધામા નાખનારા પરોણા પણ વિરલ હોય છે. આ જાતના પરોણા વાતોડીઆ હોય છે. તેમની જીભમાં સાકર હોય છે. વાત વાતમાં સામાને વશ કરવાની જાદુઈ વિદ્યા તેમની પાસે હોય છે! આવા પરોણા જેને ત્યાં જાય છે; તેની સરભરાની અને રસોઇની એટલી તારીફ કરે છે કે તેટલી તારીફ તો કવિશ્રી નાનાલાલે મણિમહોત્સવની ઉજવણી વખતે સુરતની રસિક રસોયણોની પણ નહિ કરી હોય! "વાહ! જમના ભાભીના હાથની રસોઈ તો એવી સ્વાદિષ્ટ થાય છે કે ભગવાન પોતે જમવા પધારે!"

"ગઇ સાલ એમણે પાતરાં અને દૂધપાક એવો સરસ બનાવ્યો હતો કે મેં તો જીવનભર ક્યાંય ખાધો નથી!" "એમનો ટેસ્ટદાર વઘાર ભલભલા રસોઇયાને મ્હાત કરે એવો હોય છે!" સામાન્ય રીતે સ્ત્રીઓના કાન વખાણ સાંભળવાને ટેવાયલા હોય છે. જેથી એવા પરોણા ધારેલું જમી શકે છે!

બીજા પ્રકારના પરોણા અમલદારશાહી પરોણા હોય છે. જેમ કોઇ નાટક કંપની કે સરકસ અમુક શહેરમાં આવતાં પહેલાં પોસ્ટરોદ્વારા જાહેરાત કરે છે તેમ આ પ્રકરણના પરોણાઓ તાર કરીને યજમાનને ખબરદાર કરે છે કે-"તૈયાર રહો, અત્રે તમારાં આંગણાં અમારાં પુનિત

પગલાંથી પાવન કરવા અને તમારા ઘરની શોભા વધારવા ફક્ત ત્રણ નાઇટ માટે પધારીએ છીએ! અમારી મહેમાનદારીનો ખેલ ભજવવા માટે તમે તૈયાર રહો!" જેમ ગવર્નરની પધરામણી થતાં પહેલાં શહેરની સડકો સુધારવામાં આવે છે; તેમ આવા સુધરેલા પરોણાઓની પધરામણી પહેલાં પલંગની ફાટેલી ચાદરોને પેટીમાં પધરાવી, દેખાવ માટે રાખી મૂકેલી બે સારી ચાદરો કાઢવી પડે છે અને જુના તકીયા પર નવા કે ધોએલા કવર ચઢાવવા પડે છે. ઘરમાં ખુરશી ન હોય તો આડે શીપાડોશીને ત્યાંથી ખુરશીઓ માગી લાવવી પડે છે. અરે રોજ મેલાં ઘેલાં ફરતાં બાળકોને પણ સારાં કપડાં પહેરાવવાં પડે છે. વખતે પરોણાના મોભા પ્રમાણે સ્વાગત કરવા સામે સ્ટેશને લેવા પણ જવું પડે અને આપણે કુલી ન હોઇએ છતાં તેની એકાદ હેંડબેગ હોય તો ઉંચકી પણ લેવી પડે! આવનાર પરોણાઓ પૈકી કેટલાક તો એવા હોય છે કે સ્વગૃહે ભલે હોઠીઆંની દમવાળી ખેંચતા હોય; પણ પરગૃહે તે રીગારેટ પર સીગારેટનો દમ લગાવે છે! વળી પોતે મહા વિદ્વાન હોય; એમ યજમાનને ઠસાવવા માટે બગલમાં બે ત્રણ અંગ્રેજી પુસ્તકો પણ ઘાલીને ફરે છે!

અને વળી જો કોઇ લેખક પરોણો હોય ત્યારે તો પુછોજ મા! વાતોના તડાકા ઉડે અને જોત જોતામાં સ્મશાન જેવા શાંત ઘરને સાહિત્યનું સમરાંગણ બનાવીનેજ છોડે!

"જોયુંને મિ બેકાર 'આરામ'ના દિવાળી અંકમાં ગઈ સાલ પેલા સાક્ષારના પૂછડા પર આપણે કેવો ફટકો માર્યો હતો! આ બલુકાકા બિચારા સોનેટ લખે છે તે કયો ગીગો સમજતો હશે? વળી બોલ્યા બિચારા નાનાલાલ; જ્યાં હોય ત્યાં અપદ્યાગદ્યનું ખીચડું બાફે છે તે કોણ ખાતું હશે? એમનાં કરતાં તો એમના બાપા દલપતરામ શું ખોટું લખતા હતા! કેવી સાદી ને સરળ ભાષા? મારી ઘરવાળી ત્રણ ચોપડી ભણેલી છે; તે પણ સહેલાઇથી ક-દ-ડા-નાં કાવ્ય સમજી શકે છે. ખરો કવિ તેજ કે જેની કવિતા નાનાં બાળકો પણ સમજી શકે!"

આપણે તેને તોડી ન પાડવાના ઉદ્દેશથી કહીએ કે—

"તમારી વાત ઠીક છે; પણ આજના સાક્ષરો તો દલપતરામને 'કવિ' નહિ પણ જોડકણાંકાર ગણે છે! ત્યારે તે જરાક તપે અને કહે કે "વળી આજે કયો સાહૂકાર કે કવિ મુવો છે?" મારા દીકરા જે હોય તે અંગ્રેજી, ફ્રેંચ, બંગાલી કે હિંદીમાંથી તફડાવીને સાક્ષરતાનો દંભ બતાવે છે! કાલે ઉઠીને ભગલો હજામ કે ઘમલો માળી પણ ક્યાંકથી લેખ તફડાવીને સાક્ષરમાં ખપી જશે!"

"પણ તેમાં આપણે શું કરીએ? પેલો જન્મભૂમિનો કલમ કિતાબ-વાળો ગઇ સાલ તમારી પણ પાછળ લાગ્યોજ હતોને કે તમારી પેલી પ્રખ્યાત નવલિકા 'ઉસ્સપાર' એ રશિયન નવલિકાનો હડહડતો તરજુમો હતો!"

"અરે! જવાદોને, એ બધા તો જાણે સાહિત્યનો ઈજારો લઇ બેઠા છે! બીજા બધા તો ચોર અને પોતે જાણે શાહુકાર! બીજાનાં છિદ્ર જોવા સિવાય એ ભલા જીવને બીજું આવડે છે પણ શું! આજકાલ તો સાહિત્યમાં એવા દદાગીરીવાળાજ ફાવી જાય છે! જુવોને આખા દેશની ફીકર કરી-કરીને સુકાઇ ગએલા શ્રી વિજયરાય વૈદ્ય પણ એમજ પ્રખ્યાત થઇ ગયા છે ને! આજકાલ તો સાક્ષર બનવાનું સ્હેલું છે થોડાક લેખકો અને કવિઓને સુધરેલી ભાષામાં ગાળો ભાંડી કે બની બેઠા સાક્ષર! સાક્ષર બનવા માટે કઇ તપ કરવું પડતું નથી કે યુનિવરાસિટિમાં પરીક્ષા આપવી પડતી નથી!" આવી રીતે એક દિવસમાં તો આખા ગુજરાત અને બ્રહદગુજરાતના કવિઓ, સાક્ષરો અને લેખકોની ખબર લઇ નાંખશે અને પોતે જાણે બધાથી વધુ જાણકાર હોય એમ ઠસાવવાનો પ્રયત્ન કરશે.

આ પ્રકારના ભણેલા પરોણા સમક્ષ; પુસ્તકોનું કબાટ ઉઘાડવું તે દુકાળીયાઓની સામે રોટલાનું ભાથું ઉઘાડવા બરબર છે! વાંચવાને બહાને એવા અતિથિઓ પુસ્તકો લઇ જાય છે. અને પછી તે ભાગ્યેજ પાછાં મળી શકે છે. વળી કેટલાક તો એવા હોય છે કે વગર પૂછયેજ સારૂં લાગે તે પુસ્તક ઉઠાવી જાય છે. જેન્ટલમેન માણસોમાં પુસ્તકની ચોરી એ ચોરી

ગણાતી નથી! ભોગજોગે આપણે લેખક હોઇએ અને એક બે પુસ્તકે છપાવવાની ભૂલ કરી બેઠા હોઇએ તો પછી જેટલા ભણેલા પરોણા પધારે તે એકએક નકલ ભેટ તરિકે લઇ જવાનાજ. પછી આપવાની તમારી મરજી ન હોય તોપણ કારણ કે એ રીતે તેમના ઘરમાં આપણું નામ અમર રહી શકે છે! જેવી રીતે ચોરોનું માન જાળવવા જેલસુધી સિપાઇઓ તેમને છોડવા જાય છે; તેમ એવા જેન્ટલમેન પરોણાઓનું માન સાચવવા સ્ટેશન સુધી યજમાનને પણ સિધાવવું પડે છે!

વળી કેટલાંક ભૂખડી બારસ સગાસંબંધીઓ તથા ગળેપડુ મિત્રો પરોણા તરીકે પધારે છે ત્યારે એવા આદુ ખાઇને યજમાનની પાછળ લાગે કે તેને આખો સંસારજ અસાર ભાસે છે! આ પ્રકારના પરોણાઓ દિવસને હિસાબે નહિ પણ મહિનાને હિસાબે રહે છે! એટલે કે આવા પરોણાઓની ગણતરી છુટક પરોણા તરીકે નહિ પણ જથાબંધ પરોણા તરીકે થઇ શકે! યજમાન કાંઇ ચાણક્યનિતી વાપરે અને કંઇ ને કંઇ બહાનું કાઢે તોજ એવા આસામીઓ ન છુટકે ખસતા થાય છે! બાકી પોતાની મેળે તો ભાગ્યેજ જાય; કારણ કે તેમના મનથી "ઘેર ખાવું તે ઝેર ખાવું!" બરાબર છે! જેમ બ્રાહ્મણોને જમવા બોલાવીએ ત્યારે તેઓ મિષ્ટાન્ન પણ ઝાપટી જાય છે, તે ઉપરાંત દક્ષિણા પણ પડાવી જાય છે; તેમ આ પ્રકારના પરોણા પુરી રીતે પરોણાગતની મોજ માણે છે તે ઉપરાંત ગાડી-ભાડું પણ યજમાન પાસેથીજ વસુલ કરે છે! અલબત્ત એ ગાડીભાડું પાછું મોકલવાની શરતે લે છે પણ ભાગ્યેજ પાછું મોકલાવાય છે!

વળી કેટલાક પરોણા એવા અવળચંડા સ્વભાવના હોય છે કે આપણે તેમની સમક્ષ દાતણ રજુ કરીએ તો તે ટુથપેસ્ટ માગે અને ટુથપેસ્ટ રજુ કરીએ તો દાતણ માગે છે! દંતમંજન આપીએ તો "કંઇ નહિ કોલસો ચલશે!" એમ કહે અને કોલસો આપીએ તો "સનટોન સારૂં આવે છે." એવું બોલે. ત્યારે કેટલાક પરોણા એવા લત્તલવીયા હોય છે કે હોટલના રેડીયો ગ્રામોફોન જેવા પટપટારાંથી યજમાનનું ઘર શેર બજાર

જેવું બની જાય છે! કેટલાક શ્રદ્ધાળુ યજમાનો તો આવા પરોણા પોતાને ઘેર પધારતાંજ બાધા રાખે છે કે "આ બાધા જલ્દી ટળે તો રોકડીયા હનુમાન પર સવા શેર તેલ ચઢાવું!"

વળી કેટલાક પરોણા એવા ગંભીર ડાચાંવાળા અને થોડા બોલા હોય છે કે પધારે ત્યારે "કેમ છો?" "સારા છીએ." અને જાય ત્યારે "આવજો" "પધારજો" સિવાય બીજું કંઇ બોલેજ નહિ. ઘરનાં બાળકો આવા પરોણાથી ભય પામીને દૂરનાં દૂર નાસતાં ફરે છે! આવા મુંગા મુંઝારા જેવા પરોણા જેટલા દિવસ ઘરમાં રહે તેટલા દિવસ જાણે આપણી છાતી પર સાડાત્રણ મણનો પથ્થર મુકયો હોય તેમ ભાસ થાય છે!

વળી કેટલાક પરોણા એવા ભાટચારણ જેવી પ્રકૃતિના હોય છે કે યજમાનના દરેક કામમાં દખલગીરી કર્યાંજ કરે. પોતે અમુક વાત જાણતા હોય કે ન હોય છતાં વચ્ચે પડતું નાંખે. યજમાનના ઘરમાં કોઇ રોકડું પરખાવનાર માણસ હોય અને તે આવા અતિથિ ધર્મથી અજ્ઞાત પરોણાઓને કજ્જામાંથી કાપે ત્યારેજ એવા ચાટ પડે, અને ચાટ પડે તો પછી ભાગ્યેજ પરોણા બનવાનું પસંદ કરે! આ જાતના પરોણાઓમાં કેટલાક એવી ટેવવાળા પણ હોય છે કે આપણી સાત પેઢીનો ઇતિહાસ પૂછી પૂછીને આપણી હૂંસ કાઢી નાંખે ત્યારેજ તેમનો દમ હેઠો બેસે! પહેલાં હિંદની પરોણાચાકરીનાં ભારે વખાણ થતાં હતાં; કારણ કે ત્યારે હિંદમાં શ્રી દૂધની નદીઓ હતી અને અનાજના ડુંગર હતા, પણ ધીમે ધીમે પરદેશી પરોણાઓ હિંદમાં પેધા પડયા જેથી હિંદની જાહોજલાલી યુરોપમાં હાલી નીકળી.

**"હુમને હીરા હણાયા હિંદથી પરદેશમાં,**
**ફાકવા બાકી રહ્યાં અહીં બાજરી જુવાર છે!"**

આવી હાલત થવાથી હિંદી યજમાન ધર્મ ભૂલ્યા અને કોંગ્રેસરૂપે અતિથિઓને ખસતા કરવા અનેક પ્રયત્નો કર્યા છતાં અહીંના હવાપાણી રાસ આવવાથી એમણે જવાનો, વિચાર સાત્ર માંડી વાળ્યો!

આજે માણુસો ગુજરાન માટે જ્યાં ત્યાં ફાંફાં મારે છે; એવા કડકાઇના જમાનામાં મહેમાનોની મુગ્લાઇ શી રીતે પાલવે? કડકાઈ દેવીની કૃપાથી અને તેની સગી બહેન બેકારી દેવીની મહેરબાનીથી કાલ સુધી દેવ જેવા ગણાતા અતિથિઓનું સ્થાન ઘરમાં ખૂણે પડેલાં તૂટેલાં ખાસડાં જેવું બની જાય તો આશ્ચર્ય નહિ!

ઉપર જે વર્ણન કર્યું છે તે વગર તાજના બાદશાહ જેવી ખાસીયતના ખાટલા પર બેસી મહેમાનીનાં મોજ માણનાર પરોણાની વાત કરી છે; પણ કેટલાક સહકારી ભાવનાવાળા પરોણા પણ હોય છે. જે યજમાનને ભારે પડવાને બદલે ઉલ્ટા મદદગાર નિવડે છે. જેમકે બગલા હજામને ઘેર હીરીયો હજામ અતિથિ તરિકે પધારે તો તે બગલાને મદદ કરવા વગર કલેજ અહુાની હજામત કરવા લાગી જાય છે. મગનીયા મોચીને ત્યાં છગનિયો મોચી પરોણો બનીને પધારે; તો વગર કલેજ જોડા સીવવાના કાર્યમાં સામેલ થઇ જાય. લુહાર કે સુથાર હોય તો તે પણ ખીંટીએ કોટ ભેરવીને બદાંય ચઢાવી યજમાનની મદદે લાગી જાય છે. આ પ્રમાણે સહકારની ભાવનાવાળા પરોણા જરાએ ભારે પડતા નથી. પણ એવા પરોણા તો અપવાદ ઉપજ ગણાય!



# ભગવાન એક રમકડું?

## (૧)

એ પણ વળી એક કોયડો છે કે જગતને ભગવાને બનાવ્યું છે કે જગતે ભગવાનને બનાવ્યા છે? પૂર્વના આધ્યાત્મવાદીઓ માને છે કે ભગવાને જગત બનાવ્યું છે; ત્યારે પશ્ચિમના જડવાદીઓ માને છે કે લોકોએ જ પોતાની જરૂરત પ્રમાણે ભગવાનને બનાવ્યા છે, અને હજુ પણ બનાવતા રહે છે.

ભલે દ્વાપરમાં એ લઘુમતિનું રક્ષણ કરવા મેદાને પડયો હોય; પણ આજે તો એ પણ મેજોરિટિનેજ માન આપે છે! "ભાગ્યાનો ભેરૂ ભગવાન" એ સુત્ર મટી ગયું ને હવે તો "ભગાડનારનો ભેરૂ ભગવાન થઈ પડયો છે!"

પહેલાં એને પ્રસન્ન કરવા માટે ભકિતની જરૂર હતી; પણ હવે તો શકિતની જરૂર પડે છે! જેનામાં વધારે શકિત તેના ફેવરમાં ભગવાન ઉતરી જાય છે! પહેલાં એ સત્યને પક્ષે રહી લડતો એટલે પહેલાં સત્યનો જય થતો પણ હવે એ સત્ય તરફ રહીને કંટાળી ગયો હોઈ, જુઠનો જય કરી રહયો છે! પહેલાં એ નબળાંઓના રક્ષણ માટે આકાશ વાણી કરતો; હવે એ નબળાંઓના ભક્ષણ માટે જાતે આકાશ વાણી કરતો નથી પણ

પોતાના એજન્ટો મારફતે નભોવાણી વહેતી મૂકાવે છે ! અને તેથી જ પહેલાં ઘરનાં ગોખલામાં ભગવાનને લોકો પધરાવતા; -તેને બદલે હવે રેડીયો સેટ મૂકાવે છે. કારણકે તેની મારફતે જ—એની નભોવાણી સંભળાય છે ! પહેલાં એ પૂજારીઓના હાથમાં રમી જતો હવે રેડીયો સ્ટેશનોના ડાયરેક્ટરોના હાથમાં એ રમી જાય છે ! ભગવાન એક રમકડું છે જેને પાદરીઓ, સંતો મહંતો વગેરે ચાવી ફેરવીને ચાલતું કરે છે.

પહેલાં ભગવાન ભૂખમરાનો વિરોધી હતો હવે એ ભૂખમરાનો ફેવર કરતો થયો છે ! પહેલાં ઉપવાસ કરવાથી ભગવાનનો ભેટો થતો હતો પણ હવે તો ભગવાન પણ ઉપવાસીઓથી બાર ગાઉ દૂર નાસે છે ! ઉલ્ટો હવે તો ધરાએલાનોજ સંગ કરે છે ! પહેલાં ભગવાન ગમે તે સંજોગોમાં અને ગમે તે સમયે અરજી સાંભળી લેતો; પણ હવે તો ટાઈમસર રવિવારની ફુરસદે જ અરજી સાંભળે છે, અને તે પણ કોઈ એના પાદરી વકીલની મારફતે એ અરજી રવાના કરો તો જ સાંભળે ! અને વળી પહેલાં વગર ફીએ અરજી સાંભળતો હતો પણ હવે તો કોર્ટ ફીનો સ્ટાંપ લગાડવો પડે છે ! પહેલાં એ પ્રસન્ન થતો તેને લાંબું આયુષ્ય અર્પતો; પણ હવે તો એ પ્રસન્ન થાય છે તેને વહેલો પતાવી નાખે છે ! પહેલાં એ મુક્તિ અપાવી માનવને આત્મિક લાભ અર્પતો પણ હવે વિમાનાં દોઢીયાં અપાવી મરનારને આર્થિક લાભ અપાવે છે ! પહેલાં જીવ લેવા એ જમરાજને મોકલતો અને જમરાજ ભાંગપીને લ્હેરથી ધીમે ધીમે જીવ લેતા; પણ હવે તો વિજ્ઞાનીઓ અને મોટર ડ્રાઈવરોને એણે જમરાજનો ચાર્જ આપી દીધો હોય તેમ એ લોકો-રાહદારીઓને વહેલા ખતમ કરી નાખે છે ! પહેલાં એ અબોટીયું પહેરીને જ જમતો, હવે એ પાટલુનને જોડા સહિત જમી લે છે ! પહેલાંએ છપ્પન ભોગના થાળ જમતો; હવે એકાદ સુક્કાં બિસ્કીટ ને એક કપચાહથી શુકરાના ગુજારી લે છે ! આવી વલે થઈ છે પશ્ચિમના ગૉડાની પણ પૂર્વના ભગવાનનું શું થયું તે સાંભળો !

પૂર્વના ચીના, જાપાની, તીબેટીયનો વગેરે ભગવાનને તો અહિંસાનો અવતાર માને છે અને ખિસકોલાં, ઉંદરડાં કે મેડકનાં અથાણાં મઝાથી

ઉડાવી જાય છે! ભગવાનને ભાંગથી રિઝવવાને બદલે ચંડૂલથી રિઝવે છે! અને હિંદ એ તો ભગવાનનોજ દેશ રહયો; પછી એમાં તો એની લીલાનું પૂછવુંજ શું!

હિંદના ભવૈયાઓએ, રામલીલાવાળાઓએ નાટકવાળાઓએ અને સીનેમાવાળાઓએ ભગવાનને ઠીક હાથો હાથ ઉંચકી લીધો છે! ભગવાનનો પ્રચાર કરવામાં એ ભલા જીવોએ કંઇ બાકી રાખ્યું નથી; પણ એમણે પોતાની અક્કલ પ્રમાણે ભગવાનને જુદા જુદા રૂપે રજુ કરીને ભગવાનની શિકલ એવી બગાડી દીધી છે કે ખરો ભગવાન કયો અને ઇમીટેશન ભગવાન કયો તેજ સમજાતું નથી? ભલે પૂજારીઓ આરતી ઉતારતી વેળા અસલ ઘીને બદલે વેજીટેબલ ઘી વાપરતા હોય કે સુગંધીદાર પુષ્પને બદલે આકડાનાં ફૂલ ચઢાવતા હોય; પણ ભક્તિભાવ તો જેમને તેમ કાયમ છે જ!

જો કે પશ્ચિમનો વંટોળીયો આવવાથી ભગવાનનાં ભાવમાં કંઇક મંદી આવી ગઇ છે. ભગવાનના ભક્તોને બદલે સમાજ સુધારકો, કૉલેજના પ્રોફેસરો, અને વિલાયત જઇ આવેલા અર્ધદગ્ધ જાંગલાઓએ ભગવાનની હરાજી કરવામાં કંઇ બાકી રાખી નથી; પણ હજુ તેમની માઇનોરિટિ હોઇ ભગવાનનું સ્થાન મંદીરોમાંથી કે લોકોના હૃદયમાંથી ખસ્યું નથી! જો કે વારંવાર એકારીની લીલા વિસ્તારીને, કે ધરતીકંપના આંચકા આપી આપીને ભગવાને હજુ હિંદના નાસ્તિકોનું ઝાઝું ચાલવા દીધું નથી.

પણ 'એક દર બંધ તો સો દર ખુલ્લા' પ્રમાણે ભણેલાઓ કદાચ ભગવાનની વિરૂદ્ધ જુંબેશ ઉઠાવશે; તોય કેળના પાણીએ બાંધેલા સનાતનીઓ, અને દૂધના શીરાથીજ જેમનું ખમીર બંધાયું છે એવા જૈન મહાજનો પોતાના પૈસાને જોરે પણ ભગવાનને ટકાવી રાખશે! હિંદમાં નાસ્તિકવાદીઓ કડકા છે, અને આસ્તિકવાદીઓ ગબ્બર છે; ત્યાં સુધી ભગવાનને પોતાના માટે જરાય ભય નથી! અને જરા તરા હોય તો

આંકફરકવાળા બાપુઓ, રેસની ટીપ આપનારા સાધુઓ, તાંબામાંથી સોનું બનાવી દેવાની કરામતવાળા કીમીયાગરો કે સોને બદલે બસોની નોટો બનાવી દેનારા આધ્યાત્માવાદીઓ હિંદમાં જીવે છે; ત્યાં સુધી ભગવાન શા માટે કરે ?

વળી જ્યાં સુધી વહેપારીઓ વહેપારમાં જૂઠ નભાવવા માટે પણ ભગવાનના સોગંદ ખાય છે, કોરટ કચેરીઓમાં જૂઠ્ઠી સાક્ષી આપતી વખતે પણ લોકો મેજીસ્ટ્રેટોની સામે ભગવાનનું નામ દઈને ગમે તેવું ગબડાવી જાય છે, ભગવાનના નામે ખોટા દસ્તાવેજો કે બનાવટી ચોપડા પણ રજૂ થાય છે, અરે ! ભગવાનને નામે તંબુરો વગાડી લોકો ભીખ માગી ખાય છે, મંદીરોમાં ભગવાનને નામે શંખ ફુંકાય છે કે નિશાળોમાં ભગવાનની જોરજુલમથી પ્રાર્થના થાય છે; ત્યાં સુધી ભગવાન શા માટે ભડકે ?

ભલે લોકો બર્થકંટ્રોલના બ્હાને ભગવાનને ભૂલાવવા મથે, ભલે લોકો અનાથોના નાણાં ભગવાનને નામે હજમ કરી જાય, ભલે લોકો વિધવાઓને ભગવાનને નામે ભરમાવી જાય, ભલે લોકો ભગવાનની મૂર્તિઓને પણ ચોરીને ભરબજારે વેચી દે; પણ જ્યાંસુધી હિંદમાં ધર્મનું દોરડું તૂટયું નથી ત્યાંસુધી ભગવાનને ઉની આંચ આવવાની નથી ! ઉલ્ટું હિંદમાં તો કોમીવાદને બ્હાને ભગવાનનું ટટ્ટુ ચાલ્યા જ કરવાનું !

અને જાણો છો અલ્લામિયાં ! જેમ સાડી તેરસો વરસ થયાં મુસલમાનોના ધર્મ પુસ્તકમાં એક અનુસ્વારનો પણ ફેર પડયો નથી. તેમ અલ્લામિયાંની માન્યતામાં પણ ફેર પડયો નથી ! મુસલમાનોમાં ૭૨–૭૨ ફિરકા પડયા પણ અલ્લામિયાં તો જે સ્થાને હતા ત્યાંને ત્યાંજ રહ્યા છે ! વાવાઝોડાં આવે પણ એ અલ્લામિયાં, મિયાંના દિલમાંથી એક ઈંચ પણ આઘો પાછો થાય એમ નથી ! કારણકે છાપામાં કે સ્ટેજ પર, બજારમાં કે સ્ટેશનપર કયાંએ અલ્લામિયાંની વાત આવી કે મિયાંએ દંડો ઉછાળ્યોજ છે ! જો કે અલ્લામિયાંને વટાવી ખાવાના કેટલાએ પ્રયત્નો મસ્જીદના

ટ્રસ્ટીઓ કે દરગાહના મુજાવરોએ કર્યા છે, છતાં અલ્લામિયાંના ભાવ જરાએ ઘટયા નથી ! અરે ! રંડીયો પણ નાચ મુજરામાં અલ્લાહનું નામ લેતી હોય, મુરીદો પાસેથી દોઢીયાં કઢાવવામાં પીરો યાને ખુદાઇ ઈન્કમટેક્ષ ઓફિસરો, વારે વારે ખુદાનું નામ જપતા હોય, અને તાવીજ, મંતર, ધંતરવાળા સાંઈ મૌલાઓ અલ્લાહનું નામ વારે વારે વટાવી ખાતા હોય, ત્યાં અલ્લામિયાંનું નામ કે સ્થાન કેમ ઝાંખું થાય ?

ધારાસભામાં કોમવાર જુદી જુદી બેઠકો મળીઃ ત્યારથી ધર્મનું કુંડાળું વધુ મજબૂત થતું ગયું અને અલ્લામિયાં તથા ભગવાન સામ-સામા મુકાઈ ગયા પછી તો જાણોજ છોને ? કોમીવાદના ભૂતાઓએ બંને બાજુ ધર્મના ઢોલ વગાડવા માંડયાં જેથી કોમનો ભાવ વધતાં અલ્લામિયાં તથા ભગવાનનો ભાવ પણ ડીફ્રંડની જેમ પુનઃ પુનઃ વધતોજ ચાલ્યો ! જો કે એકજ પુસ્તકની એ બંને આવૃત્તિઓ છે; છતાં એ વાતજ કોઇને માનવાની હા પાડી નથી. અને બને પોત પોતાને પંથે એવા મુડીઓ વાળીને દોડવા લાગ્યા કે ભગવાન ભગવાનને ઠેકાણે રહયો, અલ્લામિયાં અલ્લામિ-યાંને ઘેર રહયો અને લીડરો પોત પોતાના માનનારાઓની આંગળીઓ પકડીને પોતાને પંથે દોડતાજ રહયા ! એ તો ઠીક છે કે પૃથ્વી ગોળ છે જેથી પાછા એકાદ દિવસ એક ઠેકાણે આવશેજ !



## ભગવાન છે એની ખાતરી !

### ( ૨ )

**જો** કે ભગવાન તો નિરંજન અને નિરાકાર છે; જેથી કોઈની નજરે ચઢે એમ નથી; અને જો કદાચ કોઈની નજરે ચઢી જાય તો લોકો ભગવાનની પણ કમબખ્તીજ લાવી નાખે ! આંકફરકવાળાઓ નંબર પુછવા માટે, રેસવાળાઓ કયો ઘોડો લગાવવો તેના માટે, સરદાર પટેલ

ક્યારે સ્વરાજ મલશે તેને માટે, ખિતાબ વાંચ્છુઓ પોતાને ક્યારે બીજો મોટો ખિતાબ મલશે તેને માટે, સ્ત્રીઓ પોતે ક્યારે પુરુષોથી સ્વતંત્ર થશે તેને માટે, ફીલ્મ પ્રોડ્યુસરો પોતાની ફીલ્મ સૌથી વધુ અઠવાડિયાં ચાલે એવા આશિરવાદ મેળવવા માટે, છાપાંવાળા વધુ જાહેર ખબરો મેળવવાની દુઆ માટે અને વાંઝીઆઓ છોકરાં માટે તો બહુ છોકરાંના માવતરો છોકરાં ઓછાં કરવાની દુઆ યાચવા ભગવાનની મુલાકાત લઇને અને સવાલો પૂછી પૂછીને હું સજ કાઢી નાખે એમ હોવાથી દીર્ઘદ્રષ્ટિ ભગવાન જાતે તો પધારેજ નહિ; જો કે આજે તેનું નામ લેનારાઓની સંખ્યા ઘટી ગઈ છે તોય !

o o o

જગતની જંજાળો આજે એટલી વધી ગઈ છે કે લોકો ભગવાનને ભૂલતા ગયા છે. જો કે તે કોઇ કોઈવાર ધરતીકંપ, આગ, વંટોળીઆ કે લડાઇ મારફતે પોતે હજુ જીવતો ને જાગતો છે એની ખાત્રી કરાવી આપે છે, છતાં માણસ જેવું ભૂલકણું પ્રાણી જરા જરા વાતમાં ભગવાનને ભુલી જાય છે અને તેના નામે ગમે તેવા ઊંધા ધંધા આદરી બેસે છે. ભગવાનને ભરોસે લોકો જૂઠની નાવ હંકારે છે, તેમને નસીયત કરતો નથી, તેથી લોકોને ભગવાનના વિષે શંકા થવા લાગી છે; પણ ભાગ્યો ભાગ્યો તોય ભગવાન !

o o o

એ ભગવાનની પણ કોક વેળા જરૂર પડે છે ખરી, જુવો મોટા મોટા શેઠીયાઓને કાસ્મીરની સ્હેલગાહે જતા જોઇને તમારૂં પણ એ સંસારના સ્વર્ગને જોઈ લેવાનું મન થાય, પણ પગાર ફક્ત રૂ. ૨૫) મળતો હોય જેથી દર માસે રૂ. ૫) બચાવી બચાવીને તમે બે ત્રણ વરસે અમુક રકમ એકઠી કરી કાસ્મીરની સ્હેલગાહે ઉપડો, ટ્રેનમાં જતાં તમે લાહોરના સ્ટેશને ઉતરી લટાર મારતાં પૂરી પકોડી ખાવાના ઇરાદાથી ખીસ્સામાં હાથ નાંખો ત્યાં તમારૂં ખીસ્સુંજ કોઇ સફાચટ કરી ગયું હોય, અને ત્યાં કોઇ તમારો મામા, માસીનો પણ ન હોય તો પ્લૅટ

ફ્રાર્મના એક બાંકડા પર બેસીને ઊંચે આકાશ તરફ નીરખીને ભગવાનને યાદ ન કરો તો બીજા કોને યાદ કરો ?

o o o

આખું વરસ તો નાટક સીનેમા જોવામાં વિતાડયું હોય અને રજાના ગાળે તો ક્રીકેટ કે ફૂટબોલની મેચો જોવા ગયા હોય; પછી જ્યારે પરીક્ષાનું પેપર જોતાં આંખો ચકરવકર થાય, અને કડક સુપરવાઇઝરની ચકોર દ્રષ્ટીને પ્રતાપે તમે ચોરી પણ કરી શકતા ન હોય, તથા નાપાસ થાઓ તો તમારો બાપ તમારી ઉપર હીટલરની જેમ તૂટી પડે એમ હોય; તો પછી તમારે બે હાથે માથું પકડીને બેન્ચ પર બેઠાં બેઠાં ભગવાનનેજ યાદ કરવો રહ્યો ને ?

o o o

તમે બે પૈસા કમાયા હોય, અને કાઠીઆવાડ સુધી જાતે તકલીફ લઇને કોઇ પતલી કમ્મરવાલી સોરઠી સિંહણને લાવીને પૈસાના જોરે તમારા પાંજરાંમાં પુરી હોય; પણ તે તમારા મોટા પેટથી કંટાળી ગઇ હોય; જેથી એકાદ રાતની ટ્રેનમાં તમને ઉંઘતા મૂકીને તે પહેરેલાં ઘરેણાં ઉપરાંત એકાદ નોટનો ચોડો તમારી તિજોરીમાંથી તફડાવીને પોબારા ગણી જાય તો સવારે ઉઠીને આંખો ચોળતાં પહેલાંજ તમને ભગવાન યાદ આવે અને પછી પોલિસ !

o o o

તમારી એકની એક પુરી બેટી હોય, જેથી તેને લાડ લડાવવામાં તમે પાછી પાની કરી ન હોય, તે કૉલેજમાં સબ્જપરી બનીને ફરતી હોય; છતાં તમે કોઈ વેળા રોકટોક કરી ન હોય; પછી જ્યારે એ કોઈ કૉલેજનાજ ગુલ્ફામ જેવા વિદ્યાર્થી સાથે નાસી જાય, અને તમારૂં નાક ચીબું હોય, છતાંય કપાઇ જાય તો તમને સૌથી પહેલાં ભગવાન યાદ આવી જાય !

o o o

તમે કોઇ ખડખડ પાંચમ પેપરના માલીક હોય અને તમારો કોઇ સંબંધી વેપારી બાર મહિનાના વાયદે તમારા પેપરમાં જા.ખ. દીધેલ

રાખતો હોય અને તમે પણ દીવાળીના વાયદે જા.ખ. છાપ્યેજ જતા હોય એવામાં દીવાળીને આગલેજ દહાડે એટલે કે કાળીચૌદશને દહાડે તે પાઘડી ફેરવી નાદારીથી કોર્ટના ઓટલા પર ચેફાળ ઓઢોને સુઇ જાય તો તમને જરૂર ભગવાન યાદ આવી જાય!

o o o

તમે કોઇ જાહેર સભામાં પ્રમુખ બનીને બેઠા હોય અને પછી તાળીઓના ગડગડાટ વચ્ચે તમે તમારૂં ડહાપણ ભાષણદ્વારા ઠાલવી રહ્યા હોય, સભા પર તમારા ભાષણની એકધારી અસર જામી હોય, તમે દેશને માટે ખપી મરવાની મોટી મોટી ડીંગ મારી રહ્યા હોય, એવામાં તમારૂં છ માસનું ઘરનું ચઢેલું ભાડું વસુલ કરવા ભાડાવાળો ભૈયો પ્લેટફૉર્મ પર આવી બેલીફ તમારી બોચી પકડે તે વેળા કોણ યાદ આવે? તમારા પરલોકમાં સીધાવેલા પિતાશ્રી નહિ પણ ભગવાન!

o o o

તમે સ્ત્રીઓની કોઇ સભામાં સ્ત્રી–સ્વાતંત્ર્ય ઉપર ભાષણ કરવા ઉભા થયા હોય અને સ્ત્રીઓને ખુશ કરવા તેમને સાતમા આસમાને ચઢાવવાની વાતો કરી રહ્યા હોય એવામાં તેજ સભાને પાછલે છેડેથી ભાષણ સાંભળવા આવેલાં તમારાં ઘરવાળાંજ ઉભા થાય અને છડેચોક જાહેર કરે કે "કોઈ એમનું કહેવું માનશો નહિ, એ તો સ્ત્રીઓની આઝાદીના કટ્ટા શત્રુ છે. બૈરાંને ઘરમાં ગોંધી રાખવાનીજ તરફેણ કરનારા છે. જાણો છો એ અમારાં છોકરાંના બાપા છે! આજે પણ સત્યનારાયણની કથાને બહાનેજ હું અહીં એમનો ફેંસલો કરવા આવી શકી છું!" વગેરે વગેરે શબ્દો કહી તમને ઉધડા લ્યે તે વેળા તમને ભગવાનજ યાદ આવેને, કે "હે ભગવાન! તેં આ રમણી રત્ન કાં પેદા કર્યું? અને પેદા કર્યું તો મારા જેવા ગરીબની કોટે કાં વળગાડયું?

o o o

તમે કોઈ ગરીબ સ્ત્રીને વિધવા સમજીને તેની સાથે પુનર્લગ્ન કર્યું હોય અને પછી કોઇ વેળા કાશીની જાત્રાએ સિધાવી ગયા હોય અને

ત્યાં અચાનક કોઈ સાધુ જમાત સાથે ભેટો થઇ ગયો અને તે સાધુજ તમારી સ્ત્રીનો નાશી છૂટેલો આગલો ધણી નીકળે; તો ત્યાં તમારી ફજેતી થની વેળા તમે કોનો આશરો ચાહો ? ભગવાનનોજ !

o o o

તમે કોઇ જાણીતા લેખકનો લેખ તફડાવીને કોઇ બીજા અઠવાડિકમાં છપાવી બેઠા હોય અને ટ્રેનમાં બીજા ઉતારૂઓ ઉપર પ્રભાવ જમાવવા તમે તે તમારો લેખ ગજ ગજ છાતી ઊંચી કરીને વાંચી રહ્યા હોય અને સાંભળનારાઓમાંજ પેલો મૂળ લેખક બેઠેલો હોય, તે અંતે તમારી ઉલટ તપાસ કરે તે વેળા તમને કોણ યાદ આવે ? ભગવાન !

●

## ભગવાનની લીલા !

## ( ૩ )

"આ હડહડતા કળિકાળને વિષે ભગવાન પોતાની લીલા બતાવતો હશે કે નહિ ?" એક ભાવિકનો પ્રશ્ન. ભગવાન તો કોઇપણ કાળમાં અને કોઇપણ ક્ષણે પોતાની લીલા બતાવતો જ રહે છે; પણ જેને જોવાની આંખ હોય તેજ જુવેને ! જુવો, નહિ સાંભળો ! અરે ! નહિ વાંચો !

૧—બજારમાં એક તરફ તો "પિયા મીલનકો જાના"નું ગાયન વગાડતાં બેન્ડસહિત વરઘોડો જતો હોય, અને સામેથી "રામ બોલો ભાઇ રામ !"ની પોકો પાડતું ડાઘુઓનું ટોળું કરકટી લઇને રવાલ ચાલે ચાલતું હોય; ત્યારે અલબત્ત ભગવાનની લીલાનો વિસ્તાર ડામરની સડક પર ભર બજારે થએલો દેખાય !

૨—કલકત્તાના આલીશાન રોડ પર એક ભગવાને બનાવેલો મોટા પેટવાળો મારવાડી પાન વાગોળતો રિક્ષામાં બેઠો હોય, અને એક માનવ ઘોડો, પરસેવો લુછતો તે રિક્ષાને ખેંચતો હોય, તે વેળા આંતરચક્ષુથી જોનારને જરૂર ભગવાનની લીલાનાં દર્શન થાય.

૩—કોઇ ખિતાબધારી બડેખાંના બંગલાની આજુબાજુના બાગમાં ગાર્ડનપાર્ટી ઉડી રહી હોઇ, ભપકાદાર પોષાકવાળાં નરનારીઓ પેટ ફાટી જાય ત્યાં સુધી વિવિધ વાનીઓ ઉડાવી રહ્યાં હોય, અને બહાર ફાટેલ તૂટેલ વસ્ત્રોમાં ભિખારીઓ ટુકડા રોટલાને માટે કરગરતાં હોય, અને તેમને પેલા રાવબહાદુરના પહેરાવાળા કૂતરાંની જેમ લાકડીથી હાંકતા હોય તે વેળા ભગવાનની લીલાનાં જરૂર દર્શન થાય.

૪—એક તરફ બારમાના લાડુ ઉડતા હોય અને મોટા પેટવાળા ભૂદેવો પાટલા પર બેસીને લાડુ પર લાડુ ઝાપટી રહ્યા હોય, અને બીજી બાજી એઠાં પતરાળાંને કૂતરાં, તથા વાઘરાં, ઢેડ, ભંગી વગેરે ગરીબ માનવ પ્રાણીઓ ચાટતાં હોય, ત્યારે ભગવાનની લીલાનાં દર્શન થવા વગર રહે જ નહિ!

૫—તમે સુધરેલા હોઇ કોઇ તમારી કૉલેજની મૈત્રિણી સાથે સીનેમા જોવા ગયા હો, અને ત્યાં તમારી ઘરવાળી પણ તમારા કોઇ ફક્કડ પાડોશીની સાથે મોં મલકાવની સીનેમા જોવા પધારે, અને પાસેનાજ બોક્ષમાં બેસી ચૉકલેટ ચાવતી; તમે ઇંટરવલ વખતે તમારી સગી આંખે જુવો, ત્યારે તમને ભગવાનની લીલામાં શ્રદ્ધા બેસે!

૬—તમારો પગાર ટુંકો છતાં શોખ ભારે હોય જેથી તમે છ, છ માસનું ભાડું ચઢેલું હોય; તેની દરકાર રાખ્યા વગર ગ્રામોફોન વસાવ્યું હોય અને સવારમાંજ આરામથી બાળકો સાથે "દુનિયામેં કોન હમારા" વાળી રેકર્ડ સાંભળી રહ્યા હોય એવામાં ભાડાવાળો શેઠ તમારા ઘર પર ટાંક મુકવા બેલીફની સાથે બેધડક ચાલ્યો આવે ત્યારે તમને ભગવાનની લીલાનાં દર્શન થાય!

૭—તમે ધારાસભાના સ્વતંત્ર ઉમેદવાર હો અને પાંચ પચીસ હજારનું પાણી કરી તમારા વોટરોમાં તમે કરણ દાનેશ્વરીના અવતાર છો; એવી છાપ પાડીને નચિંત થઇને બેઠા હો અને મતની પેટીઓ ઉઘડીને જ્યારે તમારો હરિફ કોઇ કોંગ્રેસી હજારો વોટથી તમારી સામે ફાવી જાય અને

તમારી ડીપોઝીટ પણ જપ્ત થવાનો પ્રસંગ સાંપડે તો તમને જરૂર ભગવાનની લીલાનાં દર્શન થાય!

૮—'ભગવાને તમારા ઘરમાં ખાસ પોતાની લીલા વિસ્તારી હોયઃ યાને કે તમારી હાથની ધરતી ખૂબખૂબ ફળદ્રુપ હોઇ જોતજોતામાં તમારા ઘરમાં આખી પલ્ટન ઉભી થઇ ગઇ હોય; અને એવામાં લડાઇની મોંઘવારીનું બહાનું કાઢીને તમારો શેઠ તમારા પગારમાં ૫૦ ટકાનો કાપ મૂકે તો જરૂર તમને ભગવાનની લીલાનું સ્મરણ થાય!

૯—તમે રામલીલા જોવા ગયા હો અને ચોરો તમારા ઘરમાં ઘુસીને તમારો પટારો ઉઘાડીને જે કંઇ હોય તે સાફ કરી જાય પછી; જ્યારે તમે રામલીલા ખલાસ થતાં ઘેર જઇને જુવો ત્યારે જરુર તમને કૃષ્ણલીલાનાં દર્શન થાય!

૧૦—સંગીત અને નૃત્યએ આજકાલ ખાનદાની કુટુંબના આભુષણ-રૂપ મનાતું હોઇ; તમે અઢારમી સદીની ઘરવાળીને સબ્જપરી જેવી બનાવવા સંગીત અને નૃત્ય શીખવવા કોઇ અપ-ટુ-ડેટ ઉસ્તાદને રાખ્યો હોય; અને કોઇ મોકો જોઇ તે ઉસ્તાદ પોતાની ઉસ્તાદી બતાવે એટલે કે દરદાગીના સહિત તમારી ઘરવાળીને પણ ઉઠાવી જાય; તે વેળા પોલિસમાં રિપોર્ટ લખાવતાં લખાવતાં તમને જરુર ભગવાનની લીલાનાં ઝાંખાં દર્શન થાય!

૧૧—કેઇ મહંત પુરૂષનો કોઇ શુભ ચોઘડીએ તમને ભેટો થઇ જાય અને તે બે ચાર કરિશ્મા બતાવી કોરા કાગળની પળવારમાં દસની નોટ બનાવી દે; જેથી તમે ગમે તેટલા ચાલાક હો અને છાપામાં એવા અનેક કરામતી કિસ્સાઓના ભાંડા ફુટેલા વાંચ્યા હોય; છતાં લલચાઓ અને નોટો બમણી કરવા તેને હવાલે કરો, પછી તે તમને મધ્ય રાત્રે મંદીરની પાછલી મળવાનું વચન આપીને જાય તે જાય, પાછો દેખાયજ નહિ! ત્યારે તમને જરુર ભગવાનની લીલાનાં દર્શન થાય!

૧૨—તમે કોઇ ઉત્તર હિંદુસ્તાનના એડીટર હો અને ગ્રાહકોનું લવાજમ તો પહેલેથીજ વસુલ કરતા હો પણ તેને અંક મોકલવાનું તો

તમને યાદજ રહેતું ન હોય જેથી ગ્રાહકોને તો જરુર ભગવાનની લીલા યાદ આવે !

૧૩—તમને એમ તો કોઇ ઘસાએલું દોઢીયુંય પરખાવતું ન હોય; પણ તમે અપ-ટુ-ડેટ ઑફિસ રાખી કોઈ મહાન લિમીટેડ કંપનીનું સોનેરી અક્ષરોવાળું બોર્ડ લટકાવી શેર હોલ્ડરોમાં તમારી છાપ બેસાડી તેમને એકાદ રળીયામણી પ્રભાત બગસરાનો ચેફાળ ઓઢાડો ત્યારે જરૂર તેમને ભગવાનની લીલાનાં દર્શન થાય !

૧૪—તમે ખુદ અલ્લામિયાંના દરબારમાં હાજર થવા જાઓ એટલે કે મસ્જીદમાં નમાઝ પઢવા જાઓ અને બહાર નીકળો ત્યારે તમારા નવા બુટ કોઇ ઉપાડી ગયું હોય; તો જરુર તમને ખુદાની કુદરત યાદ આવે !



## ભગવાનને ખૂલ્લો પત્ર !

### ( ૪ )

**નોટ** : અનેક પોસ્ટ માસ્તરો અને ટપાલીઓ સ્વર્ગમાં પહોંચી ગયા છતાં હજુ સ્વર્ગમાં પોસ્ટ ઓફિસ ઉઘડી નથી, જેથી લાચારીએ મારે ટપાલમાં કાગળ ન લખતાં છાપાં મારફતે ખુલ્લો પત્ર લખવો પડયો છે. **લેખક**

**સ્વસ્તી** શ્રી ગામ સ્વર્ગ મધ્યે અનેક શુભોપમા પૂજ્યરાધેશ્રી વિષ્ણુ ભગવાન જોગ :

એતાનશ્રી ગામ-નવરા નગરથી લખીતન કામધંધા વગરના બેકારના સાષ્ટાંગ પ્રણામ સ્વીકારશો. વિશેષમાં લખવાનું કે હવે મને આપની દયા આવે છે ! અત્યાર સુધી ભલે તું દીનાનાથ, દયાળુ કહેવાતો હઇશ પણ હવે તો તું ગરીબોનો બેલી રહ્યો નથીજ !

ભલા ભગવાન યુરોપના જડવાદે અને વિજ્ઞાનવાદે ગોળ દુનિયામાંથી તો તારી જડ લગભગ ઉખેડી નાખી છે અને રશીયાના સામ્યવાદે તો ત્હારૂં નામજ ભૂંસી નાખ્યું છે. યુરોપમાં તો આજે તારા પાકકા હરિફ શયતાનનુંજ સામ્રાજ્ય વ્યાપતું જાય છે! અલબત્ત, કોક વેળા ધરતીકંપ કે ભયંકર વાવાઝોડું થાય અથવા ભયાનક લડાઈ ફાટી નીકળે ત્યારે હા! ફક્ત ત્યારેજ રોમના નામદાર પોપ કે કેન્ટબરીના આર્ચબીશપ જેવા રડયાં ખડયાં માણસો ચર્ચામાં તારી પ્રાર્થના કરે છે! હીટલર મુસોલીની જેવા કોઇ કોઈ ઝવેરીઓ પાકે છે ત્યારે યુરોપમાં તું છે એમજ લાગે છે! બાકી ત્હારી જીવન સહચરી લક્ષ્મીદેવીના ભકતોની સંખ્યાનો તો યુરોપમાં પણ પારજ નથી, અને ખરૂં કહીએ તો લક્ષ્મીદેવીની આરાધના માટેજ યુરોપમાં દાવાનળ સળી રહ્યો હતોને!

અરે! યુરોપને બાજુએ મૂકીએ તો આર્યાવૃત્તમાં પણ તારી વ્યક્તિને નામે મીંડુંજ વળ્યું છે. ત્હારા મંદીરોને તાળાં દેવાતાં જાય છે અને શયતાનનાં અનેક મંદિરો ઉઘડતાં જાય છે. તારૂં સૂત્ર "ધર્મે જય ને પાપે ક્ષય" હવે ખોટું પડયું છે, કલિકાલને વિષે તો "પાપે જય ને ધર્મે ક્ષય" થતો જાય છે! નહિ તો વળી ત્હારી–રોજ આંખો મીંચીને ભક્તિ કરનાર, ત્હારા સુદર્શન ચક્રના સ્મરણરૂપ રેંટીયો ફેરવનાર, ત્હારી અહીંસાની માળા ફેરવનાર અને તું જે અવાજ કરે તેજ પ્રમાણે આત્માના અવાજને માન આપનાર મહાત્મા ગાંધીજી જેવા ત્હારા ભકતોનોજ પરાજય થાય અને વીરાવાળા જેવા શયતાન ભકતોની જીત થાય! બસ જગતમાંથી તારી આણુ ઓછી થઈ છે શયતાનની અનંત સત્તા આગળ હવે કોઇ તારો ભાવ પુછે એમ નથી! થોડાક શેઠ શાહુકારો, ખોટા ચોપડા લખતાં પકડાઇ ન જવાય કે ધંધામાં ઠરીને અધર્મીપણું દાટી દેવાય માટે તીજોરી ઉપર તારી છબી રાખી વેજીટેબલ ઘીનો દીવો સળગાવે છે અને ઘંટડી વગાડે છે!

ત્હારાં મંદીરો સુનાં પડયાં છે, કોઈ કોઇ વેળા વેવલાં પ્રેક્ષકોની પાસેથી પૈસા પડાવવા નાટક, સીનેમાવાલાઓ ત્હારો વેશ કાઢે છે એટલીજ

ત્હારી યાદ કાયમ રહી છે, બીજું કાંઈ નહિ! ઇસ્ટ ઇંડીઆ કુંપનીનું આગમન થયું ત્યારપછીથી હિંદમાં ઠેર ઠેર લક્ષ્મીનાં મંદીરો વધતાં ગયાં છે અને ત્હારાં મંદીરો ઘટતાં ગયાં છે. લક્ષ્મીના મંદીરોને લોકો બેંકના નામે કે વિમા કંપનીઓને નામે સંબોધે છે! ધનતેરસને દહાડે ત્હારી પુજા કોઇ કરતું નથી પણ લક્ષ્મીદેવીનુંજ પૂજન થાય છે! જેમ ભગવાન તમારા કરતાં તમારા પતિનનાં માન વધ્યાં છે તેમ સમાજમાંએ ઘણા દેવો કરતાં પતિદેવીઓનાં માન વધતાં ચાલ્યાં છે! ગોકુળમાં ગોપિકાના માખણ ચોરનાર કનૈયા! આજે ત્હારૂં સ્થાન કૉલેજના કનૈયાઓએ લીધું છે! પણ ત્યાં કૉલેજમાંતો એક ગોપીને અનેક કનૈયા હોય છે!

ત્હારે ૧૬ હજાર સ્ત્રીઓ હતી; તેનું અનુકરણ કરીને બિચારા અનેક રાજા મહારાજાઓ, અમીર ઉમરાવો અને જાગીરદારો કે ખાનદાની ગણાતા માણસો અનેક સ્ત્રીઓ કરતા હતા, પણ હવે તો સુધારકો ત્હારા અનુકરણનેય જાણે પાપ સમજી બેઠા છે અને શ્રીમતી લીલા બ્હેન મુન્શી જેવાં તો એક પતિવ્રતનું બીલ લાવીને ધારાસભામાં ત્હારી આજ્ઞાઓનું ઉલ્લંઘન કરી રહ્યાં છે!

તું માખણ ચોરીને ખાતો હતો પણ હવે તો હોટલોને પ્રતાપે માખણજ રહ્યું નથી ત્યાં કયાંથી ચોરે? ભલા ભગવાન ત્હારે હવે પૃથ્વીપર ફરી એકદવાર પધારવું જોઇએ, કાંતો એકાદ ભયંકર ધરતીકંપ મોકલાવીને તું હજી હયાત છે એની નાસ્તીવાદીઓ પર સાબિતી કરી બતાવવી જોઇએ! નહિતર તારૂં સ્મરણ પણ શયતાનના સાગ્રીદો ભૂલાવી દેશે! કારણ કે શયતાનના મંદીરોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છેને!

રેસ, સટ્ટો, જુગાર, આંકફરકનાં ધામો શયતાનખાનાનું જીવતું જાગતું સ્વરૂપ છે! વળી શયતાનની સત્તા વધારવામાં અને ત્હારી સત્તા ઘટાડવામાં છાપાંના તંત્રી રૂપ નારદ મુનિઓએ કંઇ ઓછો ભાગ ભજવ્યો નથી! ઘરને ખૂણે થોડાંક ડોસા, ડોસીઓએ અને બહાર થોડાક વૈષ્ણવો અને સનાતનીઓએ ત્હારૂં નામ બાકી રહેવા દીધું છે એટલે ત્હારે તો તેમનો આભાર માન્યેજ છુટકો નહિતર યુનિવરસિટીઓવાળા અને ધોળી ટોપીવાળાઓએ

તો તારી પુરી ફજેતી કરવા માંડી છે ! પેલાઓ ત્હારે સ્થાને વિજ્ઞાનનું લાકડું ઘુસાડી ને બેઠા છે અને આ લોકો તારા મંદીરોમાં ઢેડ-ભંગીઓને ઘુસાડીને ત્હારા નામને હલ્કું કરવા લાગ્યા છે! અને કેટલાક તકસાધુઓ તો તારા નામેજ કજીયા કંકાસ વ્હોરી બેઠા છે ! કાળાં બજારીયાઓનો આભાર માન કે તેમણે ત્હારા નામની જલતી જ્યોત કાયમ રાખી છે. યાને કે કાળા બજારની કમાણીમાંથી ધર્માદા ફંડોમાં સારી રકમો ભરી રહ્યાં છે!

કેટલાક અક્કલના સ્વામીઓઓ તો કહે છે કે આ જગતમાં **ધર્મ** અને **ભગવાન** એ બે શબ્દોજ બધી લડાઇઓનાં મૂળ છે તો નાસ્તિકતાની ભરતી વધતાં પહેલાં ત્હારે જે કરવું હોય તે કરી લે ! ત્હારાં રડયાં ખડયાં ભગતડાં તો મુગાં માતર થઇ ગયાં છે; તેથીજ મારે જાતે તકલીફ ઉઠાવવી પડી છે; જેથી થોડું લખ્યું ઘણું કરીને વાંચજે અને બીજા કોઇની નહિ તો ત્હારા પરમભગત સ્ટેલીન, ટ્રુમેન, ને એટલીની ઇજ્જત બચાવવા ખાતર તો કંઇ કરી છુટજેજ !

લી. ત્હારો સદાનો
હિતચિંતક
"બેકાર"

**તા. ક:**-ભલા ભગવાન દ્વાપર યુગમાં જે ત્હારાથી ના થયું તે આજે કૉંગ્રેસવાળા કરવા બેઠા છે! જાદવાસથળીમાં ત્હારા જાત ભાઇઓ દારૂપીને લડી મૂવા હતા અને ત્હારી અનેક સમજાવટો નિષ્ફળ નિવડી હતી તેજ દારૂના દઇત્યને આઠવેંતનું એક માણુસ દફનાવવા તૈયાર થયું છે; તો બોલતું સર્વશકિતમાન કે હાલની કૉંગ્રેસ કેબીનેટ ?

卐

# ઘરગતુ બીજો મોરચો !

બીજો મોરચો ઉઘડવાની વાત પેપરમાંથી વાંચીને હું ભડકયો ને જે, જે સામે મળે તેને એ હકીકતથી વાકેફ કર્યા. ગામના પટેલ સામે મળતાં મેં કહ્યું.

"કાં પટેલ સાંભળ્યું ? બીજો મોરચો ઉઘડી ગયો !"

"ચાલો નસીબ ઉઘડી ગયાં રોટલા સસ્તા થશે; પણ મારૂં હાહરૂં મારે તો બીજો બળદીયો પણ માંદો પડયો છે!" પટેલે બીજા મોરચા કરતાં પોતાના બીજા બળદીયાને વધુ મહત્વ આપતાં કહ્યું. હું સ્હેજ નિરાશ થઇ આગળ વધ્યો. રસ્તે ચાલતાં નિશાળના વડા મહેતાજી મળ્યા, તે જાણે કોઇ વરઘોડામાં જતા હોય તેમ પાઘડી ને ખેસ સહિત નાટકના સુત્રધાર જેવા હાંફળા ને ફાંફળા જતા હતા. ફેર એટલો કે નાટકના સુત્રધારના હાથમાં તંબુરો હોય છે; ત્યારે એમના હાથમાં નેતરની વાંકી ને ખરબચડી સોટી હતી ! મેં મહેતાજીને રોકીને કહ્યું;

"રેવાશંકર મહેતાજી ખબર પડી ?"

"શાની ?" તેમણે પૂછયું.

"શાની તે બીજા મોરચાની !"

"અરે! અમારેજ બીજો મોરચો અવળો નીકળે છે ને? આજે મોટા ડીપોટી સાહેબનો મુકામ આવવાનો છે ને કાંઈ સાધન મલતું નથી. જો ગાડી નહિ મોકલાતું તો સાહેબ આવતાંની સાથે મારી સામે બીજો મોરચો માંડીદેશે ને?" મહેતાજીને તો પોતાનીજ પડી હતી બીજા મોરચા કરતાં ડેપ્યુટીને વધુ મહત્વ આપતા હતા. હું ત્યાંથી આગળ વધીને ચોરામાં ગયો, ત્યાં રેવન્યુ પટેલ તથા તલાટી હતા; તેમને ઉદ્દેશીને મેં કહ્યું;

"તલાટી સાહેબ, અંતે બીજો મોરચો ઉઘડયો ખરો, જોયુંને અંતેય મિત્ર રાજ્યોએ પાણી બતાવ્યું!"

"અરે! ભાઈ સાહેબ, પણ બીજો હપ્તો પુરેપુરો વસુલ ન થાય ત્યાં સુધી મામલતદાર અમારા પેટમાં પાણી કયાં પડવા દે એમ છે? બીજો મોરચો ઉઘડે કે ત્રીજો ઉઘડે પણ અમારે તો કાગળના કીડા બનીને દફતરમાંજ નાક ઘાલી રાખવાનું? આજના હપ્તાનું કામ ખલાસ થવા આવ્યું ત્યાં ખેડુતો પાસેથી અનાજ ઉઘરાવવાનું કામ આવી પડયું. એમાંથી પતતાં ફરજીયાત અનાજ ઉગાડવાની યોજનાનું કામ સમજાવવાનું રહેશે; માટે જો અમે બીજા મોરચા તરફ ધ્યાન આપવા જઈએ, છાપાંમાં રસ લેવા જઈએ; તો ઘેર બેસવું પડે ઘેર!" તલાટી બોલ્યા.

"અરે! રસની વાત કરી તો કહેવું પડે છે કે માળી, આઠ ને દસ રૂપિયે મણના કેરીઓ કેમ ખવાય? બીજો મોરચો ખુલવાથી કેરી સસ્તી થાય તો સારૂં। સાહેબને એકાદ કરંડીયો મોકલાવીએ!" રેવન્યુ પટેલ ઉવાચ. એટલે હું ત્યાંથીય આગળ ધપ્યો. મંદીરના ઓટલા પર સાધુ મહારાજની આજુબાજુ બે ચાર આસ્તીકો ગાંજાનો દમ લગાવતા બેઠા હતા, તેમને મેં ઉમળકાથી કહ્યું.

"મહારાજ, આપને સુણા; દુસરા મોરચા ખૂલ ગયા!" એટલે મહારાજ આશ્ચર્ય પામતાં બોલ્યા, "દુસરા મોરસા કયસા!"

"કુસાતો વળી લડાઈકા?

"અરે! રામ રામ કરો, એક મોરચેને તો ગાંજેકા દામ દુગના બઢા દીયા અબ દુસરે મોરચેસે કીતના બઢ જાયગા? લડ લડકે યે લોગ કયા કરેંગે?"

"ક્યા કરેંગે તો વળી જર્મની કો હરાકે દુનિયાંમેં શાંતિ સ્થાપન કરેંગે !"

"મગર ગાંજા-ભંગ કુચ્છ સસ્તા હોયગા ?"

"અરે ! મહારાજ, દુનિયાં કો રોટલેકી ફીકર હૈ ને તમકો ગાંજે-ભાંગકી પડી હે ?"

"અબે, તુ મુઢમતિ માનવ ક્યા સમજે ? ગાંજા ઔર ભંગ તો મહાદેવ શીવ-શંકરકી પ્રસાદી હૈ પ્રસાદી ! લે તુભી એક દો દમ લગાલે, તેરે દુસરા મોરચા ખુલ જાયગા !"

હું તે શંખભારથી બાવાની સાથે દલીલ કરવાને બદલે ત્યાંથી પાછો વળ્યો. મનમાં ગાંઠવાળી કે આવા ગામમાં કોઈને બીજા મોરચાની પડીજ ન હોય ત્યાં હુંય શું કરૂં ? હવે કોઈને એ વાત કહેવામાંય સાર નથી; એમ મનમાં ગાંઠવાળી ઘર તરફ જતો હતો ત્યાં કોઈએ પાછળથી બુમ મારી. જેથી પાછળ જોયું તો છગનલાલ શેઠે બૂમ મારી. છગનલાલ અમારા ગામમાં વ્યાજ વટાવનો ધંધો કરતા એક શેઠ હતા. તેમણે મારા કાનમાં કહ્યું;

"કાં ખબર પડી ? કંઈ આપણાવાળાઓએ જર્મની સામે ઉપાડો લીધો છે !"

"હા, હા. બીજો મોરચો ઉઘડી ગયો !"

"વાહ ! વાહ ! ત્યારે તો સોના-ચાંદીના ભાવ ઉપડશે ખરા ! ભગવાને આપણા વાળાઓને ભલી સુઝાડી ! હું તો કહુંય કે જો બીજાની સાથે ત્રીજો ને ચોથો મોરચો ખુલે તો સારૂં કે સોના-ચાંદીમાં ત્રણ ચાર ગણી તેજી આવતાં જરા પાંચ પચીસનું મોં જોઈએ ! હા...આ, પણ જોર કેવુંક જણાય છે ?" છગનલાલ બોલ્યા.

"જોરનુ શું પૂછો છો ? ૧૧ હજાર વિમાનોને ૪ હજાર આગબોટો ભરીને લશ્કર જર્મનીની સામે ખડક્યું છે; પછી શું જોઈએ ?"

"ત્યારે તો પુરી થઈ ? એ તો એકજ તડાકે જર્મનીના ઉમરા ખુંદી વળશે; તો લડાઈ ટપશીને બંધ પડશે, ને લડાઈ બંધ પડી કે

વેપારનો ધબડકો ! આ જરા લડાઇને લીધે ઘી કેળાં હતાં તેય ચાલ્યાં જશે ! મિત્રો જીતે તો ભલે જીતે; પણ જરાક લડાઈ વધુ લંબાય તો મઝા પડેને ?"

"હ્યો, લોકો તો લડાઇથી ત્રાસી ગયા છે, ગરીબોને તો અન્ન અને દાંતને વેર બંધાયું છે, ને આપ તો લડાઇ લંબાય એવી દુવા માગો છો !"

"શું કરીએ અમારે પણ પેટ લાગ્યું છે ને ? આખી ને આખી સાત પેઢીયાંની પલટણ પછવાડે ઉભી છે તેના ભાવિનો પણ વિચાર ખરોને ?"

"દેશ દુઃખમાં દટાઇ રહયો છે, ભૂખમાં સેકાઈ રહયો છે, ને તમને તમારીજ પડી છે ?"

"હ્યો, વાત લાવ્યા મોટી ? અમે તે શું સાવ સ્વાર્થીજ છઇશું ? આ જરાક વધુ લડાઇ લંબાય ને પાછલા બારણેથી તડાકો પડે તો પછી ધર્માદામાં ક્યાં નાણાં અપાતાં નથી ? દુકાળ ફંડમાં આપીશું, કસ્તુરબા ફંડમાં આપીશું, રેડક્રોસ ફંડમાં આપીશું કે જેથી નામ પણ થશે ને કામ પણ થશે ! આવી બાબતો સમજવા માટે જરા લાંબી અક્કલની જરૂર પડે છે !"

"ભલે એ લાંબી અક્કલ તમને મુબારક !" એટલું કહીને હું ઘર તરફ વળ્યો રસ્તામાં ભોળાશંકર વૈદ્ય પોતાના ઓટલા પર કોથળો પાથરીને બેઠા હતા; તેમણે મને બોલાવ્યોને નવાજુની પૂછી. મારાથી સહસા બીજા મોરચાની વાત નીકળી ગઇ એટલે તે બોલ્યા;

"મારું થયું ! મારું બહુજ મારું થયું !! હવે લડાઇ જલ્દી પતી જશે ને પાછી વિલાયતની દવાઓના બાટલા આંય આવતા થશે; તો પાછી માંખ્યું મારવાની વારી આવશે ! અત્યારે તો વિલાયતી દવાઓને અભાવે લોક ઠીક ઠીક દેશી દવાઓની પાછળ અડયા હતા; ત્યાં તમે આવા મહોકાણના સમાચાર ક્યાં સંભળાવ્યા ?"

"પણ સારૂં છે તે જગત વહેલું છુટશે! લડાઇથી તો રાણી રતાણી સૌ ત્રાસી ગયું છે!"

"ના, ના. કોઇ ત્રાસ્યુ નથી! થોડાંક મજુરડાં, નોકરડાં ને કારકુનીયાં ત્રાસ્યાં હશે, બહુ બહુ તો દાકતર ત્રાસ્યા હશે; પણ અમે વૈદ્ય–હકીમો ત્રાસ્યા નથી! વહેપારીઓ ત્રાસ્યા નથી! અમલદારો ત્રાસ્યા નથી!"

"હશે! હું તો ત્રાસી ગયો છું ને જોઉં છું!" આમ કહી હું સીધો ઘેર ગયો. ઘરવાળી ચૂલે હતી. મને આવેલો જોઇ બોલી;

"અરે તમે તે શાક લેવા ગયા તે ગયા? ભલાને અત્યારે આવ્યા?"

"અને તે પણ શાક લીધા વગરજ આવ્યો!"

"તો હવે શેમાં ખાઈશું?"

"બીજા મોરચાની ધમાલમાં હું શાક લાવવાનુંજ ભુલી ગયો!"

"બીજાં મરચાંની ધમાલ! એ વળી શું?"

"મરચાં નહિ મોરચો!"

"મોરચો શું?"

"લડાઇનો!"

"તે તે વેચાતો મળતો હશે કે? લ્યો મારી બૈઇ, તમેય થોડા નવરા માણસ છો! ચાલીચલાવીને લડાઇ વેચાતી લેવા ગયા? આ છ, છ મહીના થયાં ઘરમાં ખાંડને ઘાસલેટનાં ઠેકાણાં નથી, ચોખાનાં તો સ્વપ્નામાંય દર્શન થતાં નથી ને મોરચો લેવા ગયા?"

"હું નહિ? મીત્ર રાજ્યો"

"મિત્ર રાજ્યો કોના?"

"જો વળી પાછી વેવલી થઇ કે? અંગ્રેજ, અમેરીકા, રશીયા, ફ્રેંચ વગેરે મિત્રરાજ્યો ગણાય તે અમેરિકાને અંગ્રેજોએ ભેગા મળીને જર્મનવાળાની સામે જબરજસ્ત ફોજ ઉતારી છે તે બીજો મોરચો."

"અરે! બળ્યો તમારો બીજો મોરચો જાયને ચૂલામાં? મારો તો બીજો રોટલો વાતમાં ને વાતમાં ઠીકરીમાં બળી ગયો!"

"રોટલો બળી ગયો તો ભલે બળ્યો; પણ હવે તો તને બીજા મોરચાની પુરતી સમજ આપીનેજ જંપીશ ! મારા જેવા ભણેલા, ગણેલા, સુધરેલા માણુસની બૈરી આંતરરાષ્ટ્રીય બાબતોથી અંજાણુ રહે, બીજા મોરચાનેય ન સમજે એ કેમ પાલવે ?"

"હવે સમજ્યા ! જાર બાજરીના ભાવ વધી ગયા, દાળ ઘીના ભાવ વધી ગયા, લુગડાં લત્તાંના ભાવ વધી ગયા, ભેંસ બકરીના ભાવ વધી ગયા, એ જરમલવાળાનો પ્રતાપ ! એને ઠેકાણે પાડવા બીજા બધા રાજવાળાઓ અડયા હશે એનું નામજ બીજો મોરચો ને ? એ જરમલવાળો હારી જાય તો આપણે દાળ-ભાત ખાતા થઇ જઇએ પણ એ હારેજ હાનો તે !"

"કેમ ?"

"મેં તો પડોશવામાં મંછા માસીથી હાંભળ્યલું કે જરમલવાળો તો મોટા રાવણ જેવા રાકસ છે વીહવીહ, હાથથી લડેચ તેથીજ હારતો નથીને ?"

"પણ રાવણુનેય રામે હરાવ્યો હતો; તેમ એનેય હારવું પડવાનું ! બીજા કશાથી નહિ તો ગરીબોની હાયથી પણ એને હારવું પડવાનું ! લાખો નહિ પણ કરોડોનાં લોહી એણે રેલાવ્યાં છે." અમારે આ પ્રમાણેનો વાર્તાલાપ ચાલતો હતો તેવામાં બહારગામથી પરોણા પધાર્યા. તેમનાં મોઢાં જોતાંજ ઘરવાળાંનું મોઢું તોબરા જેવું થઇ ગયું; કારણ કે પુનઃ ચૂલે બેસવાનું, ને વળી દુકાળમાં અધિકમાસની જેમ ઘરમાં અનાજની અછત, ને મહીનાના છેલ્લા દિવસો હતા; જેથી ગજવામાં નાણાંની પણ અછત હતી. નોકરીયાતોના મહીનાના છેલ્લા દિવસો જરા વસમાં હોય છે.

શ્રીમતિ પરોણાને જોઇ જરાક છણકો કરી રસોડા તરફ જતાં બોલ્યાં કે; "લ્યો, જુવો, બીજો મોરચો ઉત્રડી ગયો છે ! આ તમારા મિત્રોની ચઢાઇ તમને ભારે પડી જવાની !" અને ખરેખર એ મિત્રોની ચઢાઇ મને ભારે પડી ગઇ ! આ ઘરના બીજા મોરચાને સંભાળી લેવામાં યુરોપના બીજા મોરચા પર એક અઠવાડિઆ સુધી ધ્યાનજ ન અપાયું ! કોણુ જાણે જર્મનો ફ્રાન્સમાં કેટલા ઉંડા ઉતરી ગયા હશે તેજ ન સમજાયું !

ને પરોણા પણ એવા જુના વિચારના અને અડીયેલ ટટ્ટુ જેવા નીકળ્યા કે આઠ આઠ દિવસ સુધી હિકમત વાપરીને કાઢ્યા ત્યારેજ ગયા! હીટલરને બીજો મોરચો નહિ ભારે પડયો હોય એટલા એ પરોણા મને ભારે પડ્યા! જાણે નર્યાજ પાટલાઘોના અવતાર! પ્રભુ કોઇને એવા પરોણાથી પાલો ન પાડે! માગા, ચામડીયા સરેસ કરતાં પણ ભારે ચીકણા!

વાંચકો તથાસ્તુ કહે કે ના કહે; પણ વાંચકોને માથેય આવા રેશનીંગના વખતમાં મહેમાનોની આસ્માની સુલ્તાની તૂટી પડે, તો તેમાંથી શી રીતે માર્ગ કાઢવો; તે જાણી શકે એ પરોપકારી હેતુથી મેં સાત સાત દિવસ સુધી ભગીરથ પ્રયત્નો કરીને પરોણાને કેવી રીતે ટાળ્યા તેનુ દાસ્તાને દિલરૂબા સાંભળવા જેવું છે.

આખા ચોવીસ કલાક વિચાર કર્યા પછી આશાનું એક આછેરૂં કિરણ હાથ લાગ્યું. મેં શાકની ઝોળી સહિત બ્હારથી આવતાંજ લાગણી-પૂર્વક જાહેર કર્યું કે; "રાજપીપલાથી તાર આવ્યો છે કે પહેલીજ ટ્રેનમાં આવો, અત્રે મુશાયરો રખાયો છે. મારો વિચાર તો હતો કે તારથીજ જણાવી દઉં કે ઘેર પરોણા આવેલા હોવાથી આવી શકાશે નહિ! પણ રાજવંશી આમંત્રણ શી રીતે ઠેલાય?

"એમ કે, રાજવંશી આમંત્રણ છે; ત્યારે તો જમવાની ભારે ચકાચક થશે?" એક પરોણો બોલ્યો.

"હાસ્તો!"

"ત્યારે ઠીક જઇ આવો. અમે સુખે દુઃખે બે દિવસ તમારી ચોપડીઓ વાંચીને પુરા કરીશું!" બીજો પરોણો બોલ્યો; એટલે પરોણા-ઓને ખેરવવાનો મારો વિચાર લગભગ નિષ્ફળ ગયો, પાછો હું વિમાસણમાં પડયો કે "હવે શું કરવું?" આતો ઉલ્ટુ બકરી કાઢતાં ઊંટ પેસે એવું થયું પરોણા ખસે એમ ન હોવાથી મારે "વાણિયા! વાણિયા! ફેરવી તોળ જેવું કરવું પડયું." "અરે! પણ આપ જેવા પુરાણા મિત્રો મહેમાન

હોય ને મારાથી જવાય ? રાજવંશી આમંત્રણ ભલે આવ્યું ! 'આઇ એમ વેરી સોરી'નો તાર કરી દઈશ. કંઇ તમને એકલા મૂકીને તે જવાય?" વળી ત્રીજા ચબાબલા પરોણાએ પૃછ્યું;

"તાર ક્યાં છે તે તો બતાવો ?"

"અમારા મંડળના સેક્રેટરી રસ્તામાં મળતાં તેમને આપી દીધો !" પહેલો પાસો અવળો પડતાં બીજા દિવસે બીજો પાસો નાંખી જોવાની વેતરણ કરવા માંડી. અમારો લંગોટીઓ ફેંડ અકબર ઉઘાડપગો તરબુચની ફેરી ફરતો ફરતો અમારા મહોલ્લામાં ઘાંટા પાડી રહ્યો હતો; તેની પાસે જઇને તેના કાનમાં 'મહેમાનની મુસીબત' વર્ણવી એણે તરતજ તોડ કાઢયો ને જણાવ્યું કે "એમાં તે શી મોટી ધાડ મારવાની છે ? એકાદ મરેલો ઉંદર મહેમાનોને જોતાંજ તમારી ઘરવાળી ઝાંડુ કાઢતાં બતાવે, ને તમારે વાતનું વતેસર કરવું કે પરોણા પોબારા ગણી જશે !"

"પણ ઉંદરને મારવો એ તો હિંસા ગણાય !"

"એ મોટી હિંસા ને અહિંસાવાળી ન જોઈ હોય તો ! માંકડ કેમ મારે છે ? મચ્છર કેમ મારે છે ? ને તારે ક્યાં પોતાના હાથે મારવાનો છે ? જા, જા, તારી ખાતર હું એકાદ મરેલો ઉંદર સપ્લાઇ કરીશ, પણ નાટક સીફ્ટથી ભજવજે ! જો જે કંઇ ભેદ ખૂલી ન જાય !"

"એ બધું તો ખરૂં, પણ બૈરી માને ત્યારેને ?"

"ન માને તો તારા ભોગ ! હું શું કરૂં ?" અંતે બૈરીને ખૂણામાં લઇ જઇને ખૂબ સમજાવી; ત્યારે માની."

સંકેત પ્રમાણે રાતે અકબરમીંયાં ઉંદરડો લઇ આવ્યા હતા. તેને પેટી નીચે ગોઠવી સવારે ઝાડૂમાં કાઢતાં પરોણાંઓને તે ઉંદરના દર્શન કરાવીને એ પ્લેગનો ઉંદર છે ! એમ ઠેરવવું. "આજકાલ શહેરમાં ખૂબ પ્લેગના કેસ થાય છે !" એ વિષય પર નાનકડું ભાષણ પણ ભરડી મારવું કે જેથી પરોણાઓ જીવ બચાવવા નકકીજ ભાગી છૂટશે. એવી પાકે પાયે

ખાતરી હતી; પણ કિસ્મતે યારી ન આપી. પેલો મરેલો ઉંદર જે પેટી નીચે ગોઠવ્યો હતો તેને અર્ધી રાત્રીએ કોઇ બિલાડી ઉઠાવી ગઇ; જેથી ઘરવાળીયે ઝાડૂ કાઢતાં ડાકી પડી, ને અમારો એ પ્રોગ્રામ રદ થતાં પાછો વિચારના વમળમાં ઘેરાયો. પરોણાની પનોતી ટાળવા ખુબ ગડમથલ કરી પણ કંઇ ઉપાયજ સૂઝે નહિ ! વળી એક 'શાલીવાહન'ના ખેલમાં જોએલા રમુજી પ્રસંગ યાદ આવતાં તે નુસ્ખો અજમાવી જોવાનો પેંતરો રચ્યો. ગામના માસ્તર પર એક અર્જન્ટ–રિટર્ન તાર કર્યો અને તેમાં જણાવ્યું કે તમે એવો તાર મારી ઉપર કરો, જેમાં એવું લખજો "તમારા સસરા મરી ગયા છે; માટે ફેમલી સાથે તાકીદે આવો." જો કે મારા સસરાને મરી ગયાને તો ત્રણ વરસ થઇ ગયાં હતાં; છતાં વિચારીને એ છેલ્લો ગોળો ફેંકવો પડયો હતો, પણ નિશાળનો માસ્તર મારો દીકરો એવો 'સતવાદી હરિશ્ચંદ્ર'નો અવતાર નીકળ્યો કે સામે તાર ફેંકયો; "એવું જુઠ્ઠું મારાથી બોલી શકાય નહિ !" હું તો વ્હેલો વ્હેલો તારવાળાને જોઇને દોડયો; ને તાર ઉઘાડી ઉપરોક્ત શબ્દો વાંચતાં ઢીલોજ પડી ગયો. "આવા વેદીયાઓની આ ઇસુની વીસમીસદીમાં શી જરૂર હશે ?"

રિટર્ન તારનું ખર્ચ માથે પડયું ને કામ ન થયું; જેથી ફરીથી બીજા એક ઓળખીતા પર તાર કર્યો, ને તેણે કહ્યા મુજબનો જવાબ આપ્યો, એટલે મેં તારની વિગત ઘરમાં કહેતાં બનાવટી રડારોડ શરૂ થઇ ગઇ, ત્યારે પરોણાંઓએ મહામુસીબતે પોટલાં બાંધ્યાં ! પરોણાંતો અંતે ગયા પણ પાડોશીઓએ પૂછી પૂછીને હૂંસ કાઢી નાંખી ! 'રડારોડનું ખરૂં કારણ જણાવતાં વાતનું વતેસર થાય, માટે વળી બનાવટમાં બનાવટ રજુ કરી કોઇ ત્રીજુંજ કારણ જણાવ્યું ને "મુફલીસમાં જૂઠ બોલવા બદલ ખુદા માફી આપશે !" એવી મનમાં ગાંઠવાળી કામે વળગ્યો અને મિસીસ પણ ઘરકામના મોરચામાં પુનઃ ગૂંથાઇ ગયાં !



# ફિલ્મી મજનુંઓના પ્રેમપત્રો

મ્હારા જેવો ચશ્મધારી સાધુ, પ્રેમપત્રો લખવા તૈયાર થાય થાય એથી વાંચકોને અજાયબી થશે; પણ આજે જ્યારે ઘરડાઓએ ઉપરા ઉપરી લગ્નની બાઉન્ડરીઓ ઠોકવા માંડી છે, અને ફિલ્મોવાળાઓએ પ્રેમનું બઝાર ખૂબ સસ્તું મુકી દીધું છે; ત્યારે હુંય પ્રેમપત્રો લખવા પ્રેરાઉં એમાં શું નવાઈ છે? અને તેમાં મારે પોતાને તો કોઇના પ્રેમમાં પડવાનુંજ નથી ને? હું તો ફક્ત બે ત્રણ પ્રેમીઓના પ્રેમના ઉભરાજ તમારી પાસે ઠાલવવા તૈયાર થયો છું! જુવો ત્યારે વાંચો;

(૧)

(પત્ર પહેલો.)

પ્રિયે!.........આગળ શાનું ઉપનામ આપું; તેજ સમજાતું નથીને? બસ એટલુંય યાદ રહે તો બસ છે કે;

"તુલસી હાય ગરીબકી કભુ ન ખાલી જાય;
મુવે ઢોર કે ચામસે લોહા ભસ્મ હો જાય!"

તમને સમજાવી સમજાવીને થાકી ગયો; પાકી ગયો છતાં તમે મારી એકકેય વાત માની નહિ તો બસ તૈયાર થઇ જાઓ! જ્યારે

માનવીનું મરણ નિશ્ચિતજ છે તો પછી અશક્ત, બીમાર, કે અપંગોની જેમ પગ ઘસીને મરવા કરતાં વીરને મોતે કાં ન મરવું ? એકટ્રેસોના પ્રેમીઓના ઇતિહાસમાં અમર થઈ જાય એવું 'ઇન્તેકામ' હું લેવા માગું છું ! જ્યારે મારા દિલને અને તે દિલમાં વસી રહેલી ઊર્મિઓને તમે પગ નીચે કચરી રહયાં છો; તો પછી હું એ ઘાતકી કાર્યનો બદલો કેમ ન લઉં ?

ખબરદાર ! હોશિયાર ! બસ હવે તો મારૂં દિલ બરબાદ કર્યું છે; તેનો બદલો લઇનેજ જંપીશ. જ્યારે તમે દયા કે વિનંતિઓને તો સાંભળતાંજ નથી, પ્રાણુ નિચ્છાવર કરનારની ફરિયાદ તરફ પણ ધ્યાન દેતાં નથી, તમારા આંગણે ભટકતા ગરીબ પ્રેમી તરફ તો તમે જોવાની કે થુંકવાની ય દરકાર રાખતાં નથી, ને સોનેરી જાળમાં ફસાવનાર પારધી તરફ મિઠી નજર રાખો છો. યાદ રાખો એ સોનેરી પક્ષીઓજ એકાદ દિવસ તમારો જીવ લેશે !

આજે નવ નવ વરસ થયાં તમને પ્રેમપત્રો લખી રહયો છું આઠ દસ ફાઉન્ટન પેનો નકામી થઇ ગઈ, ત્રણ ચાર રીમ કાગળ, અને દોઢ બે ડઝન શાહીના ખડીયા તમારી પાછલ બરબાદ કર્યા; તોય હજીય ઝાંખી જોવાની ફૂરસદ નથી ! તો બસ હવે છેલ્લો ઉપાય અજમાવું છું. પહેલીજ ગાડીએ મુંબઈ આવું છું. રૂપેરી દુનિયાની લોખંડી માશુક, ત્હારા હિમાયતીઓને લઇને તૈયાર રહજે હું કાયર નથી કે અજાણતામાં ઘા કરું ? હું તો ધોળા દાડે, પડકાર કરીન 'ઇન્તેકામ' લેવા આવું છું ! ખબરદાર ! હોશિયાર !

લી. તમારો

—વીરપ્રેમી.

●

(૨)

દિલચોર !......દિલના પ્રણામ સ્વીકારશો ? વિશેષમાં શું કહું ? દિલની કથા સાંભળશો ? રૂપેરી પડદા પર તમારો આકર્ષક અભિનય અને

સુડોળ ચહેરો જોયા; પછી મારૂં મગજ ચકડોળની જેમ ફરી રહ્યું છે ! એક પ્રેમી તરિકે આપને આજ પહેલોજ પત્ર લખું છું. જવાબી ટીકીટ બીડી છે; છતાં જો આપના નાજુક હાથે એનો જવાબ નહિ મળે તો એક પ્રેમીની હત્યાનું આપને પાપ લાગશે ! બસ, હવે તો આપની મહેરબાની પરજ મ્હારા જીવન મરણનો આધાર છે.

હા, તો પહેલાં હું આપને મ્હારી ઓળખ આપું કે હું કોણ છું ? હું એક મોટા પેન્શનર સરકારી અમલદારનો એકનો એક પુત્ર છું. અમારા કુટુંબના બધાજ માણસો મોટા મોટા સરકારી હુદ્દા પર છે. હું મેટ્રીકમાં નાપાસ થયો છું, મ્હારા પિતા કહે છે કે પાસ થઇશ તો તને આઇ. સી. એસ. માટે મોકલાવીશ, ત્રણ બંગલાને બે મોટરોનો હુ એકલો માલિક છું. મારા પિતાની બધીય મિલ્કત અને બેંક બેલેન્સનો હું એકલો વારસદાર છું ને !

બસ ગયાના આગલા રવિવારે કોઇ શુભ ચોઘડીએ ફિલ્મમાં તમારાં દર્શન થયાં છે. બસ ત્યારથી મ્હારી દુનિયાજ બદલાઇ ગઇ છે ! અભ્યાસ પણ છુટી ગયો છે ! ખાવું પીવુંય તજી દીધું છે, અને ફકત તમારાજ નામની માળા જપી રહ્યો છું.

'પૂજારી મોરે મંદીરમેં આવો !'

મહારા એક બેવકુફ મિત્રને મેં પ્રેમની વાત જાહેર કરી; તો તેણે મ્હારા પિતા સમક્ષ ચાડી ખાધી; કે બસ મારો લશ્કરી મીજાજનો બાપ બેનાળી બંદુક લઇને મારી સામે આવ્યો; એ તો ઠીક થયું કે માતાજીએ વચ્ચે પડતું નાખ્યું નહિ તો કઇ જુદુંજ બની જાત. પિતાજીનો વિચાર અમારા એક દૂરના સગાની પુત્રિ સાથે મને પરણાવવાનો છે; પણ હું તો મનથી આપનેજ વરી ચુકયો છું ! પિતાજી એકટ્રેસોને ભલે હલ્કી ગણે પણ હું તો એકટ્રેસોના પ્રેમ પર એવા સેંકડો પિતાઓને કુરબાન કરવા તૈયાર છું !

હા...આ, ભૂલી ગયો ! અમારી એક બૂટની ફેકટરી છે; તેમાં તૈયાર થએલા અપ–ટુ–ડેટ સેન્ડલ એક ડઝન આપની સેવામાં મોકલાવ્યા છે.

બારમાંથી એકાદ જોડી પણ આપના પગને ફીટ થશે, તો મારૂં અહોભાગ્ય સમજીશ. જોઇતું કરતું મંગાવી લેશો. ચાહે જીવાડો ચાહે મારો હું તો આપના ખોળામાં મારૂં શીશ ઝુકાવું છું!

લી. આપનો

—પાગલ પ્રેમી

*

(૩)

વ્હાલી! હા...આ, પણ પ્રેમનો સ્વીકાર કર્યા વગર મને વ્હાલી લખવાનો અધિકાર શો છે? મેં સાંભળ્યું છે કે એકટ્રેસો લાંબા પ્રેમપત્રોનો જવાબજ આપતી નથી. તો મેં છેકજ ટુંકી પ્રેમ પ્રશ્નાવલી મોકલાવી છે તેનો વળતી ટપાલે જવાબ આપી તમારી લાયકાતની ખાતરી કરાવી આપશો. બસ હું તો લાયક હોઉં કે ન હોઉં છતાં માની લોને કે તમારોજ વગર ખરીદેલો ગુલામ છું. નોકર છું-દાસાનુદાસ છું! આશા છે કે તમારા એક સાચા પુજારીના નીચે લખેલા પ્રશ્નોના જવાબ આપી આભારી કરશો.

(૧) તમે કયો ધર્મ પાળો છો? (જો કે એક શુદ્ધપ્રેમી તરીકે મને તો કોઇ ધર્મનો બાધ નથીજ; કારણ કે પ્રેમ એજ મારો તો ધર્મ છે!)

(૨) આપ અત્યારે કુમારીકા છો, કોઇની ગુપ્ત પત્નિ છો કે વિધવા છો? (એ ત્રણમાંથી આપ કોઇ પણ પ્રકારની હશો તોય મારે સ્વીકાર કરવામાં કાશોય વાંધો નથી!)

(૩) જો આપ કુમારિકા કે વિધવા હોવ તો લગ્ન કે પુનર્લગ્ન કરવાનો વિચાર છે કે કેમ? (જો કે હું તો જાણું છું કે ડોસો કુંવારો મરે પણ ડોસી કુંવારી મરતી નથી! છતાં પુછી લેવું સારૂં છે.)

(૪) હા, જો આપનો લગ્નનો વિચાર હોય તો કયા પ્રકારના પતિને આપ પસંદ કરો? શું પતિ માલદાર હોવો જોઇએ, યુવાન હોવો જોઇએ, એવું ઇચ્છો છો?

(૫) હા, જો તમારી પસંદગીનો પતિ તમને પ્રાપ્ત થાય તો પછી ફીલ્મલાઇન છોડશો કે કેમ? ને છોડશો તો કેવી શરતોથી?

(૬) પણ હા, જો લગનને આપ કેદમાં પડવા જેવું સમજતાં હો તો રિટેઇલ યાને છુટક પ્રેમ કરવા તૈયાર છો કે કેમ ?

હાલ તો ઉપરના અર્ધો ડઝન સવાલોના જવાબો આપીનેજ આભારી કરશો. ખુદા આપણને એકબીજાના બનવાની તક આપે એવી આશા રાખતો.

આપનો

—ખાકસાર !

●

(૪)

મ્હારા મુફલિસ જીવનની પૂંજી !

હું તને શું શું લખું ? કેવી કેવી ઉપમાઓથી વધાવી લઉં ? ૯૭ કાગળો લખ્યા તેમાંથી એકકેયનો જવાબ લખવાની તેં પરવા કરી નથી! સ્ત્રીઓ અને તેમાંય હંમેશા પ્રેમનો પાઠ કરનારી હીરોઇનો આવી પત્થર જીગર હશે; તેની તો મને કલ્પનાય ન્હોતી. હવે થઇ છે! ત્હારા પ્રેમમાં મરવા સિવાય બીજો કશોય ધંધો હવે બાકી રહ્યો નથી, નોકરીમાંથી ડીસમીસ થયો છું, ખાવાપીવાનુંય ઠેકાણું નથી, એક અંધારી કોટડીમાં મોતના બિછાનામાં પડયો પડયો; ત્હરી યાદ કરી રહ્યો છું ! હવે મને જીંદગીની તો આશાજ નથી, દાકતરની દવાના પૈસા નથી, ટાકીટનાય પૈસા નથી, આ છેલ્લું પાકીટ મોકલાવું છું. એનો જવાબ મળશે તો હું જીવી શકીશ, નહિ મળે તો ફરહાદ અને મજનુંના પંથે પડીશ !

ખુદાના દરબારમાં જો ઇન્સાફ હશે; તો ત્હારો ને મ્હારો ત્યાં ન્યાય થશે. શું ગરીબોને આ જગતમાં પ્રેમ કરવાનો હકજ નથી ? હું જાણું છું કે તું પ્રેમમાંય વહેપારી દ્રષ્ટિ રાખે છે, ત્હારી સાથે પ્રેમ કરવો એ જીંદગીનો વિમો ઉતરાવવા જેવું છે અને જે વધુમાં વધુ પ્રિમિયમ ભરે તેની તું થાય છે; એ હું જાણું છું છતાં દિલ માનતું નથી. બેશક લવ બ્લાંઇડ યાને પ્રેમ આંધળો છે, નહિતર તારા જેવા પત્થર જીગર એકટ્રેસ પાછળ હું શાનો દીવાનો થયો હોત ? ત્હારા પ્રેમે મને પાંગળો બનાવ્યો

છે, મારા જેવા કંગાલ ને અપંગ આસામી તરફ તું દયાની દ્રષ્ટિ કરે એ તો આકાશ કુસુમ સમાન છે. છતાંય આશા અમર છે જાણી આ છેલ્લું તીર ફેંકું છું. દયાની દેવી પ્રેમની ભીખ માંગું છું, તુંય લયલાની જેમ ભીખ ન આપતાં મ્હારી ઠોબલી ફોડી નાંખશે ? તો તને જરૂર એક પ્રેમીની હત્યાનું કલંગ લાગશે. જો તું પાપ પુન્યમાં માનતી હોય તો મ્હારી આ છેલ્લી અપીલ રાતે સુતી વખતે પુનઃ વાંચી જજે ને ત્હારૂં દિલ કહે તેમ કરજે.

મ્હારી પાસે જર-જમીન નથી. વાડી બંગલા નથી ને મોટર પણ નથી. હા, છે તો ફક્ત એક પ્રેમભર્યું દિલ છે! મલબારનાં લીલાં નાળિયેર જેવું પાણીથી નહિ; પણ પ્રેમથી છલોછલ ભરેલું પ્રેમી હૃદય છે, તેને અપનાવવું કે દફનાવવું ત્હારા હાથમાં છે! આત્માના અવાજને તું ઓળખતી હોય તો માનજે કે 'મુફલિસનો પ્રેમ સાત મુલકોની બાદશાહત કરતા પણ શ્રેષ્ઠ હોય છે!' કંગાલોજ પ્રેમની કદર કરે છે. શ્રીમંતો તો પૈસાને જોરે પ્રેમ નહિ પણ મોહ ખરીદે છે. વધુ તો શું લખું ? બે દિવસથી ભુખ્યો છું છતાં પ્રેમની પ્રિવિકાઉન્સીલમાં આ છેલ્લી અપીલ નોંધાવી રહ્યો છું, તેને સ્વીકારીશ મ્હારી પ્રેમની સરકાર ?

લી. હું છું તારો અદના

ભિખારી

●

(૫)

મ્હારા દિલની રાણી !

મેં અનેક પત્રો લખ્યા પણ તેં એકકેયનો જવાબ દેવાની પરવા કરી નથી. કવિઓ સ્ત્રીઓને કોમળાંગી અને નાજુક દિલની કહે છે; પણ તેં તો મીણને બદલે પાષાણ દિલનાં દર્શન કરાવ્યાં છે! તારી યાદમાં ઠંડા નિશ્વાસો ભરતાં ભરતાં છેવટે ન્યુમોનીયાનો ભોગ થઇ પડયો છું! તારી યાદમાં રડતાં રડતાં આંખો પણ દુઃખતી થઈ ગઇ છે; જેથી દરરોજ આંખોની ધર્માદા હોસ્પીટલાં ધકકા ખાવા પડે છે! માટે મારી રાણી, આવી

જા! આવી જા!! આવી જા!!! ચાહે તો એમ. બી. સીક્સ નાઇન થી બનીને આવી જા; ચાહે પેનિસિલીન બનીને આવી જા, કે ચાહે તો રેડીયમ આપ્રેટ્રોપ્સ બનીને આવી જા, પણ જરૂર આવી જા! મારા જીગરની સુલ્તાના હું બીજું શું કહું?

મેં ફિલ્મોની પાછળ ગાંડા બનીને સ્કૂલ છોડી, ભટકવાનુંજ પસંદ કર્યું છે. ઘરમાં ને ઘરબહાર, સગાં-સંબંધીઓમા બદનામ થઈ ગયો. ચોપડાં વેચી વેચીને અને ફીસની રકમને પણ ફિલ્મો જોવામાંજ ખરચતો રહ્યો! મુંબઇ સુધી ધક્કો ખાઇને તોટ-પેડ કાગળની જેમ પાછો આવ્યો; પણ ફિલ્મસ્ટારોનો પ્રેમ તો મારી પાછળ ભૂતની જેમ લાગેલોજ રહ્યો! હું ચાહું છું કે તું મારી થાય અને હું તારો! પ્રભુ એ દિવસો જલ્દી દેખાડે! સાંભળ્યું છે કે રાવીના પાણીમાં પ્રેમનોજ પ્રવાહ વહે છે, ને લાહોર પ્રેમની ફળદ્રુપ જમીન છે; તો હે લાહોરી લલના હું તારી ઉપર લટ્ટુ થયો છું; એ ફરી ફરીથી કહેવાનું ન હોય? તને નવા પ્રેમી મનોરમા ને હકની સોગંદ, બલ્કે તને શાંતારામ ને જયશ્રીની કસમ, તને ખુરશીદ ને લાલા યાકુબની કસમ, સ્વર્ણલતા ને નઝીરની કસમ, સીતારા ને આસીફની કસમ, દુર્ગાખોટે ને તેની સાથે કોઇપણ ડેન્સ કરનાર ગોરા સોલ્જરની કસમ, તને બારૂઆ-જમુનાની કસમ, તને દેદાર-કમલા ચેટરજીની કસમ, તને મેહબુબ ને સરદાર અખ્તરની કસમ, તને પ્રેમલતા ને ઇરાની શેઠની કસમ, તને રતનમાલા ને પંડિતની કસમ, તને રતબાઇ ને હાફિજજીની કસમ, તને લીલાચીટનીસ ને ગ્નાલાનીની કસમ, તને બાબુરાવ પટેલ ને સુશીલારાણીના કસમ, તું મારી પાસ આવી જા અને આ જલતા જીગરની આગને બુઝાવી જા!

હે પંજાબની પુત્રી, તને ખબર નહિ હોય કે હું પણ દેશભક્ત છું! કેદારનાથ સહગલની પાર્ટીમાં સામેલ થઇ 'વંદેમાતરમ'નો રાગ અલાપું છું. 'ઇન્કેલાબ ઝિંદાબાદ' તો સ્વપ્નામાં ઉંઘતાં પણ પોકારૂં છું! જ્યારે જવાહરલાલ આવે છે ત્યારે 'જય હિંદ'નો પણ પોકાર કરૂં છું! લાલ કિલ્લાની માર્ચીંગમાં પણ હું સામેલ થયો હતો ને પીઠ પર ત્રણ ઝપાટા ખાધા

હતા ! ડાંગના સપાટાથી પણ મારી દેશભક્તિ ટાઢી પડી નથી ! ઇલેકશનના પોસ્ટરો હું વાંચું છું. નેતાજીના કસમ ખાઇને કહું છું કે હું હિંદુ મહાસભાના અખંડ હિંદમાંય માનતો નથી કે ઝીણાના પાકીસ્તાનનેય માનતો નથી કે અકાલી પાર્ટીનેય માનતો નથી. ગવર્નમેન્ટના ખેરખ્વાહોની પાર્ટીનેય માનતો નથી તેમ રેંટીયાદ્વારા સ્વરાજ માગતી જુનવાણી કોંગ્રેસની વિચારસરણીનેય માનતો નથી. બસ માનું છું તો ફોરવર્ડબ્લોકમાં રહી અખંડ પ્રેમ કરવામાંજ માનું છું ! પ્રેમમાં પ્રગતિ થાય એજ ઇચ્છું છું. જો તમે મારો સહકાર સાધો તો પ્રેમદ્વારા આઝાદી મેળવીનેજ જંપું ! બે પૈડાં વગર ગાડી કે સાઇકલ પણ ચાલતી નથી, બે પાંખ વગર પક્ષી પણ ઉડી શકતું નથી તો બે પૈડાં વગર આપણો પ્રેમનો ખટારો પણ શી રીતે ચાલી શકે ? જો તું મને મળી જાય તો હું તને ઝાંસીની રાણી સમજીને તારી પૂજા કરૂં !

અપ-ટુ-ડેટ બંગલામાં વસી રહેનાર અલબેલી ફિલ્મ સ્ટાર ! હું બેકાર છું. તારાજ વિચારમાં કંઇ પણ કામ કરવાની સુઝ પડતી નથી ! સપ્લાઇ ડીપાર્ટમેન્ટમાં મેં અરજી પણ કરી નથી કે કોઇ આર્ટ પણ શીખ્યો નથી ! કામદારોના સરઘસોમાં જોડાઇ 'ઇન્કિલાબ'નો પોકાર કર્યો, મૂડીવાદનો દુશ્મન બન્યો, અંતે ઘરમાંથી પણ હંકાઇ ગયો. પણ ખેર તેની ચિંતા નહિં. પ્રેમનાં પંખીડાંને ગમે ત્યાં માળો મળી આવશે. તું આવીશ તો આપણે સ્ટેશનના વેઇટીંગ રૂમમાંજ પ્રેમની વાતો કરી લઇશું યા શાલીમાર બાગ તો છેજને ! મ્યુનિસિપાલીટીએ પ્રેમીઓની સગવડ સાચવવાને માટે એને બનાવ્યો છે ? ખરેખર વિલાયતની મ્યુનિસિપાલીટીઓની જેમ લાહોરની મ્યુનિસિપાલીટી પણ દીર્ઘ દ્રષ્ટિવાળી છે ! મોટાં શહેરોમાં એવા પબ્લીક ગાર્ડનો ન હોય તો બિચારાં પ્રેમી જોડલાઓનું શું થાય ? પહેલાં ધર્મશાળાઓ, મંદીરની ઓસરીઓ, જાત્રાના સ્થળો, કે પાંજરાપોળોમાં પ્રેમ થતો હતો. આજે કૉલેજની લોબીઓ, સીનેમાગ્રહો, હોટેલો, પબ્લીક ગાર્ડનો વગેરેમાં પ્રેમ થાય છે. પણ પહેલાં ત્રણ સ્થળોમાં પ્રેમ કરતાં પૈસા ખરચવા પડે છે; ત્યારે ગાર્ડનોમાં ફ્રી પ્રેમ કરી શકાય છે ! આવ ! આવ !!

આવ!!! હે, વ્હાલી હવે વધુ ન તરસાવ; નહિંતર ઈંડીયન નેશનલ આર્મિમાં જોડાઇ જઇને કોર્ટ ઓફ માર્શલ થઇ જઇશ! તને એક આઝાદીના ઉમંગભર્યા યુવકને માર્યાનું શ્રાપ લાગશે! તું પાપ કે પુન્યમાં ન યે માનતી હોય; કારણકે સીનેમા સંસારની હદમાં પાપ કે પુન્ય દાખલ જ થતું નથી એવું સાંભળ્યું છે. તો ભલે પ્રેમ-હત્યામાં તો માનતી જ હોઈશ ને?

હે, રૂપેરી પરદાની કોકિલા! શું તું જાણે છે કે મારી પ્રેમથી બેવડ વળી ગયેલી છાતીમાં હું કવિનું હૃદય રાખું છું! હું વાર્તા લેખક અને જર્નાલીસ્ટ પણ છું અને એડીટર બનવાની પણ લાયકાત ધરાવું છું; મારા સવાલો સીનેપત્રોમાં છપાય છે. હું પ્રગતિવાદી સાહિત્યકાર છું. મેં અનેક ગીતો પણ લખ્યાં છે તે સીનેમામાં ગવાશે ત્યારે તને મારા કવિત્વની ખાતરી થશે તને અમીરબાઇ કર્ણાટકીની કસમ તું આવ યા મને બોલાવી લે. હિઝ માસ્ટર્સ વોઇસના કુતરાની કસમ કે હું તારો તાર મળતાં જ... ધારાસભાના ઉમેદવારો મતદારોને આંગણે દોડ્યા જાય છે તેમ દોડ્યો આવીશ! જો તું નહિ આવે યા મને તારી સેવામાં નહિં બોલાવે તો હું 'જોશ' જેવી ક્રાંતિકારક ગઝલ લખીને સીધો કોઇ પણ નજીકની જેલમાં ચાલ્યો જઇશ. મને એ. બી. કે. સી. કોઇ પણ કલાસ જેલમાં મળે તેની પરવા નથી. ત્યાં જતાં રોટલાની ફિકર પણ ટળશે, અને સખત મજુરી સાથેની જેલ મળશે તો તારી ચિંતા કરવાની ચિંતા પણ ટળશે! બાકી અત્યારે તો ઘઉંના અભાવે તારો ગમ ખાઇને જ પેટ ભરૂં છું ને પ્રેમ વાગોળું છું!

હે, મારી સંગીતની દેવી! તું ખરેખર, પગથી માથા સુધી સંગીતની દેવી જ છે! વગર વગાડયે વાગતી હાલતી ચાલતી પ્રેમની વીણા જ છે! તારા ગળામાં સંગીતની એવી જાદુભરી અસર છે કે લાહોરવાળી શમશાદ, ફૈઝાબાદવાળી અખ્તરી કે બનારસવાળી સિધ્ધેશ્વરી પણ તારા ગળા આગળ ઝાંખી ઝાંખી ભાસે છે! તું જ્યારે રેડીયો પર ગાય છે ત્યારે હું સાંભળતાં સાંભળતાં આવીને દેવદારનું ખોખું વગાડવા લાગી જાઉં છું. રેડીઓવાળા તને દરરોજ પ્રોગ્રામ કેમ નથી આપતા એ સમજાતું નથી! એ લોકો

પણ પક્ષપાતી છે. જો બુખારીની જગ્યાએ હું રેડીયો ડીરેકટર હોઉં તો દિનરાત તારોજ પ્રોગ્રામ ફિકસ કરૂં. રોશનઆરા ને શાંતાકુમારીમાં તે શું બળ્યું છે? આવ! આવ!! તને સંગીત સમ્રાટ મરહૂમ તાનસેનની કસમ તું આવ!!! અને મારા......હૃદયના તારને ઝણઝણાવ. એમાં મધુરૂં સંગીત ભર્યું પડ્યું છે!

આહ! શું તું મારી ખાટ આટલી પ્રાર્થના પછી પણ નહિ આવે? મારી ફરિયાદ તારા કાનોમાં નહિ સંભળાય? તારા ધ્યાનમાં નહિ ઉતરે? શું મારાં આંસુ એળે જશે? મારા જેવા ગરીબને મળવા આવતાં તારી ઇજ્જતનું ઇન્સલ્ટ થતું હોય, તારી કીર્તિને કલંક લાગતું હોય તો ભલે આ કિંકરને તારી સેવામાં રજુ થવાની તક આપ! જો નહિ જ આવે, નહિજ બોલાવે કે પત્રનો જવાબ આપવાની પણ પરવા નહિ કરે તો છેવટે લાચારીએ ખાકસારોની જમાતમાં શામેલ થઇ ખાખી પાવડા પલટણ લઇને તારે આંગણે ઉપસ્થિત થઇશ! ને તોય તારું મન નહિં માને તો પ્રભાત ફેરીમાં જોડાઇ તારી ઉંઘ હરામ કરી દઇશ! તારા ઘરની સામે અહરારીઓ પાસે ભાષણ કરાવીશ, ને તોય નહિ માને તો તારા ઘરની સામે ભૂખ હડતાળ પર ઉતરીશ, મરણ પર્યંત ઉપવાસ કરી જીવ દઇશ. ને ભૂત બનીને પણ તારો પીછો નહિ છોડીશ!

લી. ત્હારો
સદાનો અસ્ત થવા માગતો
ન્યુ મજનૂં

તા. કઃ—તારા સુખીયારા જીવને જો આ મુસીબતમાંથી ઉગરવું હોય તો હવે એકજ છેલ્લો ઉપાય છે અને તે એ કે ઓછામાં ઓછો એક પ્રેમપત્ર અને તારો લેટેસ્ટ ફોટો મોકલાવી કૃતાર્થ કર કે જેથી મહુમ અકબરની પેલી પંક્તિ.

**"હિજ્રકી શબ યુંહી કાટો ભાઇઓ; ઉન્કા ફોટુ લેકે ચાટો ભાઇયો!"**
ના જેમ તારા ફોટાને છાતી સાથે લગાડી હંમેશને માટે અનંતની ઉંઘમાં પોઢી જાઉં!

卐

# એપ્રીલ ફૂલ!

**અ**મારા કસ્બાના રંગીલા રાવસાહેબ આ અવનિપર અવતર્યા ત્યાર પછી છઠ્ઠાના દિવસે એમની ફઈબાએ તો એમનું '**ઘેલાભાઈ**' નામ રાખ્યું હતું

અમારા કસ્બાંના ગોળઘીના વહેપારી ગાંડાભાઇના એ એકના એક ચિરંજીવી હતા. એટલે કે ગાંડાભાઇ જો રાજા હોત તો એમના પાટવીકુંવર ઉર્ફે યુવરાજ ઘેલાભાઇ ગણાત! ગાંડાભાઇને પાકટ વયે ઘેલાભાઇ જેવા બત્રીસ ને એક તેત્રીસ લક્ષણા પુત્રની પ્રાપ્તી થઈ જેથી અનેક પ્રકારના આનંદના લ્હાવા લેવાયા. હીજડાઓનાં પુનિત પગલાંથી એમનું આંગણું પણ પાવન થયું! લાડકોડમાં ઉછરેલા ઘેલાભાઈ જોતજોતામાં પાંચ વર્ષની વયના થયા, એટલે રામશંકર મહેતાજીની નિશાળે એકડે એક ઘુંટવા ફરજીયાત જવું પડ્યું. સ્વતંત્ર વાતાવરણમાં વિચરેલ જક્કી ઘેટા જેવા ઘેલાભાઇને નિશાળ તો સાવ કેદખાના જેવી લાગી. વળી પુરાણી પ્રણાલિકાના ગુરુ રામશંકરની સોટીના સપાટા નજરોનજર નિહાળ્યા પછી એ બિચારૂં નાનકડું પ્રાણી ગભરાઇ જાય અને નિશાળના "**વાડામાંથી પાડું એક, છુટું થઇને નાઠું છેક.**" થઈ જાય એમાં શી નવાઈ? ચોપડાંને ગમે ત્યાં સંતાડી

નિશાળના ટાઇમ દરમિઆન ઘેલાભાઇ ખેતરોમાં નાશી જાય, અને ત્યાં કોઠાં, બોર, જાંબુ વગેરે મોસમી મેવો ખૂલ્લી રીતે ખાય ને જો વાડીનો રખેવાળ હાજર હોય તો તસ્કર આર્ટ અજમાવી ગુપ્તપણે વાડીમાં ઘુસી જઇને ઉડાવે. વખતે પકડાઇ જાય તો એક બે લપડાકો ખાતાં નાગપુરી સંતરાં જેવા ગાલ થઈ જાય!

ગાલની સપાટી ઉંચી ઉપસી આવે જેથી સાંજે ગાંડાભાઇની કોર્ટમાં કેસ નોંધાય. ગાલ ઉપસવાના કારણમાં નિશાળની ગેહરાજરી જાહેર થાય; તો પણ કંઇ ઝાઝો ઠપકો ન દેવાય જેથી દિવસે દિવસે ઘેલાભાઈનો ઘેલછા જગજાહેર થવા લાગી પણ પૈસાદારનો પુત્ર એટલે સદ્‌ગુણનો ભંડાર એમ લોકોને માન્યા વગર છૂટકોજ કયાં હતો? આઠ દસ વર્ષના સતત અભ્યાસ પછી માંડમાંડ ઊઠા સુધી ભણીને ઘેલાભાઇ ઘેર બેઠા. બાપકમાઇવાળા ઘેલાભાઇને ધંધાની કે કમાવાની કયાં ફીકર હતી? બાપે બિચારે તલના તેલમાં મગફળી કે ડોળીનું તેલ મિશ્રણ કરીને અને ઘીમાં બટાકા કે શકરીયાનું મિશ્રણ કરીને કાંકરે કાંકરે પૈસાની જે પાળ બાંધેલી તે પાળને તોડવાનું મુસીબતભર્યું કાર્ય (!) ઘેલાભાઈને શીરે આવી પડયું.

પંદર વર્ષના વય થતાંમાંતો અનેક કન્યાઓના પિતાઓએ પોતાની કન્યાઓનું કિસ્મત જગાડવા ગાંડાભાઇના આંગણાંની ધૂળ ઝીણી કરવા માંડી. 'અંતે એક કન્યાનું ભાગ્ય ઉઘડયું! કન્યા પંદર વર્ષની એટલે નવોઢા રમણી હતી, ત્યારે ઘેલાભાઈ તેટલીજ વયના છતાં માંઇકાંગલા જેવા નાદાન હતા. ધૂળેટીના તહેવારે ગર્ધવ પર સ્વારી અને પૂંછડે ઘાસલેટનો જુનો ડબો બાંધી તાલ સૂર સાથે વરઘોડો કાઢવો. એવા એવા પોતાના કુળની કીર્તિને 'આવતચંદ્ર દિવા કરૌ!' ટકાવી રાખવાના પ્રયાસો તો ગૃહસ્થાશ્રમમાં પડયા પછી પણ ચાલુજ રહેતા!

ઘરવાળી ઠપકો આપે કે માબાપ કંઇ સ્હેજ ઠબાણુ કરે, તો ઘેલાભાઇ નાસી જાય, અને કોઇ મિત્રને ત્યાં એકાદ દિવસ સંતાઇ

રહેઃ તો જાણે અમારા આખા કસ્બાનો ભાગ્ય રવિ અસ્ત પામ્યો હોય, તેમ અંધકારમાં અનેક જનો દોડાદોડી કરી અંદર અંદર અથડાઈ મરે! જાણે બે ચાર ધૂમકેતુ સાથે ફૂટી નીકળ્યા હોય અને દુનિયા પર મોટી મોટી આફતો આવવાની હોય તેની ચિંતામાં ચંડૂલ પીનાર ચીનાઓ જેવાં સર્વના ડાચાં દેખાતાં! એક, બે ને ત્રણ દિવસમાં તો ડિટેક્ટિવો રોકવા પડતા! લોકોના ઘરોની ભીંતો પર પોસ્ટરો પણ લાગી જતાં કે "શ્રીમાન રા. રા. મહાશય શેઠ ગાંડાભાઇના ફરજંદ, ઇજારમંદ નહિ પણ અકકલમંદ (!) રા. રા. ઘેલાભાઇ એકાએક ગુમ થયા છે તેમને શોધી કાઢનારને રૂ. ૫૦૧) નું ઇનામ આપવામાં આવશે."

પછી કોઈ ઘેલાભાઇનો પત્તો દેખાડે તો ઇનામ આપવું કે નહિ તે ગાંડાભાઇની મરજીનો વિષય છે (!) આવા આવા સંજોગોમાંથી પ્રસાર થતાં ઘેલાભાઇ જૂવાન બન્યાં ને મોટા મોટા માણસોમાં બેસવા ઊઠવા લાગ્યા (મોટા મોટા એટલે દસ બાર ફૂટ ઉંચા નહિ!) અત્યારે એમના શીરનું છત્ર નહતું, એટલેકે, એમના પિતાજી ગાંડાભાઇ આલોકને ત્યાગી પરલોકમાં પહોંચી ગયા હતા. વહેપાર નોકરોને હસ્તક ચાલતો, જેથી નોકરોનાં ઘર ભરાયાં; પણ ઘેલાભાઇનો સિતારો તેજ હતો, જેથી અત્યારસુધી ખોટ દેખાતી નહતી! પણ હવે ધીમે ધીમે ખુશામદી મિત્રોની સોબતમાં ઘેલાભાઇ અવનતિની ગટર તરફ કૂચ કદમ કરી રહયા હતા. બબ્બાની બહાર પણ લૂટવા લાગ્યા. સરકારી અમલદારોની આગતાસ્વાગતા સારી રીતે કરતા, જેથી અંદરખાને તો અનીતિના અવતાર હતા, પણ બહારથી ભપકાદાર પોષાક તથા ગાડી, વાડીનો ઠાઠમાઠ જેથી સરકાર દરબારમાં સારૂં માન હતું. ખાન પાન ને માનનો સત્કાર થયો એટલે ચાંદ મળતાં વાર લાગતી નથી. જોતજોતામાં ઘરના ખૂણે ગણાતો ઘેલ્યો ઘાંચી સરીયામ રોડ પર રાવસાહેબના ખિતાબથી મશહૂર થવા લાગ્યો! મતલબ કે સરકાર તરફથી એમને રાવસાહેબની ઉપાધી મળી હતી, પણ એમની અપૂર્વ ઉદારતા અને

મોજશોખના પ્રતાપે લોકોએ અને જાહેર છાપાંઓએ એમને "રંગીલા રાવસાહેબ"ના તખલ્લુસથી વધાવી લીધા હતા. હવે તો બસ સાહેબની આગળ પટાવાળો, મહારાજાની આગળ છડીદાર, વરઘોડાની આગળ બેંડ, લશ્કરની આગળ રણશીંગડુ, ખટારાની આગળ બળદ, ભીસ્તીની આગળ ભેંસ કે પાડો અને પ્રજાપતની આગળ ગર્ધવરાજ હોય, તેમ જ્યાં જૂઓ ત્યાં આપણા રંગીલા રાવસાહેબ આગળને આગળ હાજર હોયજ !

લગ્નનાં મંગળ ગીત ગવાતાં હોય કે મરણના મરસીયા પઢાતા હોય ત્યાં પણ આપણા રાવસાહેબ હાજર ને હાજર ! કનકવાના પેચ, ઘોડાની રેસ, કે ક્રીકેટની મેચ હોય ત્યાં પણ એ સાહેબ ભમતા ભૂત પ્રમાણે હાજર હોયજ !

એમની આ અપૂર્વ લાગણી અને મોઢે માગી માન મેળવવાની દાઝને લઇને લોકોએ એમને મ્યુનિસિપાલીટીના મેમ્બર બનાવ્યા. પ્રેસીડંટ યાને કચરાપટીના પરમુરખ (પ્રમુખ) જેવા મોટા હોદ્દાની વરમાળ પણ એમના ગળામાં આવી જાત, પણ અંગ્રેજી ભાષા સાથે એમને અણબનાવ હોવાથી વાઇસ પ્રમુખનું સ્થાન એમને પ્રાપ્ત થયું. જેમ ઇન્સપેકટરની ગેરહાજરીમાં જમાદાર સાહેબ લુખ્ખો દમ ભરાવે અને મહેતાજીની ગેરહાજરીમાં મોનીટર બીજા નિશાળીઆઓ પર રોફ મારે; તેમ પ્રમુખની ગેરહાજરીમાં ઉપપ્રમુખ રંગીલા રાવસાહેબ પોતાનું ગાડું ગબડાવતા. કોઇ પરદેશ ગમન કરે તો તેને માનપત્ર અપાય છે, કોઈ પરદેશથી ધનપ્રાપ્તિ કરી સ્વદેશે સિધાવે તો તેને માનપત્ર અપાય છે, કોઇ ખભે ઝોળી ભેળવી ચંદાના ફંદા લોકોના ગળામાં નાખી, જોર જુલમથી લોકોના લીડર બની, લોકોનાજ પૈસાથી ફસ્ટ ક્લાસમાં મુસાફરી કરે અને જાજરૂ જવું હોય તોપણ પોતાના સાથીઓને ટેલીફોન કરે કે "હું સ્ટા. ટા. પા વાગે ગુરૂશંકા નિમિતે વિચારગૃહ યાને જાજરૂમાં ગયો છું ત્યાંથી નીક

બીને સીધો તાજમહાલ હોટલમાં જઇશ!" એવા વાડી બંગલામાં મોજ કરનારા ને મોટરમાં ફરનારા અને વળી ઉપરથી લોકલાગણીનો દમ ભરનારા, મરહૂમ અકબર અલ્હાબાદીએ કહ્યું છે, તેવા

"કૌમ કે ગમમેં ડીનર ખાતે હેં હુક્કામકે સાથ;
રંજ લીડરકો બહોત હે મગર આરામકે સાથ!"

લીડરોને ડઝનબંધ માનપત્રો અપાય છે. કોઇને રેશમી કપડા પર, તો કોઇને સોના કે ચાંદીની કાસ્કેટમાં, તો કોઇને ગ્લેઝ કાગળ પર સોનેરી ફ્રેમમાં મઢાવીને માનપત્ર દેવાય છે. કોઇ પહાડના શિખર ઉપર હવા ફેર કરવા જાય તો પણ માનપત્ર અપાય છે અને કોઇ દરીયામાં ડુબકી મારી મોતીને બદલે પત્થર લઇને પાછો આવે, તોપણ માનપત્ર અપાય છે. કોઇ લાટ સાહેબ સાથે ફક્ત હાથ મેળવીને આવે તો પણ માનપત્ર અપાય છે, તો કોઇ વિલાયતમાં વિલાસ કે પેરીસમાં "પ્રેમપર્યોજણ" કરવા જાય, તો પણ માનપત્ર અપાય છે! આવા ધડાધડ માનપત્ર આપવાના ને લેવાના ઝમાનામાં આપણા રંગીલા રાવસાહેબ માનપત્ર વગર ભૂખ્યા રહી જાય એ કેવી નવાઇ!

એવા કર્તવ્ય પરાયણ, કાર્યદક્ષ, નીતિનિપૂણ, સર્વચાહક, સર્વ-ગ્રાહક, સર્વસાધક મનુષ્ય એક માનપત્ર જેવી જડવસ્તુથી વંચિત રહે! એ નગરજનોની કેવી કૃતઘ્નતા? કેવી કૃપણતા? કેવી અજ્ઞાનતા! ખરેખર! અમારા નાનકડા નગરમાં રંગીલા રાવસાહેબ જેવુ એકજ અમોલું રત્ન છે! પણ અફસોસની વાત એ છે કે તેની કદર કરનાર કોઇ ઝવેરી નથી! અમારા જેવા બેકદરોના ટોળામાં એ 'કોહીનૂર' કાચનો ટુકડો ગણાય એમાં કંઇ નવાઇ જેવું નથી!

"કદરદાન હી કરતા હે યોગ્ય વસ્તુકો તોલ,
હીરો મુખસે નવ કહે લાખ હમારો મોલ."

પણ એ હીરાનો કોઇએ 'તોલ' ન કરવાથી જાતેજ પોતાનો 'મોલ' કરવા મંડી પડયો!

જૂઓ એ ઘટના એમ બની કે, એમના ગળામાં ગાંઠ નીકળી હતી; જેથી એમની સ્વારી નડીઆદની મિશનરી હોસ્પિટલમાં ઓપરેશન કરાવવા ગઈ હતી. ત્યાંથી એક પખવાડીઆમાં પ્રાઇવેટમાં ઘેલો ઘાંચી ને પબ્લીકમાં કહીએ તો એ રંગીલા રાવસાહેબની સ્વારી નગરમાં ધામધૂમથી આવી લાગી. ધનભાગ્ય અમારા કે એમનાં પનોતા પગલાં પાછાં પધાર્યાં! જેથી હર્ષની હેલીઓ મંડાણી, અને આનંદના ઓરસીયા ઉપર ખુશીની ચટણી ખંડાણી! નગરજનોએ રાવસાહેબ સાજાસમા પાછા પધારે, તો રોકડીઆ "હનુમાન" પર સવામણ ભેળસેળવાળું શુધ્ધ તેલ અને અને "કોલાપીર"ની કબર ઉપર આખું સમામણનું એક કોળું ચઢાવવાની બાધા રાખી હતી! ને એમના ગોઠીયાઓએ એમને એક અપૂર્વ માનપત્ર આપવાનોએ વિચાર કરી રાખ્યો હતો. હર્ષના વેગવાન પ્રવાહમાં એ વિચારો તણાઇ ગયા! એ બધું ખરૂં પણ રાવસાહેબ કયાં અણીચૂકે એવા હતા? પોતાના ગોઠીયાઓમાંથી તેમુરસ તાડીવાલા, ગુલામહુસેન બારીવાલા, ફકીરભાઇ ફરૂટવાલા, બેચરભાઇ બૂટવાલા, ખેમાભાઇ ખટારાવાલા ને જેલાભાઇ જીનતાનવાલા સાથે ખાનગીમાં મસલત ચલાવી કે "તમારે બીજા લોકોમાં મારા ખૂબ વખાણ કરવાં અને નગરજનો તરફથી મારા જેવા લાયક માણસને **માનપત્ર** મળવુંજ જોઇએ, એ બાબતની ખૂબ ચર્ચા કરવી ને માનપત્રનો મેળાવડો ખૂબ ધામધૂમથી કરવો, અને જે ખર્ચ થાય તે આપણી પાસેથી ગણી લેવો!"

આટલી સૂચના મળતામાં તો એમના ખાંધીઓએ માનપત્રની અફવા આખા કસ્બામાં ઉડાડી છાપાંઓમાં પણ મોટા અક્ષરે છપાયું કે 'આપણા શહેરના નામાંકિત નાગરીક ને શહેર સુધરાઇના વાઇસ પ્રેસીડંટ રાવસાહેબ ઘેલાભાઇ કે જે જીવલેણ રોગના પંજામાં સપડાયા હતા છતાં યમરાજના હાથમાંથી જાન બચાવીને નડીઆદથી બી. બી.ને રસ્તે એકાએક ભાગી આવ્યા છે, તેઓશ્રી વગર ઇજાએ ને વગર રજાએ

સાજા ને તાજા પાછા પધાર્યા છે, તેની ખુશાલીમાં સારાએ શહેરના લોકસમુદાય તરફથી તેઓશ્રીને માનપત્ર ઇનાયત થવાનું છે; માટે આવતા આતવારે ત્રીજા પહોરે ટાઉન હોલમાં સર્વે નગરજનોને પધારવા વિનંતિ કરવામાં આવે છે.”

જોતજોતામાં રવિવારનો દિવસ આવી લાગ્યો. અમારા કસ્બાનો કલકત્તાના કલ્પિત કારાગૃહથી ડબલ ક્ષેત્રફળનો વિશાળ ટાઉન હૅાલ પ્રેક્ષકોથી ચિક્કાર થયો. અંદર સુખેથી આળસ મરડી શકાય એટલો પણ અવકાશ ન હોવાથી દરવાજા બહાર આંગણામાં પણ પુષ્કળ મેદની જામી હતી. ટાઇમ થઇ ગયો હતો છતાં રાવસાહેબ પધાર્યા ન હતા, જેથી પ્રેક્ષક સમુદાયમાંથી વારંવાર ઉચ્ચાર થતા કે “એ આવ્યા રાવસાહેબ! રાવસાહેબ આવ્યા?” ના કોલાહલમાં અર્ધો કલાક વીત્યો, છતાં રાવસાહેબની પધરામણી ન થઇ! ઇંતેજારી સાથે કોલાહલ વધ્યો. વોલંટીયરોએ “શાંતિ! શાંતિ!” ના બરાડા પાડયા પણ અશાંતીની જ વૃદ્ધિ થવા લાગી. બહારના પ્રેક્ષકોમાંથી કેટલાકે અંદર ઘૂસવા પડાપડી કરવા માંડી; ઘણાનાં પાંસળાં સંકોચાયાં! એટલામાં “ભોં........ ભોં...ભરરર ભચ્ચ” કરતી મોટર આવી ખડી અને રાવસાહેબે અંગ્રેજી અવતારમાં દેખાવ દીધો. ખાકી સૂટમાં સજ્જ થએલા નેટીવ-બેન્ડે **“આશક ખરબુચા જેવા માશુકના પૂર દમામ”**વાળા લોકપ્રિય ગાયનના ટ્યુનમાં એમનું સ્વાગત કર્યું. રાવસાહેબે મંદહાસ્યથી સ્હેજ ડોકું ધુણાવી બેન્ડનું સ્વાગત સ્વિકાર્યું, દમામભેર હૅાલમાં દાખલ થવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ ધક્કાધક્કીમાં એમની હેટ ઉડી ગઇ! “હીપ! હીપ! હુર્રરે!”ની ચીસો પડી ત્યારે પ્રેક્ષકોને સમજાયું કે રાવસાહેબની સ્વારી બિલ્કુલ પ્રવેશદ્વાર નિકટ આવી લાગી છે. “ઇન્ડીયન લોક તદ્દન જંગલીજ રહેવાના-પોઝીશનનું એમને કંઇ ભાન નથી!” ઇત્યાદિ દેશદાઝની લાગણીના વાક્યો ઉચ્ચારતા ને હૅટની ધૂળ ખંખેરતા હૅાલમાં દાખલ થયા. હોલમાં બિરાજેલા ગૃહસ્થોએ ઉભા થઇને માન આપ્યું. એમણે

ખાલી પડેલી ખુરસીમાં જગ્યા લીધી એટલામાં પ્રમુખની દરખાસ્ત મુકાઇને તેને ટેકા પણ અપાઇ ગયો. જેથી તાળીઓના ગડગડાટ અને "કાબુલી સોંગ! મસ્કતી દાડમ! ગરમ મગફળી! પોંચાવટાણા!"ની જયઘોષણા સંભળાતાં પ્રમુખસ્થાને મી. જગનાથ માદરપાટ મલમલવાળા ચોંટયા! પ્રમુખની પ્રસ્તાવના પૂર્ણ થતાં ચતુર્દિશાએથી રાવસાહેબની તારીફનાં રણશીંગડાં ફૂંકાયાં! કોઇએ વકતૃત્વના જોશમાં બખાળ્યું કેઃ—

"આપણા રાવસાહેબ શ્રીમંત રા. રા. ઘેલાભાઇની સખાવત નિરખતાં સ્વર્ગમાં બેઠા બેઠા દાનેશ્વરી કરણ, રાજા વિક્રમ, તથા હાતમ તાઇના આત્માઓ પણ અદેખાઇથી ધૂંધવાતા હશે!" તો વળી બીજાએ ઠોકી બેસાડયું કેઃ—

"રાવસાહેબનાં મોજશોખ નિહાળીને મહાન મોગલ સમ્રાટ જહાંગીર અને મહંમદશાહ 'રંગીલા' પણ સ્વર્ગમાં ઝંખવાણા થઇ નીચે મોઢે ફરતા હશે!"

ત્યારે વળી ત્રીજાએ બાફયું કેઃ—

"મહાન નેપોલીયન અને સીકંદર જેવા શહેનશાહો તો ઇતિહાસ ને ભુગોળમાં પ્રખ્યાત થયા છે, પણ આપણા રાવસાહેબનું નામ તો ચકલે ચકલે ચવાય છે ને ભવૈયાઓની ભૂંગળમાં પણ ગવાય છે!" આ પ્રમાણે બેત્રણ ખાંડી ભાષણ અપાયું ને ચારે તરફથી વાહવાહની ખંડણીની વસુલાત થઇ. છેવટે પ્રમુખ સાહેબ ઉઠયા અને ગરજ્યાઃ

"સુજ્ઞ સભાજનો! આપની સમક્ષ આજે એક એવા નરને માનપત્ર આપવાનું છે કે જેનાં ગુણગાન સાક્ષરને બદલે રાક્ષસ પણ કરી શકે નહિ! એમની તારીફ માટે રાવણ જેવાં દસ મોઢાં જોઇએ! પણ મારે તો એકજ મોઢું હોવાથી ટુંકાણમાં પતાવું છું. મારાં અહોભાગ્ય કે એવા નર રત્નને માનપત્ર આપવાનો મારા મુબારક હાથોને

ચાન્સ મળ્યો ! (તમે પોતેજ પોતાની ઢોલકી વગાડો છો. એક અવાઝ) "બોલ્યા વગર બોર વેચાતાં નથી" એ દરકે ધ્યાનમાં રાખવું જોઇએ. (પણ અહીં બોર ક્યાં વેચવાનાં છે? અહીં તો માનપત્ર આપવાનું છે! એક અવાઝ) ચાલો બહુ થયું, હવે ચૂપ રહો અને જે થાય છે જોયા કરો!" પ્રમુખે ભાષણ પૂર્ણ કરતાં ઝીક ભરેલા રેશમી કપડાંમાં લપેટેલી માનપત્રની ગોળ કાસ્કેટ રાવસાહેબને અર્પણ કરી! કાસ્કેટ જોતાંજ સભાજનો આશ્ચર્ય પામ્યા; કારણ કે લંબચોરસ કાસ્કેટમાં કે ભૂંગળીમાં માનપત્ર આપવાનો નિયમ બહુધા હોય છે, ત્યારે રાવસાહેબને ગોળ કાસ્કેટમાં માનપત્ર અપાયું હતું. ઉપરનું ભપકાદાર વસ્ત્ર ઉકેલતાં રાવસાહેબ એકદમ તડૂકી ઉઠ્યાં :

"શું આ તે માનપત્ર કે અપમાનપત્ર? ચાંદીની કાસ્કેટને બદલે રોટલા સેકવાની ઠીકરી! શું મારા પૈસા ખાઇને મનેજ બનાવ્યો? અને તે પણ પબ્લીકમાં! હું બદનક્ષીનો કેસ કરીશ!" ઇત્યાદિ રૌદ્રરસ પ્રવર્તક ભાષણ સહિત ધૂવાંપૂવાં થતા રાવસાહેબ ઠીકરીને ફેંકીને ખાસ મેજીસ્ટ્રેટની કોર્ટમાં દોડી ગયા; પણ અફસોસ! રવિવાર હોવાથી કોર્ટ બંધ હતી, જેથી મેજીસ્ટ્રેટને બંગલે મોટર દોડાવી. બંગલાના પ્રવેશદ્વારમાં પદાર્પણ કરે તે પહેલાં મેજીસ્ટ્રેટના પટાવાળાએ એમના હાથમાં એક પરબિડીયું આપ્યું. જે ઉતાવળે ઉતાવળે ઉકેલી જોયું. "એપ્રીલ ફૂલ" એટલા બેજ શબ્દ વચાણા! તપી ગએલા રાવસાહેબ નાદાન દોસ્તોને મનમાં ને મનમાં પાંચશેર પાંચશેરની સંભળાવતા ઘેર જઇ ગોદડું ઓઢીને સુઇ ગયા!



# 'જરાક ધ્યાન આપશો કે ?'

'જરાક આપશો કે ?' આમ કહી તમારા હાથમાંથી છાપું ઝૂંટવી લેનાર મુસાફરોનો આજકાલ ગાડીના થર્ડ ક્લાસમાં તોટો નથી ! તમે એ છાપું, થર્ડ ક્લાસના થર્ડ ક્લાસીઆ લોકોના નકામા ટોળટપ્પાથી બચવા કે વખત પસાર કરવા યા ચાલુ પરિસ્થિતિ જાણવા ખાતર લીધું હોય, તો એ તમારા ત્રણે ઉદ્દેશ પાર પડયા વિના અદ્ધરજ રહી જવાના ! વળી કેટલાક તો વગર પૂછયે જ છાપું ઉઠાવીને વાંચવા મંડી પડે છે અને મુવા તેય કામની ચીજ વાંચતા હોય તો ? આ તો, આધેડ હોય તોય લાગલાજ સિનેમાની જાહેર ખબર અને તેય ભુજંગી છંદમાં વાંચવાના નહિ પણ ગવાના ! આપણા દેશમાં ભણેલાઓનું પ્રમાણ ૧૪॥ ટકા છે; પણ એ ૧૪॥ ટકામાંયે 'જરાક આપશો' કહીને મફતનું વાંચનારાઓનું પ્રમાણ ૭૫ ટકા છે ! એકલાં છાપાંજ 'જરક આપશો ?' કહીને મંગાય છે એમ કંઇ નથી ! પુસ્તકો પણ પાડોશીઓ પાસેથી માગીને વંચાય છે ! કેટલાક તો કાગળ લખવાનો હોય ત્યારે કાગળ, પેન્સીલ કે શાહી પણ માગીને જ વાપરે છે; ને કેટલાક તો "જરા ચશ્મા આપજો" કહીને વાંચવા માગે છે !

એકલી સાહિત્યની વસ્તુઓ જ 'જરાક આપશો' કહીને મંગાય છે એમ કંઇ નથી જગતની અનેક વસ્તુઓ માગીને વપરાય છે. "લઇ

શેઠ, જરા તમારી મોટર અમારા બાલુના વરઘોડા માટે આપશો કે?" "મંછા કાકી, જરા તમારી કંઠી આપશો કે? મારે મારી માસીના દીકરાની જાનમાં જવું છે!" "કમલા, તેં તે દિવસે ગેધરીંગમાં પહેરી હતી તે સાડી જરા આપ ને! મારે તે પહેરીને ફોટા પડાવવા જવું છે, તે દિવસે તું તો હિરોઈન જેવી લાગતી હતી!" "જયંતભાઇ, જરા આપનાં કૉલર નેકટાઇ આપશો કે? માળા આપણે તો કફનીવાળા રહ્યા પણ ગવર્નર સાહેબની પધરામણી થવાની હોઇ, તેમની સામે એવા અવતારમાં ઉભા રહેવું એમ ઠીક ન લાગે ન!" "વકીલ સાહેબ, જરા આપને ઝભ્ભો આપશો કે? અમારે નિશાળમાં પાઠ ભજવવાનો છે!" આમ મોટરથી તે જોડા સુધીની વસ્તુઓ માંગવામાં આવે છે. જો કે હવે તો દરેક વસ્તુ ભાડેથી મળતી હોઇ કેટલાક સ્વમાન પ્રેમી માણસો 'માંગવું ને મરવું' બરાબર સમજે છે; છતાંય, માંગણીઆતોની સંખ્યા પ્રમાણમાં ઓછી તો નથીજ! કેટલાક તો પરોણા આવે ત્યારે વાપરવા માટે બે ચાર દિવસ માટે ઘર પણ માગે છે! ફક્ત એક બૈરીજ 'જરાક આપશો!' કહીને કોઇ માગતું નથી! એ સિવાયની દરક વસ્તુ મંગાય છે.

"જરાક તમારો અસ્તરો આપશો કે? મારે દાઢી મૂડવી છે! માળા, હજામો બધા હડતાળ પર ઉતર્યા છે ને રેઝર બ્લેડનો દુકાળ છે!" "જરાક તમારો હોલબૂટ આપશો કે? મારે શિકારી ડ્રેસમાં ફોટા પડાવવો છે. વખતે એક રજવાડામાં નોકરીનું બની જાય એમ છે!" "જરાક બીડી કે દિવાસળી આપશો કે?" કહેનારાઓનો તો તોટોજ નથી!" "કંકુ કાકી, જરા તપખીર આપશો કે?" અમારા કીકાના બાપા તો હાવ ભૂલકણા છે! મેં એમને ત્રણ ત્રણ વાર ઠોકી ઠોકીને કહ્યું પણ ભૂલીનેજ આવ્યા!" "કરશન કાકા, જરા તમારાં પાઘડી ન જામો આપશો કે? મારા બાપાને લગનમાં જવાનું છે!" "જરાક જગા આપશો કે?" ઓશિયાળું મોઢું કરતાં કોઇ પેસેંજર જરાક જગા માગે તેને આપણે બિલાડીનું બચ્ચું બેસે એટલી

જગા કરી આપીએ તે ધીમે ધીમે પહોળો થઈ, હાથીનું બચ્ચું બેસે એટલી જગા રોકવાનો ! મુંબઈનોજ એક બનાવ છે. એક ભાઈની બૈરીના મા-બાપે કાગળ લખ્યો કેઃ "જો હવે તમે હમારી દીકરીને મુંબઈ નહિ લઈ જાવ તો અમે એને કોઈ દિવસ નહિ મોકલીએ; ને ભરણ પોષણનો દાવો કરીશું તે જુદો !" તે ભાઈ ગભરાયા અને પોતાના એક મિત્રની પાસે જઈ ગદગદ કંઠે પોતાનો અહેવાલ રજુ કરવા લાગ્યા. "દોસ્ત, તું વાંઢો છે, થોડાક દિવસ મારી ખાતર તકલીફ ઉઠાવી લે તો ? ફક્ત દસ પંદર દિવસને માટે મારે મારી ઘરવાળીને બોલાવવી છે, તો તું તારો રૂમ મને જરાક પંદર દિવસને માટે ખાલી ન કરી આપે ? હું જીંદગી સુધી તારો આભાર નહિ ભૂલું!" પેલાએ દયાભાવે રૂમ ખાલી કરી આપ્યો અને આ ભાઈ સાહેબ તો બૈરીને લાવ્યા, પછી તેમાં કાયમના ચોંટી રહ્યા. પેલાએ રૂમ ખાલી કરાવવા ઘણુંએ ફાંફાં માર્યા, પણ આ લાચારીજ બતાવતા રહ્યા. "હે દોસ્ત, તું તો એકલો રહ્યો, તે ગમે તેના ઓટલા પર કે ધર્મશાળામાં સૂઈ રહે તોય ચાલે; હું બૈરી સાથે કયાં જાઉં ? એને એક બે દિવસ પરોણા તરીકે જવાનું કહું છું તોય માનતી નથી ! હવે થોડાક દિવસ વધૂ થોભી જા, કાંક લાગ મળશે કે પારસલને પિયર પધરાવી તને તારો રૂમ પાછો આપીશ." અને આમને આમ છ માસ વીતી ગયા. ને પેલો બિચારો 'જરાક આપવામાં' રખડી પડયો !

"જરાક વહેપાર કરવાની પરવાનગી આપશો કે ?" આમ કહીને સર-ટોમ્સરોએ જહાંગીરને કાકલુદી કરી તો તે ભલા બાદશાહે વહેપારની પરવાનગી આપી, ને પછી તો ગોરાઓએ ધીમેધીમે હિંદમાં ઘર ઘાલ્યું ! આપસઆપસમાં લડવાથી હિંદીઓનું ઘર ખોદાયું ને ગોરાઓનુ મંડાયું ! આજે આ ઉડાઉડના સમયમાં તો મોટાં મોટાં રાજ્યો "જરાક અમારા લશ્કરને રસ્તો આપશો ?" એમ કહીને રસ્તો લેવાને બદલે આખો મુલક જ હજમ કરી જાય છે ! જૂવોને ઇરાનને મિત્રરાજ્યોએ કહ્યું હતુ કે "તમારા દેશના રક્ષણને માટે જરાક અમારાં

લશ્કરો રહે એટલી થોડીક જગ્યા કરી આપજો" અને હવે કોઇ ત્યાંથી લશ્કરને હટાવતું નથી! બિચારાં ઇરાનનું બૂમો પાડી પાડીને ગળું બેસી ગયું ત્યારે માંડ માંડ હટ્યા! ગત યુદ્ધમા તો બ્રિટન, રશિયા વગેરેએ અમેરિકા પાસેથી "જરાક તોપો ને ટેંકો આપશો કે?" એમ કહીને લડાઇનાં હથિયારો પણ માંગી લીધાં હતાં! અરે! લશ્કર પણ ઉછીનું માંગવામાં આવતુ હતું ને? અને કેટલાક તો "જરાક આ બાબતમાં તમારી સલાહ આપશો કે?" આમ કહીને અક્કલ પણ ઉછીની માગે છે. મુસોલીની હંમેશાં હિટલર પાસેથી ઉછીની અક્કલ લઇને જ ચાલતો હતો ને? અરે! કેટલાંક તો "જરાક......આપશો કે?" કહી કહીને આખો જન્મારો પૂરો કરે છે. જુવો થોડાંક સેમ્પલ્સ!

"કાન્તી બ્હેન, જરા શેર દોઢ શેર ચોખા આપજો ને? ઘેર પરોણા આવ્યા છે ને એ તો રેશનીંગની દુકાન પર સવારના ગયા છે તે સાંજ પડી તોય આવ્યાજ નથી! જય હોય ત્યાં ગગાભા બળદની જેમ ચોંટીજ રહે છે. કાલે પાછાં આપી દઇશ. હા...આ, જરાક હોય તો બે ચાર લીલાં મરચાં પણ આપો ને?"

"ગાંડી બ્હેન, જરા...એક પ્યાલી તેલ આપશો કે? સવારે અમારો ઘાંચી દઇ જશે એટલે આપી જઇશ. મુઇ આવી વસ્તુ માગવી પડે છે તે શરમ આવે છે; પણ ઘરનું માણસ નઠોર તે શું કરીએ? ઘરની તો રજ્જેય ચિંતાજ ન મળે! રાત દા'ડો મિત્રોમાંજ મ્હાલ્યા કરે, ને ઘરવાળી કેવી રીતે ઘર ચલાવે છે તે જાણેજ નહિ. હાય! પત્થર જેવા કાળજાના માણુહ હારે પાનો પડયો છે!"

"મંછા માસી, જરા મસાલો આપશો કે?"

"સરલા ભાભી, જરા ચપટી ચાહ આપો ને? તમારા ભાઇને તો બ્રુક બોન્ડ ગમતી નથી, તે કહે છે કે જરા સરલાને ત્યાંથી ચપટી દાર્જીલીંગની ચા લઈ આવ, સાંજે હું ડબો લઇ આવીશ; ત્યારે આપી આવજે."

"વ્હાલી ફૂઇ! જરા શેરેક દાળ આપો ને? છોકરાંના કકળાટમાં દાળની ગુણ કાઢવાનું ભૂલી ગઇ, ને હવે તો કાઢીને વીણવા બેસતાં બપોર વહી જાય! કાલે પાછી લઇ જજો. હાં...આં! ને જરા ચપટી હળદર પણ આપજો! પેલા તોફાની જચુડાએ હળદળના ડબામાં પાણી નાખીને પીળો રંગ બનાવી ભીંતો રંગી નાખી છે; તો હવે અત્યારે ક્યાં લેવા જઇએ? ને એના બાપા તો કોઇ મફતીઆની હારે સિનેમા જોવા ગયા છે! ભાયડાઓની જાતને કંઇ ફિકર ચિંતાજ નહિ!" આ પ્રમાણે હોંશિયાર ઘરવાળીઓ "જરાક આ આપશો! જરાક પેલું આપશો!" આમ કરી ટર.ને આખો જન્મારો પુરો કરી નાંખે છે!

"જરાક વૉટ આપશો કે? હુંય કોઇ દિવસ આપને કામ લાગીશ." એવું કહી વૉટ લઇ જનાર ભદ્ર પુરુષ પછી ઓછામાં ઓછાં પાંચ વરસ સુધી તો પાછું વળીને જોતાજ નથી! "જરાક મારી વાત સાંભળશો કે?" એમ કહી વાતનો આરંભ કરનાર વિમા એજન્ટ, પોતાની મધલાળમાં તમારો વિમો ઉતારીનેજ જંપશે!

"જરાક......સાંભળજો મહેરબાનો!" આમ કહી ટ્રેનનો થર્ડ કલાસનો વકતા થોડુંક ભાષણ કર્યા પછી, તરત તે ભાષણના પોતેજ અમલ કરવા પાંજરાપોળના કે અનાથાશ્રમની પેટી આગળ ધરવાનો યા તો વીંછી કે માથું ઉતારવાની દવા આગળ કરવાનો!

એક પ્રસંગ યાદ આવ્યો. લડાઇના સમયમાં ટ્રેનની ભીડથી તો કોઇ અજાણ્યું નહિજ હોય ૧૦ માણસની સીટ પર ૨૦ તો બેઠાં હતાં, ૭–૮ માણસ પગો આગળ બેઠાં હતાં ને ઉપર એક તરફ પોટલાં બિસ્તરાંનો ડુંગર ખડકાયો હતો, તો બીજી તરફ એક વ્હોરા ગૃહસ્થ ઉંઘતા શાના; ઉંઘવાનો ઢોંગ કરીને પડયા હતા! આવી હાલતમાં સેંટ્રલ સ્ટેશનથી ગાડી ઉપડી. દાદર આવતાં વળી બે ચાર ચઢયા, ને માંડ માંડ ઉભા રહ્યા. હવે તો માણસ તો ઠીક પણ એક

ચકલી સમાય એટલી પણ જગા બાકી ન હતી, કે એક માણસ દોડતો દોડતો મરઘીનો કરંડીઓ માથે લઇને આવ્યો ને ગાડીના દરવાજાની બ્હાર લટકીને ઉભો. એક હાથે માથા પરનો કરંડીઓ મજબૂત પકડીને બીજે હાથે બારણું પકડીને એ લટક્યો. થોડેક ગાડી ગયા પછી અંદર ઉભેલા એક માણસને દયા આવી. તે બોલ્યો કે: "ભલા માણસ, પડીને મરી જઇશ!" તો તે બોલ્યો કે કંઇ વાંધો નહિ. હું તો લટકી રહીશ પણ મારો આ કરંડીઓ જરાક અંદર મૂકી દો ને!" પેલાએ દયા ભાવે કરંડીઓ લીધો તો ખરો, પણ મૂકે ક્યાં? જરાએ જગ્યા જ ન હતી. પેલાને તો 'બકરી કાઢતાં ઊંટ પેઠું'. હવે એ કરંડીઆને ફેંકી પણ શી રીતે શકાય? ઠેઠ પાલઘર સુધી તે બિચારો ઉભો જ રહ્યો ને માથા પર કરંડીઓ યે રહ્યો! બધા પેસેંજરો તેની હાલત જોઇને હસવા લાગ્યા. આમ 'જરાક' શબ્દ દેખાય છે નાનો સરખો, પણ તેનાં કાર્યો મહાન છે! વિધવાઓ કે કુમારિકાઓ સાથે 'જરાક' પ્રેમ કે દિલ્લગી કરનારાં માનવ-રૂપિ દાનવો ઘણી વેળા સમાજમાં કલંકના કીર્તિસ્તંભો ઉભા કરી દે છે! આમ 'જરાક' એ દેખાવમાં વામણો શબ્દ છે પણ એની શક્તિ વિરાટ છે!

●

# રૂપેરી પાર્લામેન્ટ!

રૂપેરી પરદાની રૂપસુંદરીઓની એક પાર્લામેન્ટ પોતાના પ્રશ્નોની ચર્ચા કરવા માટે તા. ૧લી માર્ચને રોજ નેશનલ સ્ટુડીઓના વિશાળ મંડપમાં મળી હતી, પ્રમુખસ્થાન માટે પંચાત ઉભી થઇ. "પ્રમુખસ્થાન કોને આપવું?" એ એક વિકટ પ્રશ્ન હતો!

"સૌથી વધારે ચિત્રોમાં કામ કર્યું હોય તેને પ્રમુખસ્થાન આપવું?" લીલા ચીટનીસે ઠરાવ મૂક્યો.

"એ હિસાબે તો એકસ્ટ્રા અભિનેત્રીઓમાંથી કોઇને પ્રમુખસ્થાન આપવાનું રહ્યું! અને કદાચ હીરોઇનમાંથીય એ સ્થાન કોઇને આપવા બેસીએ તોય એ તો પેલી વધુ વંચાય તે ચોપડી સારી! જેમ સદેવંત સાવળીંગા, હલામણ જેઠવો, ગજરામારૂ એ સૌથી વિશેષ ખપે છે; છતાં

શ્રેષ્ઠ પુસ્તકો ગણાતાં નથી; તેમ જે વધુ પિકચરમાં કામ કરે તે પ્રમુખ-સ્થાનને લાયક ગણાય નહિ!" મીસ–મોતી.

"ત્યારે જેણે વધુ લગ્નો કર્યાં હોય ને વધુ છુટાછેડા કર્યા હોય તેને પ્રમુખસ્થાન આપવું!" શ્રી. રાજકુમારી શુકલા.

"ના. એ પ્રશ્ન સાથે પ્રમુખસ્થાનને શું લાગેવળગે છે?" શાંતાઆપ્ટે.

"ત્યારે જેણે પુરૂષોને સૌથી વિશેષ તમાચા લગાવ્યા હોય તેને પ્રમુખસ્થાન અપાય?" રત્નમાલા.

"ના, આ કંઇ મારામારીનું મેદાન સર કરવાની ઓલમ્પીક ગેઇમ નથી, આ તો પાર્લામેન્ટ છે માટે સફળ અભિનેત્રી હોય તેનેજ એ સ્થાન આપવું!" કાનનબાલા.

"વળી પાછી પંચાત ઉભી થશે. કારણ કે આ લાઇનમાં તો દરેકજ પોતાને સફળ અભિનેત્રી માને છે ને? માટે જે વધુ પગાર મેળવે તેને પ્રમુખસ્થાન આપવું!" લીલાદેસાઇ.

"પગારનો સંબંધ તો જુવાની અને ગોળમટોળ ચહેરા સાથે કળાનો વહેપાર કરનાર દરેક લટકાં મટકાં કરનાર વધુ પગાર મેળવી શકે" રામોલા.

"મ્હારૂં માનો તો જેને પ્લેબેકનો આશ્રય લેવો ન પડે તેવી કોઇ એકટ્રેસને એ સ્થાન આપવું." ખુરશીદ.

"એ બધી કડાકૂટમાં પડવા કરતાં જે મોટી ઉમરની પ્રૌઢા હોય, વજનમાં ને ઉંચાઇમાં સૌથી વિશેષ હોય તેનેજ પ્રમુખસ્થાન આપવું!" શમીમ.

અંતે તોલ કરતાં સૌથી વિશેષ વજનદાર જદ્દનબાઇને પ્રમુખસ્થાને સ્થાપવાનું નકકી થયું.

"પણ હું તો નિવૃત થઇ છું! અમારા જેવાં ટ્રામનાં ઉતરેલાં ઘોડાંઓને પ્રમુખસ્થાને બેસાડવાથી તમારા વર્તમાન પ્રશ્નો શી રીતે ઉકેલાશે?" જદ્દનબાઇ ઉવાચ્.

"કંઇ નહિ, તમારી પ્રતિભા અને અનુભવ કામ લાગશે." રાજકુમારી શુકલા.

અને અંતે જદ્દનબાઇના પ્રમુખસ્થાને રૂપેરી પાર્લામેન્ટનો આરંભ થયો.

પ્રમુખસ્થાનેથી રજુ થયું, "લગ્ન વિષે આપનો શો મત છે?" એ પ્રશ્ન પર બે પક્ષ પડી ગયા. એક લગ્નની તરફેણમાં મૂખ્ય વ્હીપ મીસ સિતારા અને વિરોધ પક્ષનાં મુખ્ય વ્હીપ મીસ શાંતા આપ્ટે હતાં.

પ્રથમ શાંતા આપ્ટેએ લગ્નની વિરુધ દલીલો કરવા માંડી. "શરીર સ્વાસ્થ્ય સચવાઇ રહે માટે લગ્ન કરવાની જરૂર નથી અને આપણા ધંધામાં તો શરીરનેજ પહેલું સાચવવાની જરૂર છે જુવાનીનો થનગનાટ સમાતો ન હોય તો રોજ લંગોટ પહેરીને દંડ–બેઠક કરવાં ને મગદળ ફેરવવાથી સાંધા ઢીલા થતાં આપો આપ તન ને મન કાબુમાં આવી જશે. જો શરીર મજબુત હશે તો કોઇપણ અણુસારો, આંગળીચાળો કે અડપલું કરતાં અચકાશે. પરણીને કોઇની ગુલામી આપણે શા માટે સ્વીકારવી? પુરુષ જાત ગદ્દભ જેવી છે; જે સ્ત્રીઓની વિરૂદ્ધ ભૂંકી પણ જાણે છે ને વખત આવતાં લાત પણ મારી જાણે છે! સંસારનો ભાર ભલે એ ગર્વથી ઉચકીને ફર્યા કરે, એ ભાર ઉંચકવામાં ભાગ પડાવવા જતાં ફસાઇ જઇશું માટે લગ્ન શબ્દનોજ બૉયકોટ કરો?"

"હીયર! હીયર!" લીલા દેસાઇ, મિનાક્ષી, ભારતી વગેરેએ શાંતા આપ્ટેના ભાષણને ટેકો આપ્યો. હવ તાળીઓના ગડગડાટ વચ્ચે દુર્ગા ખોટેએ ભાષણ કર્યું

"શાંતા બ્હેનની વાત તે ઠીક છે, પહેલવાન ટાઇપની બ્હેનો ન પરણે તો વખતે ચાલી શકે! બાકી જગતની આળ અને ગાળથી બચવા જેમ ખેતરમાં હરણોથી ઉગરવા ચાડીયા ઉભા કરવામાં આવ છે; તેમ નામનોય પતિ પસંદ કરી લેવો ઠીક છે. પતિ તો ઘડપણની લાકડી જેવો મદદગાર થઇ પડે છે. બાકી લગ્ન કરવાથી પરતંત્ર થઇ જવાય છે, ને પતિનો હુકમ ઉઠાવવો પડે છે એ હંબગ વાતો છે! અલબત્ત પહેલાં જ્યારે સતિઓ પતિને પ્રભુ તરીકે માનતી ત્યારે એવુ હશે, બાકી અત્યારે તો પતિ એટલે પત્નિનો ખાનસામાજ ગણાય! જેમ મોટર માટે શોફરની જરૂર પડે છે, ગાડી માટે કૉચમેનની જરૂર પડે છે, વિમાન માટે પાઇલૉટની જરૂર પડે છે; તેમ સ્ત્રીને પાતની જરૂર તો ખરીજ! પછી ભલેને તે ગમે તેટલી વયની હોય? ઉલ્ટો એકટ્રેસોને તો પતિ કરવાથી એક નોકરનો ખર્ચ બચી જાય છે!"

"હીયર! હીયર!" કહી લીલાચીટનીસે ભાષણ આરંભ્યું. દુર્ગા બ્હેનની વાત પણ સાવ નાખી દેવા જેવી તો નથીજ! આપણા માટે ચાહ પાણીની વ્યવસ્થા કરે, મોઢું ધોવડાવે, કપડાં પહેરાવે, કપડાંની ઘડીઓ વાળે, કોઇ મુલાકાતી આવે ત્યારે હુકમ ઉઠાવે, પાળેલાં શ્વાનની જેમ ઘર

સાચવે, ભટ્ટ અને ઘાટી, સેક્રેટરી ને પ્યુન, એ બધીય ફરજો બજાવે, બાળકો હોય તો તેને રમાડે, એવું બધુંય કરે છતાં એક દોઢીયું પગાર પણ માગે નહિ અને ધણી તરીકે જરા રોફ પણ મારે નહિ! એથી રૂડું શું? પતિ એટલે પત્નિનો વફાદાર પહેરેગીર! અને જો છતાંય ન ગમે તો જુના ટાયરને બદલી ને મોટરવાળા નવુ ટાયર વસાવે છે; તેમ કયાં એક પતિને પાણીચું આપીને બીજો નથી કરાતો? આ દેશમાં બધી, વસ્તુઓનો દુકાળ પડે પણ પતિઓનો દુકાળ પડે એમ નથીજ! એના બેસતાં પહેલાંજ પ્રતિમદાસ ગુપ્તા ઉભી થઈ. "બરાબર છે. પહેલાં પોતાની કમાઈ ખાનારા ટેકીલા પતિઓ હતા ત્યારે પતિ ખોળવા માટે સ્વયંવરો કરવા પડતા; પણ આજે તો બૈરીની કમાઇ ખાનારા માઇકાંગલા પતિઓનો જમાનો હોઈ એક માગતાં એકસઠ હાજર થઈ શકે એમ છે; અને તેથીજ પતિભક્તિમાં પલ્ટો આવ્યો ને 'પત્નિ ભક્તિ' દાખલ થઈ ગઈ છે! આજના પતિઓ રાતદિવસ ખડે પગે પત્નિનો પડયો બોલ ઝીલવા કમર કસીને તૈયાર ઉભા હોય છે; પછી પરણવામાં શું તોટો છે? પોર્ટર વગરનું સ્ટેશન સુનું લાગે, કુલી વગરની મારકેટ સુની જણાય, વેઠીયા વિનાના સરકારી ચોરા સુના જણાય; તેમ ધણી વિનાનું ઘર પણ સુનું સુનુંજ લાગે છે! હું તો ત્યાંસુધી કહું છું કે આપણે એકાદ કુતરૂં તો પાળીએજ છીએ ને; તેના કરતાં એકાદ પતિને પાળીએ તો શું ખોટું?"

હવે ઉભી થઇને શોભના સમર્થ બોલી, "ના, ના છેક પતિનું સ્થાન એવું હલકું ન ગણાય. પતિ દિવાદાંડી સમાન છે ને પત્નિ તેની ઉપર ફરતી રંગીન બત્તી સમાન છે! પતિ પુષ્પ સમાન છે; તો તો પત્નિ તેની આસપાસ ઉડતા પતંગીયા સમાન છે!'

'ના, ના, ના. પતિને છેક છાપરે ચઢાવી દેવાની જરૂર નથી! પત્નિ ઘાણી સમાન છે; તો પતિ તે ઘાણીને ખેંચનાર બળદ સમાન છે! એક બળદ થાકીપાકીને અશક્ત થઈ જાય; તો તેને પાંજરાપોળમાં પધરાવી બીજો બાંધવો. સમાજ ભલે બડબડાટ ફફડાટ કર્યા કરે; પણ વરસ દિવસે ખાસડાંની જેમ ધણીએ બદલાય તો કશો વાંધો નહિ! લગ્ન જીવનની આખરી મંઝિલ છુટાછેડા છે! જેમ ક્રિકેટમાં વધુ સેન્ચરી નોંધાવનારને માન અપાય છે; તેમ સિનેમાઆલમમાં વધુ પતિઓ કરનાર અભિનેત્રીને માન અપાવુ જોઇએ!" મીનાને આમ બોલતી અટકાવીને રત્નમાળા બોલી.

"છટ્, છટ્! લગ્નને આટલું બધું સસ્તું બનાવી દેવાની જરૂર નથી. જેમ કંજુસ માણસ આખો જન્મારો એકજ પાઘડી કે છત્રીથી વિતાવે છે, જેમ સાચો સંન્યાસી એકજ લગોટી કે કફનીથી જીવન વિતાવે છે, જેમ સાચો લીડર આખો જન્મારો એકજ સિદ્ધાંતને વળગી રહે, જેમ ખાતર પાડનારાઓ એકજ ગણેશીયાથી આખું જીવન વિતાડે; તેમ પત્નિએ પછી તે એક્ટ્રેસ હોય કે બિન એક્ટ્રેસ હોય પણ તેણે એકજ પતિને પકડી રાખવો!"

"પણ પતિ ન હોય તોય ચાલે? હવે તો 'રોકેટ' અને 'રેઇડર' નામે વિમાનો વગર પાઇલટે ચાલે છે, ટેંકો, ટ્રકો ને મોટરો પણ વગર ડ્રાઇવરે ચાલે છે; તો પછી વગર પતિએ સ્ત્રીથી ન ચાલી શકાય? જેમ નવા કપડાં પર થીંગડું લગાડવું એ અશક્ય છે; તેમ જુવાન સ્ત્રીએ પતિ કરવો અશક્ય ગણાય! અલબત્ત ઘડપણને પાળવા આધેડ વયની ઓટ થતી ઉંમરે ઝિંદગીનો વિમો ઉતરાવી પ્રિમિયમ ભરવાની કડાકુટને બદલે એકાદ પૈસાદાર પતિ કરી લેવો કદાચ ઠીક થઈ પડે!" વીણા બોલી ને મધુરી ડોલી.

"મોટી ઉંમરે પાંજરાપોળમાં જવાનો વખત ન આવે તે ખાતર તો મેં આ વયે લગ્ન કરી નાખ્યાં છે! શાન્તાબ્હેન ભલે સંન્યાસીની થવાનાં હોય; પણ આજે તો જાણે આપણા સીનેસંસારમાં લગ્નોની મોસમ બેઠી છે!" મધુરીને વચ્ચેથી અટકાવતાં લીલા દેસાઇએ ટહુકો કર્યો;

"ને કાલે પુનઃ છુટાછેડાની મોસમ નહિ બેસે એની શી ખાતરી? મને તો આવા કનકવાના પેચ જેવાં લગ્ન અને ડાઇવોર્સ જરાય પસંદ નથી! એના કરતાં રણજીતવાળાં ગૌહરબાઈની જેમ એ વિષયથી રિઝર્વ રહેવું શું ખોટું છે? એથી માન મલાજોય જળવાય અને છાપાંના છાપરે નામ પણ ન ચઢે!"

"એવાં મોટેરાંની વાત તો અપવાદ રૂપ ગણાય!" મંજુલા બોલી.

"પણ જે સમાજમાં ત્રણ વાર પતિ કરો અને પાંચ પોરીઆંની માતા થાઓ તોય મીસ યાને કુમારિકા ગણાઓ તે સમાજમાં લગ્નના પ્રશ્નને છેડવોજ નિરર્થક છે! સિનેસમાજમાં તો લગ્ન એક કચકડાના ઢીંગલા જેવો પ્રશ્ન છે! એને જરાક વધુ દબાવો કે ખેંચો તો ગોબા પડી જાય ને જરાક વધુ ગરમ કરો તો સળગી પણ જાય! વળી કચકડાની દુનિયામાં તો બધુંય કચકડાનું જ હોય ને? લગ્નએ કચકડા જેવાં તકલાદી

ને છુટાછેડા પણ કચકડા જેવાં તકલાદી! જેમ ફિલ્મમાં હીરો-હીરોઈનનાં બનાવટી લગ્નો જેવાં આ લગ્નો ન કરતાં એ આખા પ્રશ્નનેજ દાટી દઈએ તો કેમ ?"

"પણ આપણા સીને પત્રકારો દાટેલાં મૂડદાંને પાછાં ઉખેડે એવા હોય છે ને ? નુરજહાં.

"ભલે લગ્નો દટાઈ જાય; પણ પ્રેમ ન દટાવો જોઈએ !"

"પ્રેમ તો દટાય તોય ભૂત બનીને પુનઃ ઉભો થઈ શકે એવો હોય છે માટે એ વિષે કોઈએ ઝાઝી ચિંતા કરવી ન જોઈએ !"

"આપણે ભલે પ્રેમની ચિંતા ન કરીએ પણ આપણા પ્રોડ્યુસરો અને દિગ્દર્શકો ક્યાં પ્રેમમાં પૂળો મૂકે એમ છે? એમને તો પર્દા પર પ્રેમને વહેતો કરીને તિજોરીઓ ભરવી છે ને! અને જ્યાં ૯૯ વખત પર્દા પર બનાવટી કે જુઠ્ઠો પ્રેમ કર્યા પછી ૧૦૦ મા વખતે ખરેખરો પ્રેમ થઈ જાય છે. જેમ આજે વેજીટેબલ ઘી ખરા ઘીની જગ્યાએ બેધડક વપરાઈ રહ્યું છે; તેમ વેજીટેબલ પ્રેમ ખરા પ્રેમની જગ્યા કેમ ન લઈ શકે? અને વેજીટેબલ પ્રેમથીજ જ્યાં ગાડું ગબડતું હોય ત્યાં લગ્નની નક્કામી કડાકૂટ શા માટે? હું તો કહું છું કે ઉલટાં લગ્ન કરવાથી અભિનેત્રીઓની ઈજ્જત અને કીંમત ઘટી જાય છે! લગ્ન થયા વગર લગ્નજીવન કરવાનું. છત્રી ઓઢયા વગર વરસાદથી ઉગરી જવાતું હોય; તો પછી એ લગ્ન કે છત્રીની જરૂર શી?"

"ખરેખર! સુવર્ણલતાના બોલ સુવર્ણ જેવા છે." પ્રમીલા.

"પણ એ સુવર્ણમાં સુગંધી ભળે તો સારૂં! એ પ્રેમ વૉટરપ્રુફ હોવો જોઈએ! પ્રેમનાય પાછા બે પ્રકાર છે. પશ્ચિમની ઢબનો રિટેઈલ પ્રેમ જે ખાસ હોલીવુડથી આયાત થયો છે; તે ઠીક ઠીક પ્રમાણમાં ફૂલીફાલી રહ્યો છે. આથી હૉલસેલ પ્રેમ એટલેજ લગ્ન! પછી એને લગ્નની મહોર છાપ હોય તોયે શું ને ન હોય ત્હોયે શું ? પણ મારો તો એ મત છે કે લગ્નની મહોર છાપ મરાઈ ગયા પછી એકટ્રેસે સિને લાઈન તજીને લગ્ન જીવનને નભાવવા પુરેપુરી સંસારી બની ગૃહરાણી બની સમાજને બીજી રીતે ઉપયોગી થવું જોઈએ!" જમુના.

"જેમ ઘરમની ગાય કોઈને ખીલે ન બંધાય; તેમ નર્સ, મિસ્ટ્રેસ, અને એકટ્રેસ પણ કોઈને લગ્નનો કોલ આપીને ન બંધાય એજ વધુ

ઋષ્ટ છે! પણ એ ઇષ્ટ, શિષ્ટ ગણાય કે નહિ તે તો સમાજ શાસ્ત્રીઓ જાણે!" સ્નેહલતા.

"અરે! અમે તો ત્યાં સુધી મત ધરાવીએ છીએ કે બાપાઓની સામે બળવો કરીને પણ મનમાન્યાં લગ્ન કે પુનર્લગ્ન કરી લેવાં જોઇએ!" મનોરમા અને નલીની જયવંત કોરસમાં ગાતી નથી પણ બોલે છે!

અંતે ખોંખારો કરીને લગ્ન-પક્ષની વ્હીપ મીસ સિતારા બોલવા ઉભી થઈ "આપ ગમે તે મત દર્શાવો પણ મારો તો એજ મત છે કે જેમ શ્રીકૃષ્ણ લગ્ને લગ્ને કુંવારાજ હતા; તેમ એકટર એક્ટ્રેસો પણ લગ્ને લગ્ને કુંવારીજ ગણાય! મારે આઠ પતિ થયા છે. તે આટલી ઉંમરમાં કંઈ વધારે ન ગણાય? તીબેટમાં ૨૫ પતિઓ ખાનદાની ગૃહિણીની નિશાની ગણાય છે! ઓછામાં ઓછો દર વરસગાંઠે તો એકાદ પતિ બદલાવો જ જોઇએ! જ્યાં સુધી ઘરડી અભિનેત્રીઓનું પોષણ કરવા કોઇ 'અભિનેત્રી આશ્રમ' નીકળ્યો નથી કે અપંગ સ્ટારોનું રક્ષણ કરવા કોઇ 'સ્ટાર પાંજરાપોળ'ની ઉત્પત્તિ થઈ નથી ત્યાં સુધી પૈસાદારોનાં ફરજંદો સાથે પરણીને બેંક બેલેન્સ વધારવામાં જરાય વાંધો નથી! હું તો કહું છું કે દરેક હીરોઇન જેટલી ફિલ્મોમાં કામ કરે તેટલાં ઓછામાં ઓછાં લગ્ન કરવાં જોઇએ. અને દરેક લગ્ન કે છુટાછેડા પર અમુક ટેક્ષ રાખીને તે પૈસાથી અભિનેત્રી આશ્રમ કે સ્ટાર પાંજરાપોળની સ્થાપના થવી જોઇએ. અને લગ્નનો ટેક્ષ ત્રણસો રૂપિયા તો, ડાયવોર્સનો ટેક્ષ નવસો હોવો જોઇએ, કુંવારી રહેનાર એક્ટ્રેસો પાસેથી વાર્ષિક ત્રણ હજાર રૂપિયા દંડ લેવો જોઇએ!

"હું ધારૂં છું કે મારી દલીલોને આપના મગજમાં ખીલા ઠોકીને સમજાવવાની જરૂર નહિજ રહે! હું બેસી જતા પહેલાં સ્પીકર સાહેબ નહિ પણ મડમને અપીલ કરૂં છું કે તેઓ મારા પોઇન્ટને લક્ષમાં રાખીને પોતાનું જજમેન્ટ આપશે!" 'અલ્લારખી ઝિંદાબાદ!' ના પોકાર પડ્યા પછી તાળીઓના ગડગડાટ તથા કેટલાક વિરોધદર્શક સૂરોની વચ્ચે સિતારા બેસી જતાં પ્રમુખસ્થાને લગભગ ઉંઘી ગયેલાં જદનબાઈ, જીલ્લુબાઇએ તેમની કમરે ચુંટી ખણી ત્યારે આળસ મરડીને ઉભાં થયાં અને બગાસાં ખાઇને બોલવા લાગ્યાં.

"વિદ્વાન અભિનેત્રી બેનો! મને કાલ રાતનો ઉજાગરો હોવાથી મેં તમારાં ભાષણો તો પુરાં સાંભળ્યાં પણ નથી; પછી હુ શી રીતે ફેંસલો આપું? છતાં હું એટલું બેધડક કહી શકીશ કે જેમનો કુંવારિકા રહેવાનો વિચાર હોય તે ઉંમરભર કુંવારિકા રહી સરસ્વતી, નર્મદા, કે આર્માની જેમ પવિત્ર રહી નામના કમાય; અને જેમને પરણવું હોય તે ભલે પરણીને સીતા, દ્રૌપદી, કે દમયતિની જેમ સતિ ધર્મ બજાવી કૃતાર્થ થાય. મ્હારો તો બંને પક્ષને ટેકો છે! કોઈ જાહેરને બદલે ગુપ્ત લગ્ન કરે તોય વાંધો નથી ને અખંડ બ્રહ્મચારીણી રહી કુદરતી રીતે બાળકોની માતા બને તોય વાંધો નથી! બાકી આપણે સ્ટાર યાને તારિકા ગણાઇએ છીએ તો **કોઇને ધોળા દિવસે તારા ન બતાવીએ એમાંજ આપણી શોભા છે! પવિત્ર ગંગા જેમ અનેકના મેલ અને પાપ ધુવે છે; તેમ પોતે મલિન થઇને પણ સમાજનાં પાપ અને મેલ ધોવાનો પ્રયત્ન કરવો જોઇએ.** સમાજના ઉકરડાને બગીચાના રૂપમાં ફેરવી દેવાનું આપણા હાથમાં છે! '**જય સિનેમા**'નો આપણા હાથમાં ઝંડો છે; તે ઝંડાને બુલંદ કરી સમાજનો અને દેશનો ઉદ્ધાર કરવો. આપણે તો રૂપેરી દુનિયાની પરિચારિકાઓ છીએ. સેવા ધર્મ બજાવતાં બજાવતાં ખતમ થઈ જવાય તોય શું? સારૂં સારૂં ખાઈ પીને, સારૂં સારૂં પહેરી ઓઢીને સારાં દેખાવા કરતાં; મનને સારૂં બનાવો એમાંજ આપણી શોભા છે. જો કે હું તો વાનપ્રસ્થ છું. વનમાં જવાને બદલે મરીન ડ્રાઇવ પર રહીનેજ સંન્યાસ્યાશ્રમમાં જીવું છું: છતાં તમને છેલ્લો ઉપદેશ કરૂં છું તે કાને ધરવો હોય તો ધરજો નહિતર ઘેર જઇને ગોદડું ઓઢીને સુઈ જજો.

"તનકી કરલે બંધ કિવાડ મનકી ખિડકી ખોલ!" અને તોજ તમારા બોલનો તોલ જગતમાં થશે. માટે બોલો;

"રૂપેરી દુનિયાકી જે! જદનબાઈ ઝિંદાબાદ!"ના પોકારો વચ્ચે પાર્લામેન્ટ બરખાસ્ત થઇ.

— સમાપ્ત —



એવો કયો માણસ છે કે જેને ભલભલા માથુ નમાવે છે ?

'એમનો હજામ'

બંસી



માસ્તર :

તારો અભ્યાસ પાછળ કેમ છે ?

સાહેબ ! હું અભ્યાસ પાછળ મંડ્યો રહું છું
એટલા જ માટે.

